# કાવલાની કાંહાંણી.

ભાગ ૧ લો.

## એક વારતા.

બનાવનાર

બહમનજી નવરોજજી કાબરાજી,

"ફુરસદ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહ બચ્ચાની સજર્જેની," "ધીરજનું ધન યાને સંકટ અને સબુરી," "પાકીજેહ પ્યાર યાને ખુશરો અને પરીચેહર," "ફરાંમર્ઝ," "કાચા કાનની ખરાબી યાને ઝબનેઝર અનેં શીરીન," "જુગાર," ઈત્યાદિના કરતા.

મુંબઈ મધે

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

સેમ્યુએલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૮૭.

# અર્પણ.



અમારાં જે સર્વ વાંચનારાંઓ અમોને અમારાં સઘળાં પુસ્તકોમાં કદરદાંની ભરેલો આશરો આપતાં આવ્યાં છે, અને જેઓએ અમારી અદના વારતાઓ અને નાટકોની ચોપડીઓ નીતીમાન, ચાનક આપનારી, અને અતી ઘણી રસીલી તરીકે સ્વીકારી અમોને હંમેશ ઇનસાફ આપ્યોછે, તેમનાં અમો તરફનાં એ ચાલુ હેસાનની એક નોંધ તરીકે આ નાંધલું પુસ્તક તેમને ઘણાં માન સમેત અર્પણ કરીએ છીએ.

માર્ચ ૧૮૮૭.

બ. ન. કાબરાજી,
બનાવનાર.

" But what strange Art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give;
New views to life and teach us how to live
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud;
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.

શોકીન ગુજરાતી વાંચનારાંઓના માન ભરેલા આશરા હેઠલ' વરસ દર વરસ એકેક નીતીમાન "નાવેલ" પ્રગટ કરવાના અમોએ કરેલા ઇરાદા મુજબ અમો આ સાલ જે ચોથું પુસ્તક બાહેર પાડીએ છીએ તે "કાવલાની કાંહાંણી" નામે અમારી એક નવી પારસી સંસારી વારતાનો આ ૧ લો ભાગ છે, અને અમોને માનવાને વિશ્વાસ છે કે અમારાં આગલાં ત્રણ પુસ્તકો જેમ તમામ નિષ્કલંક અને નીતીમાન નિવડયાં છે, તેજ કીસમે આ નવું પુસ્તક પણ તેજ સંઘમાં વગર અટકાવે શામીલ થઇ શકશે.

"કાવલાની કાંહાંણી" અમારી બીજી વારતાઓની પેઠે ઈંગ્રેજી ઉપરથી ઘટતા ફેરફારો સહીત ઉપજાવી કાઢેલી એક વારતા છે, અને તે પારસી સંસારને લાગુ પડતી બનાવી અમોએ અમારાં વાંચનારાંઓના મોટા ભાગને ખાશ કરીને વધારે ગમત આપનારી કરવાને તજવીજ કરી છે. એ વારતા અમોએ અમારાં "ફુરસદ" ચોપાન્યાંની કટારો માટે લખવા માંડી છે, (જેમાં તે હજી પુરી થઇ નથી) અને તે એટલી મોટી છે કે તેને આખી એકઠી બાહેર પાડવાનું અમોને તેમજ ખરીદનારાંઓને પાલવે નહીં વાસ્તે તેને જુદાં પુસ્તકમાં છપાવતાં પણ અમારે તેના જુદા ભાગો કરવા પડે છે.

એ પ્રમાણે અમારી આ નવી વારતા અસાધારણ રીતે લાંબી છે તોપણ તે એટલી બધી રસીલી છે—તે માહેલા બનાવો પારસી પાત્રને લાગુ પાડેલા હોવાથી હાલનાં કેટલાંક ચિત્રોને એટલા અનુસરતા આવે છે કે તે "ફુરસદ"ની કટારોમાં ઘણાજ શોખથી વાંચવામાં આવે છે, અને તેજ રવેસે નવાં વાંચનારાંઓને એ અમારી વારતાનો આ ૧ લો ભાગ ફુરસદને વખતે ખરી ગમત આપનારો થઇ પડશે એવી અમોને ખાત્રીભરેલી ઉમેદ રહે છે.

અમોને આ અમારાં નવાં પુસ્તકમાં પણ આગલ પેઠે સઘલાં આગલાં કદરદાંન ગ્રાહાકોએ ઘણી ખુશીથી આશરો આપ્યો છે,

દીબાચો.

અને એ આશરો અમો અમારે પોતાને માટે વધુ આવકારકારક એટલા માટે સમજ્યે છીએ કે તે સરેસ્તા પ્રમાણે કશી પણ જાહેર ચીકાસદાર સીફ્રારસ કે ભરભલામણ વગર ફ્કત અમારાં નામ અને કામની પ્રગટ પ્રસંસાનાં પરીણામ તરીકે તેઓ આપ્યાં જાંય છે. એવાં અમારાં ગ્રાહકોનાં નામ આ વેલા અમો પછવાડે પ્રગટ કરતા નથી તે ફ્કત એટલાજ માટે કે એ એકજ વારતાના દરેક ભાગમાં તે આપવા કરતાં અમો તે સઘલાં નામો અમારી આ નવી વારતાના સૌથી છેલ્લા ભાગને સેવટે એકઠાં છાપવા સાચવી રાખવાને ઘુરત વેલા દુરસ્ત સમજીએ છીએ.

માર્ચ ૧૮૮૭. • બ. ન. કાબરાજી,

બનાવનાર.



# સાંકળીઉં.



સાંકળીઉં.





૨૯૪શ્રુ

# કાવલાની કાંહાંણી.

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

#### સુરતથી મુંબઈ.

મારાં મા બાપ કોણ તે હું જાંણુતો નથી, કેમકે મેં તેઓને કદી જોયાં ન હતાં. કેહેછે કે તેઓ બંને થોડે થોડે માસને અંતરે મારી છેક બચગીમાંજ આ જેહાંનથી વાસો ઉઠાવી ગયાં હતાં, અને તેથી મારાં માબાપનાં નામ જાંણુવાથી વધારે કશું હું તેઓ વીશે જાંણુતો નથી. હું સુમારી ગામમાં મારી માએનાં એક સાવકાં માસીને ઘેર મોટો થયો હતો. જ્યારે હું ૭ વરસનો થયો ત્યારે તેઓએ મને સુરતમાં ખરસેદદારૂ મોબેદ નિશાલ ભણાવતા હતા ત્યાં મુકયો હતો, ને ત્યાંથી હું એક તે વખતની ઇંગ્રેજી સ્કુલમાં પસાર થયો હતો. હયાં તે વખતનાં પ્રમાણુમાં મેં તે ભાશાનો ઘણી હોંસથી બની આવતો અભ્યાસ કીધો હતો. મને પોતાને પોતાની હકીકત લખવી પડેછે, એટલે સચ્ચાઇને ખાતર કેટલુંક કેહવું પડશે જે સભ્યતાનો વિચાર કરીએ તો કલ્પાવના ચલાવીએ, પણુ વારતામાં એવી સભ્યતા શોભે નહીં એટલે વાંચનાર મને એ કદમ કેહેવાની રજા આપશે કે હું બચગીથીજ મગજનો ઘણો ચાલાક હતો, ને તેથી મારી વખાંણુ મારાં માએનાં માસી જેઓને હું મમાઇ કરીનેજ કેહેતાં શીખ્યો હતો તેઓને અને મારા મમાવાને અવારનવાર કરતાં મેં સાંભલ્યાં હતાં. સુરતમાં સ્કુલની હાલહવાલી છતાં મેં જાતી ચંચલાઇ અને મેહનતે હું ૧૨ વરસનો થયો તેટલાં ઠીક અભ્યાસ કીધો હતો. સુરતમાં હું એ ખરશેદદારૂ (જેઓ ખ-રશેદદારૂ હાડકુંનાં રમુજી નામે ઓલખાતા હતા તેઓ)નેજ ઘેર રેહતો, ને આંઠ દહાડે પંદર દહાડે મારે ઘેર જતો.

મારૂં ઘેર! તે મારૂં ઘેર ક્યાં હતું? તે મારી માની માસી તોબી ખરૂં જોઈએ તો પરાઇ હતી, અને હું જોતો હતો કે તે મમાઈનું કે મમાવાનું મારાપર કશું હેત ના હતું. મારૂં આખું નામ કાવશજી કુંવરજી* મીસ્તરી હતું, પણ હું મારાં ઘેરમાં કાવસને નામે ઓલખાતો હતો. મને કોઇ કાવલોબી કેહતું. મારો ગરીબ્બો હાલ જોઇને કોઈ નસકોરાં ચઢાવનાર અભઇજી મને હાંક મારતાં તો કાવલો કેહેતાં; વલી કોઇ તેઓ કરતાં વધારે ડાહ્યાં વિચારનાં આસામીઓ* મને કાવસજી કરી કેહેતાં. હું ખુબસુરત હતો, અને તેથી કદાચ લોકો મારાપર વધારે હેત કરતાં હોય, અથવા તો બચગીથીજ મેં મેલવેલી અદબ સભ્યતા અને સારાં સલુકથી હું લોકોનું દીલ જીતી લેતો હોઉં, ગમે તે હોય; પણ ખરશેદદારૂ હાડકું ફાટેલ ભેજાંનો એક મોબેદ હતો, તોબી મારાપર જરાલગાર હેત રાખતો હતો, અને તેનાં ઘેરમાં હું જેટલો સુખી હતો તેથી વધારે સુખી સુમારી ગામડાંમાંનાં મારાં પોતાનાં ઘેરમાં હોઉં એમ માનવાને મને શક છે.

પણ વલી સુખી? સુખ શાંનું? એક માબાપ વનાનાં મારા જેવાં હીણાં કરમવાલાં બચ્ચાંને સુખ શાંનું? બીજાં છોકરાંઓને હું માબાપ સાથ લાડ કરતાં જોતો, બીજાં બચ્ચાંઓપર માબાપો હજારો હેત કરતાં તે હું જોતો, બીજાં બચ્ચાંઓ જે સુખ, જે છુટાપણું, જે સઘલી સગવડોમાં હતાં તે હું જોતો, અને મારૂં બાલક હૈયું આવી કાચી સમજ છતે દુ:ખનાં ઉભરાઓથી ઉભાઇ જતું. માની પ્યારની ચુમીથી હું સદા બેખબર હતો, અને બાપના પ્યારથી પસવારવાનો મને કદી અભ્યાસ થયો ન હતો. એ દુ:ખ નવ વરસ પછી હું ઘણી સારી રવેસે પીછાંણવા લાગ્યો, અને તેથી ખરશેદદારૂ હાડકું મને પોતાને ઘેરથી જ્યારે મારે ઘેર જવાની રજા આપતા ત્યારે મને જાજો હરખ થતો નહીં એ કુદરતી હતું.

એવી રીતે મેં ૧૩ વરસ સુધી અભ્યાસ કીધો, ને તે અરસામાં મેં સારી તાલીમ લીધી. એ સઘલી તરબીએતનો ખરચ મારાં મમાઇ મમાવા પુરો પાડતાં એ વાત તો ખરી, કેમકે ખરશેદદારૂ હાડકુંને દર મહીને એક ચોકસ રકમ પુગાડવામાં આવતી હતી તે હું જાંણતો હતો. હું છેક ચીઠડેહાલ ફરતો ન હતો

તેમજ કાંઈ મોટા ભપકામાંબી હતો નહીં, પણ મને ફુવડ ફરવા ગમતુંજ ન હતું એટલે મારાં કપડાં જતનથી રાખતાં હું હમેશ સુવસ્થ અને સારે હાલે ફરતો હતો.

મારાં મમાઇ કદી બેસીને જીવ ઠેડવીને મારી સાથ વાત કરતાં ન હતાં, અને તેથી હું કોઇ મારાં બીજાં સગાં છે યા નહી તેબી જાંણતો ન હતો. ખરૂં કહું તો તેઓ તરફના દેખીતા ઓછા ચાહની વલાંણથી એવી પુછપરછો કરવાને કદી મને કાલજીજ નહીં થતી હતી. કોઈ મને ભુલાવો ખાઇને કુંજરો કેહેતું હતું, કેમકે હું બીજાં છોકરાંઓમાં ભેલાતો નહીં ને ભેલાતો તો તેઓના જેટલો ઘોંઘાટ કરી રમતો નહીં. એમ કરવાનું કારણ ફકત મને બાલપણથી બાઝ ખાધેલો બલાપો હતો. મને કોઈ વ્હાલાં વગરની આ દુન્યા સ્મશાંન સરખી સુની લાગતી હતી, ને તેથી અભ્યાસ વના મને બીજુ કાંઈ ગમતું ન હતું. હું કાંઇ ગમગીન ઘુવડ જેવો થઇને ફરતો નહીં હતો. જ્યાં હસવું હોય ત્યાં મીઠાસથી હસવાને હું સદા તયાર હતો, અને તેથી જેઓ મને પેહેલી નજરે ભુલાવો ખાઇ 'કુંજરો કાવલો' કેહેતાં તેઓ તુરત પોતાની ભુલ જોઇ પસ્તાવો ખાતાં હતાં.

એ રીતે મેં કહ્યું તેમ જ્યાંવેર હું ૧૩ વરસનો થયો ત્યાંવેર મેં સારી રવેસે અભ્યાસ કીધો, પણ તે પછી મને એકદમ સુમારીમાં મારાં ઘેરમાં બોલાવી લેવામાં આવ્યો. એમ કરવાનું કારણ એ કે જેઓને હું મમાવા કેહેતો હતો તેઓ મરવા સુતા હતા, અને હું 'મારે ઘેર' પોંહોંચ્યો તેટલાં તો તેઓ ગુજરી પણ ગયા. તેઓને છાતીનો લકવો થયો, અને તેથી એ ફટકો લાગવા પછી થોડાજ કલાકોમાં તેઓનો જાંન કબજ થઇ ગયો!

મારી વારતાના એ ભાગપર વીસ્તારથી ઠડી રેહેવાને કશી જરૂર નથી. એટલુંજ કે મરનારને ઠેકાંણે પાડયા પછી મારાં 'મમાઈ'ની વરતણુંક મારાતરફ બદલાઈ ગેઇ. મેં કહ્યું છે કે મને જે કેહેવામાં આવતું હતું તે જો ખરૂ હોય તો એ મમાઇ મારાં માયનાં સાવકાં માસી—એટલે મારાં માયનાં સગાં માસીપર આવેલાં સોખ હતાં, ને તેથી તે મમાવાની હૈયાતી સુધી તેઓ મારા સાથ જેવાં ચાલ્યાં તેથી ઉલટાંજ તે પછી ચાલવા લાગાં.

મમાવાના મુવાના સમાચાર સાથેજ મેં ધાર્યું કે મારા બાબમાં કાંઇ નવું જુનું થશે ખરૂં, અને મેં જલદીજ જોયું કે તેમ થવાનું હતું, કેમકે એક દીવસ હું એકલો એક ઓરડામાં બેઠેલો હતો તેટલાં પાસેના ઓરડામાં મેં કોઇ બે જણુને વાત કરતાં સાંભલ્યાં. એ બંધે સાદ હું તુરત પીછાંણી શકયો, કેમકે તે બંધેથી હું પુરો વાકેફ હતો. તેમાં એક તો મમાઇ હતાં અને બીજો ખરશેદદારૂ હાડકું હતો. મેં તેઓની વાતમાં આબાદ મારૂં નામ સાંભલ્યું, એટલે મારે વિશે તેઓ શી વાત કરેછે તે જાંણવાને મને અતીશે ઉલટ થઇ. મેં જોયું કે મમાઇએ ખરશેદદારૂ હાડકુંને ખાસ બોલાવી મંગાવ્યો હતો એટલે તે કાંઇ મારે લગતુંજ હોવું જોઇએ, અને તેથી હું જે ઓરડામાં તે વાત થતી હતી તેનાં અરધાં વાકાં કરેલાં બારણાં આગલ જઇ છુપાઇને તે વાત સાંભલવા લાગ્યો.

"હવે બાવા મારી જીંદગીમાંબી જોર નથી ને મારા પૈસા બી પ્રાજલ નથી કે એ પોર્યા પછવાડે હજી હું ઘસાઉં," મમાઇ બોલતાં હતાં; "આટલાં આટલાં વરસ અમે ઘસરબોરો ખમ્યો પણ હવે એને તમો કેડે ઠેકાંણે પાડો તો સારૂં."

"હારે જી, પણ મારા પાશબી કાંઇ જોગવઇ હોય ત્યારેની?" ખરશેદદારૂએ કહ્યું. "હું પેટ પુરૂં પેદા કરૂં ને મને મારાં બચ્ચાંનું પાધરૂં નહીં પુરે ત્યાં એ પોરીઆની કયાં વેઠ લેઉં જો?"

ત્યાં મેં જોયું કે મારા સઘલા બુરા શકો ખરા હતા. આ દુન્યામાં મારૂં વાલી થઇ શકે એવું કોઇ હતું નહીં, ને તેથી આ બંને મને અકેકની ગરદનપર ફેંકવાની કડાકુટ કરતાં હતાં. આ વિચારે મારી આંખમાં પાંણી આવ્યા વના રહ્યું નહીં.

"ત્યારે હું એ દુકતાને કોણુને સોંપું?" મમાઇએ ચિંતા બતાવી. "મરતાનું ભલું થાય તે પોતે મરીને મારે માંથે કાંઇ કના કર્યા વગર એ અપજાર નાંખીને ચાલતો થયો."—ને હયાં મમાઇનાં એક ધીમાં દચકાંનો સાદ આવ્યો.—"જોવો બાવા ખરશેદદારૂ, મરી જવશ, જો કાંઇ થતું હોય તો એનું કાંઇ કરી કેડે એને ઠેકાંણે પાડો."

"અરે અવાક્ષે પશેમાંન જી પણ એ શું કેહોશ?" ખરશેદદારૂ તોબા તોબા કરતા બોલ્યા. "બનતું હોય તો તમારૂંજ કામ નહીં

કરૂં ? ને તેબી આવા બીરાબીરની વખતે! કાંઇ સાહેબ સાહેબ કરોજી, પણ મોહોકાંણુ તો એ બલીશ કે બને તેવું કાંઇ નથી. એમ તો બજા વલસાડયાને ત્યાં એને ખાધા બદલ ગોઠવીએ, પણ તેં નખોદનો ગીએલો હાથનો એવો છુટો શે કે——"

"અરે બાવા તેની શું વાત કરોછ જો?" મમાઇએ આ તક તુરત પકડી પાડી. "હાથનો છુટો ને પગનો છુટો હોશે તો——"

પણ એજ વખતે પછવાડેથી કોઇનાં પગલાં આવતાં મેં સાંભલ્યાં ને તેથી હું આ મારી ચોર જગામાં છુપાયલો પકડાઇ આઉં તેના ભયથી ત્યાંથી જીવ લેઇને નાઠો.

હું બીજા ઓરડામાં જઇ નીરાંતે રડયો. બજા વલસાડયાને મેં જોયો હતો. તે સુરતમાંજ રેહેતો હતો ને તે દેખાવનો એવો તો ધાટકી હતો કે ગામનાં તમામ છોકરાં તેના નાંમે થથરતાં હતાં. તેના જુલમાત ને તેનાં ભારે ધાટકીપણાંની મેં ઘણીક વાતો સાંભલી હતી, ને તેથી તેવા એક જાલમને ઘેર જવાના ખ્યાલથીજ મારૂં દીલ ધ્રુજતું હતું.

હું એ ઓરડામાં લાંબો વખતવેર રડતો બેશી રહયો નહીં તેટલાં મને મમાઇએ તેડાવ્યો. "જોની બા કાવસ," તેઓ પોતાથી બન્યો એટલો નરમ અને પ્યાર ભરેલો સાહદ કરી જ્યારે હું તેઓ આગલ જઇ પુગો ત્યારે મને પટાવા લાગ્યાં, "હવે તારાથી મારા સાથે રેહેવાશે નહીં. હુંબી અહીંથી બીજે ગામ એક મારી બેહેન છે તેને ત્યાં જઇ રેહેવાની છેઉં, તેથી આ ખરશેદદારૂ જ્યાં લઇ જાય કેની ત્યાં જજે ને ડાહ્યો થઇને રેહેજે—જા"

"પણ એ ખરશેદદારૂ મને કયાં લઇ જાયછ, મમાઇ?" મેં અરધે દગાએલે, અરધે ફ્ગલાએલે ચેહેરે પુછયું.

"હવે તેની બી પણ તુંને પંશાત કે કાવલા?" ખરશેદદારૂએ દોલા કાઢી કહયું. "લે શાલ એ શું ઢોંગ, રડવા શાનો ઉભો હું ખોટી થાઉંશને!"

"ચાલ જા, હું કોઇ કોઇ વખતે જો એણી તરફ આવશ તો તુંને મલવા બોલાવશ, લે આએ અરધો રૂપીઓ છે," અને મમાઇએ એમ કહેતાં એક આખો અરધો રૂપીઓ મારા ગજવામાં નાંખ્યો. "મેં તારાં કપડાં બંધાવીને ખરશેદદારૂની ગાહ્લીમાં નખાવેલાં છે, જા."

મમાઇ મને કાઢવાજ બેઠાં હતાં. હું તેના પગપર પડી મીનતજારી કરવાનો હતો કે મને કાઢી ના મેલો તેટલામાં તેઓ પાસેનું બારણું ઉઘાડી બીજા ઓરડામાં જતાં રહયાં. હું તેઓની પુઠે દોડવા કરતો હતો તેટલામાં ખરશેદદારૂએ મને ગરદનમાંથી પકડયો. "હવે નહીં બોલતો ટાંવેર કે શું ?" તેઓએ ડોલા ચઢાવી કહયું. "ચાલેછ કે એક ઠબરાક ખાવાનો થયોશ ?"

ચાલ્યા વગર છુટક નહીં હતો. હું રડતો રડતો ચાલ્યો. એ ઘેરમાં હું ઉધર્યો હતો ને પ્યાર કદી એ ઘેરમાં મારા માટે સમાયો ન હતો, તોબી એ ઘેર મુકીને જતાં મારાથી જુદાઇનાં આંસુ રડયા વના રેહેવાયું નહીં.

મને મારી આનાકાંની સામે ખરશેદદારૂ હાડકુંએ ઉંચકી તેની ગાલ્લીમાં નાંખ્યો, ને પછી પોતે ચઢીને બળદીયા મારી મુકયા.

અમો સુરત પોંહોચ્યા, ને મેં આબાદ જોયું કે ગાડી બજા વલસાડયાને ઘેરની વલાંણ લેતી હતી. અંતે તે બજા વલસાડયાનાં ઘેર આગલજ ઉભી રહી. પોતે ઉતરીને ખરશેદદારૂ હાડકું બજો ઘેરમાં છે કે નહીં તે ખડકીમાં પુછવા ગયો, ને મને પુઠે આવવા કહયું. બજાનું ઘેર મારે મનસે એક દોજખ જેવું હતું, ને તેથી તેનાં ઘેરમાં જવા કરતાં હું જંગલમાં જવાને ને જઇને રહેવાને રાજી થાઉં એમ હતું, તો હવે પુછવું શું ? ખરશેદદારૂ હાડકું ઓટલાપર ચઢયો તેની તક લેઇ મેં ગાડીમાંથી કુદી માર્યું, અને ત્યાંથી જીવ લઇને નાઠો. હું કયાં જતો હતો તે મને ખબર ન હતી, અને તોબી હું આંખ વીંચીને પવન વેગે દોડતો હતો. હું રસ્તેથી જતાં ઘણાક આસામીઓસે અઠડી પડતો હતો, પણ તેઓ પાસ માફ માગવા જેટલીબી મને અવકાશ ન હતી. આજુબાજુ લોકો મારાં જેવા એક નાહના છોકરાને આમ દોડતો જોઇ અચરતીમાં ઉભાં રહી જતાં હતાં. હું પતલો અને લગાર મજબુત બાંધાનો ને ઉંચો હતો, એટલે દોડવામાં તેજી ઘોડા જેવો હતો. ઘણું દોડવા પછીજ મેં પાછું ફરી જોવાની હીંમત કરી કે ખરશેદદારૂ હાડકું મારી પુઠે દોડેછે કે નહીં. પણ તે દોડતો હતો નહીં. યા તો તેણે જરાપણ મારી પુઠ પકડવાની કનવાર કરી નહીં હોય, અથવા તો તેનાં પાણીનાં માટલાં જેવાં પેટ સાથ તે થોડું દોડીને હાંફી ગયો

હોય, જેથી પાએક કલાક થાક ખાવા બેઠો હોય જે અરસામાં મેં તેને ઘણો પછવાડે નાંખી દીધો હોય.

હવેજ મેં એક છુટકારાનો દમ ખેંચ્યો, પણ એ છુટકારાનો દમ ખેંચવા સાથેજ મને ખ્યાલ થયો કે હવે કરવું કેમ? મારાં કપડાં પછવાડે ખરશેદદારૂ હાડકુંની ગાલ્લીમાં રહી ગયાં હતાં, અને હું દીલપર જે કપડાં હતાં તેપરજ નાઠેલો હતો. ગજવામાં એક અરધા રૂપીઆની દોલત સીવાએ બીજું કાંઇ હતું નહીં, ને બપોરનો તીતીઆંન તાપ માંથે પડતો હતો. હું રસ્તા કશા જાંણતો નહીં હતો અને જ્યાં ચાલતો હતો ત્યાં વાડ, ખેતર ને નાથલાં નાલાંવના બીજું કાંઇ નહીં હતું. ઘણે તફાવતે કોઇ ગરીબ ખારવા કે કુંભારો અથવા તો તે જાતની સ્ત્રીઓ મલતી, તે સીવાએ બીજાં કોઇનો મેલાપ ના હતો. જ્યાં જવાય ત્યાં જવા હું ચાલતો હતો. ચાલતાં ચાલતાં અંતે મારા પગ ફાટી આવ્યા, જોડાપર મનમન ધુલ ચઢી અને ગલું તરસે સુકાઇ ને સુકાં પાતરાં જેવું બની ગયું.

રસ્તામાં બીજી શી શી વીપત પડી તે વીસ્તારીશું નહીં. અંતે હાડમાર થતો હેરાંન થયલો થાકેલો હું નવસારી પોંહોંચ્યો, ને ત્યાંથી કાંઇ નહીં સમજી શકાય એવા જુસ્સાએ મારાં પગલાંને તેનાં સ્ટેશન તરફ વલાંણ આપી. હું ત્યાં પોંહોચ્યો. સ્ટેશન આગલ ઘણાક પારશીઓ હતા પણ કોઇએ હું ગરીબ કાવલાની કનવાર કરી નહીં. અંતે હું નીરાસ થઇ સ્ટેશનના નીચા ઓટલાપર બેઠો ને દુઃખ નહીં ખમાવાથી મોટે સાહદે ગભરાઇને રડી પડયો. એથી કરીને કેટલાકોનું ધ્યાંન મારાપર ખેંચાયું. મુંબઇ જતી ત્રેનનો વખત હતો એટલે સ્ટેશન આગલ ગીરદી વધારે હતી, અને તેમાંથી એક ગરીબ દેખાવનો ઉંચો સરખો પારસી મારા તરફ ધ્યાંનથી જોતો હતો એમ મેં જોયું. થોડેવારે તેણે મને ઈસારતથી પોતા તરફ બાજુએ તેડયો.

"શું છે બચ્ચા?" તેણે અરધી ગંભીરતા અરધી ટકોરથી સવાલ કીધો, "રડેછ કેમ?"

મારી છાતી એટલી બધી ભરાઇ આવેલી હતી કે જવાબ દેવાને મારી જુબાં ઉપડી શકી નહી, અને હું વધતાં જોસથી વધારે દસકાં ખાવા લાગ્યો.

"ઓહો !" પેલો ખડખડ હસીને અરધું મનસે અરધું મોટે બોલ્યો, "પોરીઓ તો જબરો પંચી દેખુ. આપણુને ઠીક પડશે."

ઉપલા બોલો મેં બરાબર સાંભળ્યા અને તેની બોલવાની ઢપપરથી મેં જોયું કે તે કાંઇ જેવો જોઇએ એવો સારો આસામી ન હતો. તે થોડોકવાર વિચાર કરતો ઉભો ને તેટલાં તેનો પોશાક, ચેહરા વિગેરે તપાસી લેવાને મને તક ફાવી. તે ઉંચો હતો એ તો હું કહી ચુકયો છું. તેના મોંપર ડેબીઆ હતા પણ તે કાન આગલથી નીચે વેર ઉતરવા જોઇએ તેને બદલે ફકત શુંદરે વરગાવી લીધેલા હોય તેમ એકેએક ગોલ ઝુમખામાં ફુમટાં જેવા બે હોઠ આગલ હેઠાંણમાં એકઠા થયલા હતા. તેના દોલા મોટા હતા. તેના ચેહરા ને મોં તથા માથાના બાલને સાબુ અને નીખીઆ બરસ સાથ સદાનું વેર હોય એવું જણાતું હતું. તેના મુચ્છા લાંબા હતા અને પછી તેને વાલી વાલીને ગોલ કરચલીઓ આપેલી હતી. તેના હોઠ પાન સોપારીપર મરી રહયા હોય તેવા લાલ હતા, અને તે જ્યારે બોલવાને મોંઢું ઉઘાડતો ત્યારે દાતણ કરવાની તેને ફુરસદ ઘણી કમ મલતી હોય એમ જણાતું હતું, કેમકે તેના દાંતપર ઘણી લીલ ચઢી હતી. તેને માથે એક જુની ખખ જેવી પીંઘડી હતી અને દીલમાં મેલીખાર જેવી ડગલી ને લેંગો હતો. તેના જોડાને અઠાવીશ ઠીંગરાં હતાં, ને દગલીના દાબમાં એક મેલો રૂમાલ ખોસેલો હતો જે વારે વારે કાઢીને તે પોતાનું ધમન જેવું મોંટું તપકીરથી ભરેલું નાક ફુંકતો હતો.

એવો એ મારી સામે ઉભેલો પારસી હતો, ને તેથી એક તેવા તરફથી મેં કાંઇ મારાં દુઃખનું સેવટ આવે એવું જોયું નહીં. હું તે આગલ શું કેહશે તેનો વિચાર કરતો ઉભો હતો તેટલાં તેણે દગલીનાં ગજવાંમાંથી એક સાદરીની પાકીટ કાઢીને ત્યાંજ ફસેડી મારી પોતાના ખોલામાં ખાલી કીધી. તેમાંથી ચારેક રૂપીયા, થોડોક ખુરદો અને બે ચાર પાવલી બેઆંની ઉપરાંત શોપારીના થોડાક કટકા વિગેરે નીકલી પડયું, જે બરાબર ગણી લેઈ તેણે પાછું સંભાલથી પોતાનાં ગજવાંમાં મુકયું. પછી તેણે તપકીરની દાબડી કાઢીને તેનો એક મોટો જેવો ચમટો ભરી છેક ભેંજાવેર એક તડાકામાં પોંહોંચી જાય તેવો સહરકો માર્યો, ને પછી પેલા મેલા રૂ-

માલે હાથ નુછી તે દાબડી દગલીના દપોતામાં ઘાલતાં મને પોતા પાસ બેસવાને ઇસારત કરી. હું બેઠો એટલે તેણે વલી મારા સાંમે તાંકી તાંકીને જોયું, ને મેં જાંણ્યું કે હું કોઇ ઢોંગી છું કે ખરે-ખરો નાવારેસ છું તે સોધી કાઢવાનાં તે ફાંફાં મારતો હતો. "તારાં માએ બાપ સગાંવહાલાં કોઈ છેરે, હેં?" તેણે પુછ્યું.

"હું તદન નાવારસ છું," મેં ગમખાર સાહદે કહયું.

"ત્યારે આવડો મોટો ગધેડા જેવો તું કોણને ઘેર થયો?" તેણે વલી મુછમાં હસીને પુછ્યું.

મેં મારી મમાઇનાં ઘેરને લગતી હકીકત જેટલી કેહેવા જોગ હતી તેટલી તપાસી તપાસીને કહી.

"ઠાક છે તો બચ્ચા, મારા સાથેમુંબાઇ આવવું છે?"

મુંબાઇ! મુંબાઇ! મુંબાઈ તો મારે મન બેહેસ્ત હતું. ગા-મડાંમાં હું રહેતો હતો ત્યારે ત્યાંનાં લોકોમાં 'મમબઇ' તો એક જાંણે નવી દુન્યા હતી. તેની વખાંણમાં ને ત્યાંની વાતોમાં તો તે તરફનાં લોકો મગરૂરી અને મોજ સમજતાં હતાં, અને તેથી મું-બાઇ મેં કદી જોયું ન હતું તોબી તેનું નામ સાંભલતાંજ મારી આંખ ખુશીથી ચમકી નીકલી. ત્યાં જતાં—એવાં મોટાં વિખ્યાત શેહેરમાં જતાં મારી ટુંક કેલવણી સાથ હું કાંઇબી બોલી ખાઇશ એ વિચાર મારાં ભેજામાં તેજ પલે ઘેર ઘાલી બેશી ગયો. વલી આણી તરપ કેઠે રેહેતાં હું. બજા વલસાડયા કે ખરશેદદારૂ હાડકુંનાં હાથમાં કોઈ દહાડો સપડાઇ ગયો તો કમબખ્તીના પારાવાર હતા તે કરતાં મુંબાઇ જાઉં તો સુખી થઇ જાઉં એવું મને લાગ્યું, અને તેથી આ મને મુંબઇ લઇ જવાની 'આફર' કરનાર મારી નજરમાં કોઇ એવો ધાર્મીક ફરેસ્તા સરખો લાગ્યો, કે જો તેના દોલાના દાબે હું દબાયો નહીં હતે તો તે આવો મેલો ઘેલો છતાં હું જરૂર તેનાં ગલામાં હાથ નાખી તેને એક બોકી લેતે.

મારી ખુશી મારી આંખમાં પ્રગટ પ્રકાશી રહી હતી તે જોઇને જવાબની રાહ જોયા વના તે પારસી ઘાસપરથી ઉઠયો. હું પણ ઉઠીને ઉભો થયો. "મારા શેઠ," મેં ઘણી નમનતાઇથી કહયું,—અને હેસાંનના ઉભરાથી મારો અવાજ ગગલી પડયો, "મારા શેઠ, તમો મને મુંબાઇ લઇ જાઓ ને હું તમારૂં દરેક કામ કરશ. હું

તમોને મારા ગુજરાંણુ માટે ભારી પડશ નહીં, પણ જેબી આબ-રૂથી રોટલી કમાવાનું તમો મને બતાવશો તે હેસાંન સાથે બજા લાવશ."

હું બોલીને ચુપ રહયો ને મેં જોયું કે તે પારસી મારાં બો-લવાથી છક થઇ ગયો. આટલી નાની ઉમરે હું એવાં જોસથી બોલી શકયો તેથી લગાર હું પોતેબી પોતાના તરફ અચરત થયો, પણ પેલો પારસી તો અચરતજ નહીં પણ ઘણો ખુશી થયો. તે મને શું કામ મુંબાઇ લઈ જતો હતો તે મને ખબર ન હતું, તેનો ધંધો બલકે તેનું નામ વટીક હજી હું જાંણતો ન હતો, પણ મેં એટલુંજ જોયું કે મારાં આ લગાર તેજી બોલવાથી ને ખુસ ખુશ થઇ ગયો, ને વલી પેલી સાદરાંની પાકીટ કાઢી તેમાંથી રૂપીયા કાઢયા, જે પછી જઇને પોતા ભેગી મારી પણ ટીકીટ કરાવી.

ગાડીમાં હું થાકનો માર્યો ઉંઘાઈ ગયો ને તે પારસી જે હોય તેણે મને ઉંઘવા દીધો, તે જ્યારે ઉતરવાની જગ્યા આવી ત્યારેજ મને જગાડયો. અમો ત્યાંથી તેનાં ઘેર તરફ ચાલવા લાગ્યા. મું-બાઇ મેં કદી જોયું ન હતું તે તેથી અહીંના પાકી બાંધણીના રસ-તા ગાડી ઘોડાની ધમાલ અને બીજો તહરેવાર રંગ જોઇ હું છક થઇ ગયો.

અંતે અમો તે પારસીનાં ઘેરમાં પોંહોંચ્યા. તે એક ઘણીજ સાંકડી ને નાહની ગલીમાં આવેલું હતું, ને તે મુંબાઇના જે ભાગ-માં હતું તે કોટ કેહેવાતું હતુ એમ મેં આગલ ચાલતાં જાંણ્યું.

---

## પ્રકરણ ૨ જું.

### મારૂં નવું ઘેર.

ઘેરમાં પોંહોંચ્યા પછી અરધી રમુજી અરધી જંગલી ઢપે તે પારસીએ મને પોતાની હકીકત કહી. તેનું નામ દીનસા દારૂવાલો હતું. તે આગલ દારૂનો ધંધો કરતો હતો પણ પછવાડેથી તેને ભારે ખોટ ગઇ ને તે છેક ખાખાવરખો થઇ ગયો, કેમકે તેણે (તેનાં કેહેવા પ્રમાણે) "હાથીદાંતનો બી સાથે લાગો વેપાર કરવા માંડયો."

હાથીદાંતનો વેપાર તે પેહેલાં તો હું સમજ્યો નહીં, ને તેથી મને અચરતીથી ડાચું વકાશી તેનાં સામે ઉભેલો જોઇ તેણે તે

ખોલ્લું કરી સમજાવ્યું કે જુગારથી તે ખાખાવરખો થઈ ગયો હતો. હવે તેના પાસ કાંઇ હતું નહીં, કોઇ નોકરી તેને મલતી હતી નહીં, ને તેથી અવારનવાર સારે સારે ઘેર ખોટી અરજી લખી લઇ જઇ ભીખ માંગીને તે પુરૂં કરતો હતો. તેની મકસદ મારા પાસ એજ ધંધો કરાવાની હતી, અને મારા પાસ ભીખ મંગાવાની મકસદનો મને અભ્યાસ થતાંજ મને ભારે કમકમાટ છુટવા લાગ્યો. જ્યારે તેણે મને મુંબાઈ લાવવા માંગ્યો ત્યારે તે જે કહે તે કરવાને હું રાજી થયો હતો, પણ તે આવું નીચ કામ મને સોંપશે એવો મને મુતલાગ ખ્યાલ ન થયો હતો!

દીનસાએ મારો કમકમાટ તુરત પોતાની વરૂની આંખ જેવી તીક્ષણ આંખે પકડી કાઢયો, અને તે ખડખડ હસી પડયો. "કાવલા બચ્ચા," તેણે કહયું, "તું હજીતો ભોયમાંથી ફુટે છે. તેં દુન્યા જોઇ નથી. તારીજ માફક ભીખ માંગવાના વિચારે મેં પેહેલી બારીમાં નખરાં કીધાં હતાં તે મને હમણાં યાદ આવે છે, પણ જાની બચ્ચા તુંને ભીખ માંગવા કોણ કહેછે? તું જા ને નોકરી સોધી કાઢ ને તારો ને મારો પેટનો પેટારો પુરાએ એટલુંજ જો તું પેદા કરે તો પછી વાહજી વાહ."

આ વિચાર મને ઘણોજ પસંદ આવ્યો ને તેથી મને ઘણી ઉલટ આવી. હું તો કાંઇ એમજ સમજતો હતો કે મુંબાઇમાં નોકરી ઢગલાબંધ ઢગલા મલેછે, ને પગલે ને દગલે લોકો નોકરીને માટે આપણને પુછે છે. એવી એવી આશાઓથી હું ઘેરથી નીકલ્યો ને પેહેલે દહાડે તો મુંબાઇની રચણા જોવામાંજ એટલો ચકચુર થઇ ગયો કે બીજું કાંઇ સુજયુંજ નહી. જ્યારે હું ઘેર સાંહજે પોહોંચ્યો ને મેં આખો દહાડો શું કીધું તે મારી ભોલાઇમાં દીનસાને મેં ખરેખરૂં કહયું, ત્યારે તે કમબખ્તે તો કાંઇબી કહયા વના પાસેનાં ખુણાંમાંથી એક લાકડી કાઢી ને તહરેવાર નજીશ ગાલ ગલોચ સાથે મારો બરડો ભાંજી નાંખ્યો! મેં એવો જાલેમ માર કદી ખાધો ન હતો, ને તેથી મને બજો વલસાડયો તુરત યાદ આવ્યો. મેં જોયું કે તે દેવને છોડીને હું કોઇ આ રાખશના હાથમાં સપડાયો છું. "ચંડાલ," દીનસા છેડાયલા વાઘ પેરે બરાડા મારવા પડયો, મેં આપેલું તારૂં ગાડીભાડું તો હલાલ કર! મેં નોકરી શોધવા મોકલ્યો તો બાહેર રમી રખડીને આવ્યો?"

તે દીવસે તે બ્રાહીણે મને ભુખો સુવાડયો, ને તોબી 'વાસી પડે તો કુતા ખાય' એવો તેનાં ઘેરનો હાલ હતો!

બીજે દીવસે હું નોકરીને માટે પાછો નીકલ્યો. હું દુકાંણે દુકાંણુ ને લગભગ ઘેરે ઘેર નોકરી પુછતો ચાલ્યો. કોઇએ મને ઢકેલો મારી ઓસરીપરથી ઉતાર્યો, કોઇએ હસીને ના કહયું, કોઇએ ગાલ દેઇને ના કહયું, કોઈએ તુચ્છકારથી હાંકી કાઢયો, ને કોઇએ પસવારીને પ્યારથી બે આંની પાવલી આપીને ના કહયું. અરે કમનસીબ! આગલા દીવસના ઝપેટા હજી કલ આપતા હતા તેટલાં વલી વગર નોકરીએ દીનસા દેવનાં ઘેરમાં જવાને મને ભારે ડર પેદા થયો. પણ જયા વના કાંઇ ચાલ્યું? હું ગયો, ને ખરી હકીકત કહી જે પાવલો બેઆંની મલ્યું હતું તે તેને ગજવું ખાલી કરી આપ્યું. આ વેલાએ તેણે મને માર્યો નહીં, પણ સુકું પાકું ખવાડી એક ખુંણાંમાં જયાં ભોંયપર એક ફાટી તુટી સાદરી પર હું સુતો હતો ત્યાં સુવા જવા દીધો.

બીજે દીવસે તેણે મને સફારે ઉઠાડયો. "બચ્ચા કાવલા," તેણે કહયું, "કાલે તારી ખાત્રી તો થઇ ગઇ હશે કે મુંબઇમાં ચાકરી તારા ને મારા જેવા મુફલેસોને માટે કેવી ને કેટલી મેલેછે. એમ રવડી રઝડીને પાવલી બેઆંની લેઇ તું રાતને છેડે રડતો ઘેર આવે તે મને પાલવે નહીં, ને તેથી હવે આજે આપણે સાથેજ નીકલશું. પેલી પેટી આગલ તુલ ખેંચી બેસ ને હવે હું લખાઉં તેમ લખ."

તે શું લખાવતો હશે તે વીશે અચરત થતો હું લખવા બેઠો, ને તે કંગાલે એવાં તો હરડતાં જુઠાં મારા પાસ લખાવા માંડયાં, ખોટા કસમો સાથે લાચારીની એક અરજીમાં તેણે દશ બચ્ચાં ને એક બાયડી મરી જવાનું, દોલત ફના થવાનું અને એ સઘલાંને લગતું તાહેલું એવી તો હલકી ભાશામાં લખાવા માંડયું કે મારા દીલના સારા જુસ્સાઓ તે તામોશ કરી શકયાજ નહીં, ને અરધોક કલાક વેર લખીને અંતે પેન ફેંકી દઇ હું તે લાંબુ ચીઠડું આગલ લખવાને સાફ ના પાડી બેઠો.

વલી દીનસો કાંઇ બોલ્યો નહીં. તે ઉઠયો, પેલાંજ ખુંણાંમાંથી પેલીજ લાકડી લીધી અને મારા બરડાની ધુલ પખોડી કાઢી.

તે કમબખ્ત જ્યારે મારવા ઉઠતો ત્યારે જાણે ખુંન પરજ ચઢતો! તે મારાં હાડકાં દોદરાં કરી નાખતો. ટુંકમાં, તેણે અંતે મને આગલ લખવાની ફરજ પાડી, ને પુરૂ કરાવ્યું.

પછી તે અરજી લેઇ મારા સાથે અતરેના શેઠયાઓને ઘેર ગયો. તે ચંડાલ ત્યાં મને પોતાનો એકપુરો છોકરો જાહીર કરતો, ને મને પેટમાં ચાંપી મોટે સાદે ઢોંગથી રડતો, જેથી કોઇનીબી દયા ઉસકેરાતી ને મને ખવાડવા, પેહેડાવા અને બરાબર કેલવણી આપવાની મલાંમણો કરી તેઓ તેને મોટી મોટી રકમો આપતાં. વલી તે નીચ રસ્તામાં જતા આવતા પારસીઓ પાસ પણ ટક પ્રાવતે હાથ ઓલવાની મને ફરજ પાડતો. ખરૂં કહું તો એ લેઆંનતી જીવતરે મને જીવવું અકારૂં લાગ્યું. હું ભુખે મરતે પણ મારે પોતાને માટે ભીખ માંગતે નહીં, ને તેજ નીચ કરમ આ એક હરડતા લુચ્છા માટે મને રોજ કરવું પડતું હતું તેથી મને ભારે દુઃખ થતું હતું. તેનાં ઘેરથી નાહસી જવાનો પણ લાગ ન હતો. હવે તે ચેતેલો રહી મને એકલો બાહેર જવા દેતોજ ન હતો, અને મારાપર ભારે જાપતો રાખતો હતો.

દીનુસાનાં ઘેરમાં મારાં આવવા પછી આગલ કરતાં વધારે લીલાં લેહેર થવા લાગી, કેમકે તે મને જ્યાં લેઇ જતો ત્યાંથી સારી રકમ લેઇનેજ પાછો ફરતો. તે મને દુર "મોટા લોકો"ના બંગલાઓમાં લેઇ જતો, જે બંગલાઓની રોણક રચણા અને ભપકો મને જેટલાં અચરત અને ખુશી કરતાં, તેથી ચોવડો દુઃખી અને કંગાલ ત્યાં હાથ ઓલવાની માહા નામોશી મને બનાવી મેલતી.

એવાં દુઃખ બલાપા અને શરમીંદગીના સંતાપના મેં કેટલાક દીવસો એ લુચ્છા દીનસાને ત્યાં કાઢયા પછી એક દીવસ તેણે સહવારે મને સક્કારે ઉઠાડયો, અને મને લેઇને મજગામ તરફ ચાલ્યો. ક્યાં જવું હતું તે રોજ તે ઘેરમાંથી નીકલતાંજ મને કેહતો હતો, ને તેથી હું જાણતો હતો કે અમો આજ મજગામ જતા હતા.

ઘણું ચાલવા પછી મજગામ (દીનસાનાં કેહવા મુજબ) આવ્યું. ત્યાં એક ઘણી ખુશનુમા જગ્યામાં એક મોટા મેહેલ જેવો બંગલો આવ્યો ત્યારે દીનસો થોભ્યો. તે બંગલો છેક અંદરથી હતો ને તેને ચોપાસ ફરતો એક અતી ખુશનુમા બાગ હતો, જે બાગને

આસેપાસે લોઢાના ઉંચા કટેરા ભરી લીધા હતા. આ બંગલાના દરવાજા આગલ દીનસો મને પાંખડું પકડીને ઘસડતો લઇ ચાલ્યો, પણ જેવો તે અંદર જવા કરતો હતો તેવોજ તેને એક દરવાજા ઉપર ઉભા રહેલા ભૈયાજીએ ધકેલો મારી બાહેર કાઢયો. દીનસાંએ તેને ઘણી મીનતજારીથી સમજાવ્યું કે 'બડા શેઠ' સાથ તેને ઘણું અગતનું કામ છે, ને તેણે મને બતાવીને કહયું કે આ મારા દીકરાને લગતી કાંઇ જરૂરની વાત કરવી છે, પણ તેણે માન્યું નહીં. દીનસાને ભૈયાજીએ આંચકો માર્યો તેથી તેણે મારી પકડેલી પાંખરી નીકલી ગેઈ ને હું દરવાજાનાં એક ખુંણામાં ભરાઇ જઈ માહા ગભરાટમાં ધ્રુજવા લાગ્યો. દીનસો એ વખતે જ્યારે પેલા રામોસી સાથે રકજીક કરતો હતો તેટલાં હું ઉભો હતો તે બાજુએથી એક ભપકા ભરેલી જોડીની ફેટણ આવી, ને તેના ઘોડાવાલાનાં "પેઇસ–પેઇસ" વચ્ચે તે બંગલામાં જવા કરતી હતી. તેમાં ફકત એકજ ગ્રહસ્થ બેઠેલો હતો. તેની ને મારી નજર એક થઇ ને તેણે ગાડી ઘોભાવી પોતાનાં ગજવાંમાં હાથ નાંખ્યો. એમ કરતાં તેણે દીનસાને જોયો, ને તે દીનસાને કાંઇ આપવા જતો હતો તેટલાં પેલો ભૈયાજી આગલ આવ્યો. ભૈયાજીનાં તેને ઘણાં નમવા પરથી મેં તુરત જાણ્યું કે તે આ મકાંનનો શેઠ હશે. ભૈયાજીએ આગલ આવીને પોતાની ભાષામાં દીનસામાટે જણાવ્યું કે આ કોઇ ઠગારો હતો, કેમકે મારા દેખાવપરથી હું દીનસાનો છોકરો તેને દીસતો ન હતો. તે મોટા શેઠે તે ઉપરથી હાથ ખાંચી મને ઘણીજ મમતાથી આગલ બોલાવ્યો. "ખરૂં કેહે છોકરા," તેઓએ કહયું, "આ શું તારો બાપ છે?"

આ સવાલ સાંભલતાંજ દીનસાહને ગભરાટ અને અકર વકર થઇ. તેણે હજારો ફાંફાંથી મને કોઇ નહીં જોએ તેમ ધમકીની ઇશારતો કરવા માંડી, પણ તે સઘલાંની જરાએ દરકાર કર્યા વના મેં હીંમતથી જવાબ દીધો કે "નહીં મુરબ્બી સાહેબ, એ મારો બાપ તો શું પણ કોઇ સગોબી નથી."

પેલા શેઠે દીનસાહપર ગુસ્સાનાં નેણ ફેરવ્યાં.

"અરે મેહેરબાંન એ દુકતાને પુછો," દીનસાએ ફરીઆદ ચલાવી, "કે હું એનો બાપ નથી પણ એ રખડતાને મારાં ઘેરમાં લાવી હું એનો વાલી થયો છું કે નહીં?"

"તું એના સાથ રેહેવાને રાજી જણાતો નથી," તે શેઠે દીન-સાહનાં બોલવાની જરાએ દરકાર કર્યાવના મારા તરફ પાછું ફરીને કહ્યું.

"અરે મેહેરબાંન," મેં ઘણી ઉલટમાં ઉશ્કેરાઇ આવી કહ્યું, "મને એના દસ્તથી છોડાવો ને હું તમારૂં દરેક ફરમાન બજાવશ. તમારે ત્યાં નોકર રેહેવશ."

આ ઉપરથી શેઠે ગજવામાંથી એક રૂપીઓ કાઢયો ને તે દીન-સાને આપતાં કહયું, "આ છોકરાને હાથ કરવાને હવે ફાફાં માર-તો ના. લે આ અને અહીંથી ચાલતો થા. હું એક જસટીસ આવ ધી પીસ છું માટે——"

પણ દીનસા આગલ કશુંબી સાંભલવા ઉભોજ નહીં. તે મારા તરફ ભારે કપટના ડોલા કાઢી ત્યાંથી રૂપીઓ લઇ ચુપચુપ ચાલતો થયો.

"ઓ લડકેકું અંદર લે આ," શેઠે કોચમેનને ગાડી હાંકવા-નો હુકમ આપતાં ભૈયાજી તરફ ફરીને મારે વીશે કહયું, અને ગા-ડીની પુઠે ભૈયાજી ભેગો હુ તે મોટા બંગલામાં ચાલ્યો.

---

## પ્રકરણ ૩ જું

## મારી પેહેલી નોકરી.

હું ભૈયાજી સાથે અંદર ગયો. શેઠની ગાડી બંગલાના ઓટ-લા આગલ પોંહોંચતાંજ બે ત્રણ માણસો ગાડી આગલ દોડી આવ્યાં તેઓમાં એક વધારે ભપકામાં હતો. ભપકામાં કરીને નહીં કે જ-રીન પોશાકમાં કે એશકી કપડાંમાં, પણ બીજા જે નોકરો ગાડી આગલ આવ્યા તેઓ કરતાં તેનો હાલ વધારે સારો હતો. તેણે અસતરીની કકડતી દગલી પેહેડેલી હતી ને માંથે પાઘડી હતી. તે પણ બીજા નોકરો ભેગો ગાડી આગલ આવ્યો, અને સૌની સાથે તેણે પણ શેઠને ઘણોજ નમીને સલાંમ કરી એટલે મેં તુરત જાણ્યું કે તેબી કોઇ નોકરજ છે, પણ તેનો દરજ્જો લગાર વધારે છે, અને તેમજ હતું. પછવાડેથી મેં જાણ્યું તેમ તે શેઠનાં ઘેરમાં એક 'કરતો કારવતો' કારભારી નામે ધનજી હતો.

"ધનજી," શેઠે ગાડીમાંથી ઉતરી ઓટલાપર ઉભા રેહેતાંજ મને બતાવી કહ્યું, "આ છોકરાને પાછલા ખણમાં લેઇ જા. એને

નાહવાનું પાણી અપાવં, ને તારા ખશરૂનાં કપડાં એને બરાબર આવશે વાસ્તે તેનાં સોજાં કપડાંની એક જોડી મંગાવી એને પેહેડાવ; પછી પેટ ભરીને જમાડીને મારા પાસે ઉપર હાલમાં લેઇ આવજે."

"વારૂં મુરબ્બી સાહેબ," ધનજીએ નમીને જવાબ દીધો, અને શેઠે આપેલા અતીઅંત મેહેરબાંની ભરેલા હુકમો માટે મારી આંસુથી ભીજવાએલી આંખો તેઓ તરફ ફેરવી હું ઉપકાર માનવા જતો હતો તેટલાં મારા ગમ જોઇ મીઠાસથી હસીને તેઓ મારા ઉપકારના સુખનો સાંભલ્યા વના ચાલતા થયા.

કેવો ભલો આદમી! પેહેલીજ નજરે કેવો મમતાલુ પારસી! દુઃખ પછવાડે નહીં ધારેલું સુખ અચાનક આવી મલે છે ત્યારે તે રડાવ્યા વના રેહેતું નથી, ને તેથી સુરતથી ખરશેદદારૂ હાડકુંના હાથમાંથી છુટયા પછીથી મારાપર જે જે હાંદેસા વીટયા હતા તેની પુઠે અચબુચ મલેલી આ પારસીની મમતાએ મને દુસકે દુસકે રડાવ્યો. જેવા શેઠ તેવાજ વાણોતર હતા. તે ઘરમાં ઘણા નોકરો હતા, પણ તેઓ શેઠના જેવાજ દીલના દયાલુ અને ભલા હતા.

કારભારી ધનજી મને બાગમાં થઇને પછવાડે લઈ ગયો, અને ત્યાં સઘલા નોકરો મારા આસપાસ ભેગા થયા, ને સૌ વારાફરતી મને એકથી એક હજાર સવાલો પુછવા પડયા. કોઇ મને પસવારતું, કોઇ મારી ખુબસુરતીની વખાંણ કરતું ને કોઇ મારી દયા ખાતું!

મને પાંણી મુકી આપવામાં આવ્યું, અને ઘણે દીવસે હું પેહેલીજવાર સારી તહરાંથી નાહયો. મારે માટે શેઠનાં ફરમાન મુજબ ધનજીએ પોતાના દીકરા ખશરૂનાં કપડાંની એક જોરી મંગાવી હતી તે મેં પેહેડી, ને—વાંચનાર માંફ કરશે—નાહયા પછી મારી ખુબસુરતી વધારે ખીલી નીકલી, અને હું સોજાં કપડાંમાં વધારે સોહાંમણો જણાવા લાગ્યો; એ પછી મારા પાસ બે ચાર પાંચ વાણીનું એક ભોજન મુકયું, જે ઘણા દીવસની કકડતી ભુખ સાથે મેં સારી રવેશે ધરાઇને ખાધું.

એ પછી મને ઉપલા હાલમાં 'મોટા શેઠ' આગલ લઇ જવામાં આવ્યો. હાલમાં શેઠ એક કીમતી સોફાપર ઇંગ્રેજી પેપર

વાંચતા હતા, અને બાજુએ એક ઘણી સોહાંમણી ટેબલ આગલ બેસીને એક જવાંન અબલા કાંઇ લખતી હતી.

"આએ તે છોકરો, દીકરી ગુલાં," મને જોતાંજ શેઠે તે અબલાને કહ્યું.

તેણીએ પેન મુકી અને મારા તરફ જોયું. તેણીનું નામ તેના બાપનાં બોલવા પ્રમાણે ગુલાં હતું, ને તેણીનો ચેહરો એક ગુલાબ જેવો હતો. તેણીનો પોશાક ઘણો સાદો પણ દેખાઇતોજ મોંઘી કીંમતનો અને સોહાંમણો હતો, અને તેણીનો સઘલો દેખાવ એવો દયાલું અને નરમાસવાલો હતો કે તે આખું ઘેર દયાનું બનેલું હતું એમ મને લાગ્યું.

"એ બિચારાને વાસ્તે કાંઈ કરજો, બાવાજી," તેણીએ પોતાના બાપના તરફ ફરીને મારે ખાતર અરજ ગુજારી.

"જોઇશું દીકરી," તેઓએ ધીમે સાહદે કહ્યું, અને પછી મારા તરફ ફરી કહ્યું, "છોકરા, તારો આવો હાલ કેમ થયો? ખરૂંજ બોલજે."

એવા ભલા આદમીથી એકબી વાત છુપાવાને મેં દુરસ્ત જોયું નહીં. મેં મારાં મમાઇને ઘેરને લગતી વાત ને ત્યાંથી ખરશેદદારૂ હાડકું બજા વલસાડયાને ઘેર મને મુકવા લઇ ગયો તે, તથા તે પછીની બધી વીગતો ખરેખરી બ્યાંન કરી, અને મેં આબાદ જોયું કે ઘણી લાગણીઓથી જ્યારે હું વ્હાલાં વનાનો નીરાધાર છું એમ હું બોલ્યો ત્યારે ગુલાંએ પોતાનો રૂમાલ કાઢી આંખમાં દાબ્યો.

"છોકરા," શેઠે કહ્યું, "તુંએ જે કહ્યું છે તેપર મને બેવિશ્વાસ નથી, તોબી તું ઠગારો નથી એમ હું તુને પુરેપુરો મારા આશરા હેઠલ લઉં તે પેહેલાં મારે ખાત્રી કરી લેવી જોઈએ. હું તારા કહેલા ખરશેદદારૂપર એક કાગલ લખુંછું અને તેં કહેલી વાત ખરી છે કે નહીં તે પુછાવી મંગાઉંછું. પણ ગભરા નહીં,"—તેઓએ મને ગભરાતો જોઇ તુરત હીંમત આપી, "હવે ખરશેદદારૂં હાડકું— અને "હાડકું" બોલતાં તે બાપ બેટી બંને અકેકનાં મોં ગમ જોઇને હસી પડયાં—"તને હવે બજા વલસાડયાને ઘેર લઇ જઇ શકશે નહીં."

"બાવાજી, એ ખરૂંજ કહેછે," ગુલાંએ બાપના કાનપર પડી કહ્યું, ને તોબી હું શેઠની અડોઅડ ઉભેલો હોવાથી તે મેં બરાબર સાંભલ્યુ. "જુઓની હવે એનો ચેહેરો ખુશીથી પાછો ખીલી નીકલ્યો."

"એ તારા ખરશેંદદારને જવાબ પાછો ફરી વલે તેટલાં તું અહીંજ રેહજે," શેઠે કહ્યું, "અને તે પછી તારે માટે આગલ શું કરવું તે હું જોઈ લેઈશ."

હું ઘણા ઘણા ઉપકારો માંની તે બાપ બેટી પાસેથી બાહિર નિકલ્યો, અને હેઠે નોકરવાલા ખણમાં ગયો. હું ત્યાંજ રેહવાનો છું તે જાંણી તેઓ ઘણા ખુશી થયા.

એ જે 'ફેમીલી' સાથે મને અચબુચ ઓલખ થઇ ગઇ તેનું નામ નીશાંન વિગેરે મેં રફતે રફતે નોકરો તરફથી જાંણ્યું. શેઠનું નામ મેહલાશાહા મેહેરહોમજીના કરી હતું. તેઓ મોટા શેઠયા હતા અને પાસે પુશકલ દોલત હતી. તેઓ દીલના ઘણાજ સખી અને ગરીબોનાં દુઃખની દાઝ ધરાવનાર હતા. તેઓ કાંઇ પેપરોમાં નામ આવે તોજ અને તેવાજ ધર્મો કરવામાં શોભા સમજતા નહીં હતા. તેઓના ધર્મો છુપા તોબી ઘેરમાં સારી રવેસે જણાયલા અને મોટા હતા. તેઓની પાસે આરજુમંદ હાલે આવેલો કોઈબી જરથોસ્તી ખાલી હાથે પાછો ફરતો નહીં, અને તોબી ધર્મ કોણને કરવો અને કયારે કરવો તેબી એ શેઠ બરાબર સમજતા હતા. આલસુ હરાંમખોરોને તેઓ કશું ઉતેજન આપતા નહીં. તેઓ પોતાના વગથી તેમને નોકરીઓ અપાવતા, પણ ફોકટનું દાન આપતા નહીં. ટુંકમાં, શેઠ મુંબઇમાં જાંણીતા થયલા પેહેલે વાંઘેના આબરૂદાર રાંક સખી શેઠયા હતા. શેઠનાં ધણીઆણી બાઇ ગુલબાઇ (ગુલાં)નાં જન્મ પછીજ મરણ પામ્યાં હતાં, અને તેવણનું મરણ તેઓએ ખાઘેલા ગમથી નીપજ્યું હતું. શેઠને તે મરનાર બાઇથી ઘણાં છોકરાં થયાં હતાં, ને તેમાં ઘણાક છોકરાબી હતા પણ ગુલાં અને તેની એક વડી બેહેન સિવાય કોઇ જીવ્યું નહીં, જેનો મરનાર બાઇએ ગમ ખાઘો હતો, અને તે ખાટલે અડીને ગુજરી ગઇ હતી.

એ વાતને આજ ૧૯ વરસ થયાં હતાં, કેમકે તે વેલા ગુલાં છેક નાંધલી હતી ને આજે તેણી ૧૮-૧૯ વરસની જવાંન નાર થઇ હતી. ગુલાં કુમારી હતી માટે બાપ સાથે હતી, પણ તેણીની એક વડી બેહેન જે હૈયાત હતી તે દાદાભાઇ બરજોરજી બાટલીબોઇ નામના એક ખાનદાની જવાંન સાથે પરણેલી હતી, અને તેઓનો બંગલો પરેલમાં આવેલો હતો.

ત્રીજે દહાડેના ટપાલમાં ખરશેદદારૂ હાઉંકુંનું કાગલ આવ્યું. તે મોટા શેઠે મને ઉપર બોલાવી વાંચવા આપ્યું. તે એવી તો નમ્રતાઇ અને શેઠને એવાં તો માનથી લખેલું હતું કે તે વાંચતાં મુને હસવું આવ્યા વના રહ્યું નહીં. તેમાં જણાવેલું હતું કે મેં કહ્યું તે બોલે બોલ ખરૂં હતું, અને ખરશેદદારૂ હાઉકુંએ તે ઉપરાંત મારી હોશ્યારી અને સારી ચાલની ઘણીક તારીફ કરેલી હતી.

"છોકરા," મેહલાશાહ શેઠે મારાં કાગલ વાંચી રેહેવા પછી કહ્યું, "હવે મારો વિશ્વાસ ખરો પડયો છે, એટલે તારા તરફ બતાવેલી મેહેરબાંની વાસ્તે મને ઘણો સંતોશ થાયછે. સારી ચાલનાં અને સાચ્ચું બોલનારાં માણસો મને ઘણાં પસંદ છે. હું તને મારે ત્યાં નોકર રાખું છું, પણ તુંને કામ કાંઇ જાજું કે ઘણું હલકું કરવાનું નથી. મારી ચીઠી પત્રીઓ લઇ ફેરા આંટા ખાવાનું અને ગુલાંબાઇનું બીજું કાંઇક નજીવું કામ કે મારા આ હાલ અને લાઇબ્રેરીનો સરસામાન સાફસુફ કરવાનું તને કામ સોંપું છું. પેહેલે હું તને રૂ. ૨૦ નો પગાર આપીશ, ને જો ચાલ સારી હશે તો વધારી આપશ. તું તારા ફુરસદના વખતનો સારો ઉપયોગ કરજે. ગુલાંબાઇની ચોપડીઓ છે તે લેજે ને આગલ અભ્યાસ કરજે. તું ઘણો ચાલાક જણાય છે તેથી શીખશે તો પછવાડે સુખી થશે."

મેં શેઠનો કેવો ઓજરખાઇથી ઉપકાર માન્યો તે કેહેવાની જરૂર રેહશે નહીં. તેઓ મારા જવાબથી વધારે ખુશી થયા, અને મારા તરફ કાંઇ હેતજ દોડતું હોય તેમ મારા ગાલપર પ્યારથી બે આગલાં અપાડી મુછમાં હસ્તા ત્યાંથી ચાલી ગયા.

---

## પ્રકરણ ૪ થું.

### દાદીબા.

મારા નવા શેઠનાં ઘેરમાં હું નવો જુનો થઇ ગયો. તે ઘેરના ભારે ભપકાની નવી નવાઈ હવે મને અચરત કરતી બંધ પડી. પેહેલાં તે અચરતી વીશે જો હું બોલ્યો નહીં તો તે એટલાજ માટે કે ઉપલાં પ્રકરણમાં કહેવા માંડેલી બાબદો તોડી એ વીશે બોલવાને દુરસ્ત જણાયું નહીં. એ ઘેરમાં જ્યારે હું પેહેલવેહેલો ફર્યો ત્યારે તે મને આ ધરતીપરનું એક બેહેસ્ત લાગ્યું. તેની બાંધણી, તેના ઓર-

ડામાં થઇને નીકલતા ભપકાભરેલાં ફરનીચર સાથના બીજા . ઓર-ડાઓ, સીલીંગમાંથી લટકતાં ઝુમરનાં ઝાડો, સંગેમરમરનો દાદર (જે એટલો પોહોલો હતો કે હું ધારૂંછું જે આઠ માણસ એકી વારે અકેકનો પોહોલાઇમાં હાથ પકડી સેહેલાઇથી ચઢી શકે) તેના અતી શોભાયમાન કટેરા અને ટુંકમાં સઘલું જે મેં પેહેલું અને નવું જોયું તેણે અચરતીથી મને છક કરી નાખ્યો.

મેહલાશાહ શેઠને ઘેર પુશકલ નોકર નફરો હતા, અને હું જોતો કે તે સર્વેમાં શેઠની મારાપર મેહેરબાંની ઘણી વધારે હતી. મારૂં કામ સઘલું સેહેલ કીસમનું હતું, અને તેથી મને પુશકલ નવરાસ મલી શકતી હતી.

હું શેઠની નોકરીમાં દાખલ થયો તે પછી ૧૫-૨૦ દીવસે એક વખત બાહેર ઓટલાપર ઉભેલો હતો તેટલાંમાં એક ઘણીજ ભપકા ભરેલા બે ઘોડાની બ્રોહામ અમારા કંપાઉંડમાં દાખલ થઇ. તેને જોડેલાં જનાવરો એવાં તો ખુબસુરત અને તેજી હતાં કે અંદર બેઠેલાં કોઇ ઘણાં મોટાં માણસો હશે એમ સમજી હું બાજુ થઈ ગયો. એજ વખતે ઉપરથી ગુલાંબાઇ ઉતરી આંવ્યાં, અને બ્રોહામમાંથી એક પારસી ગ્રહસ્થ અને એક બાંનુ ઉતર્યાં. તે ગ્રહસ્થની ઉમર વરસ ૩૫ થી ૩૮ સુધીની હશે. તે સીધો ઉંચો અને લગાર ખુબસુરત હતો. તેનો પેહેરવેશ સઘલો ઇંગ્રેજ ફેશન પારસી ઢપનો હતો, અને મેં તુરત જાંણ્યું કે તે શેઠનો જમાઇ દાદીબા હતો, અને તેની સંગાથે આવેલી અબલા તે ગુલાંબી બેહેન નામે જરબાઇ હતી. તેણીની ઉમર ૩૦ થી ૩૩ સુધીની હશે. તે ગુલાંથી જુદીજ કીસમની હતી. તે ગુલાં જેટલી ખુબસુરત હતી નહીં, તોબી કોઇબી રીતે બદસુરત કે ઓછી દેખાવલીબી હતી નહીં. તે ગુલાં જેટલી નરમાસવાલીબી હતી નહીં, પણ કોઈ રીતે તદન તુંદ મીજાજી કે ગરમ સ્વભાવની ના હતી.

ગુલાં સાદાઇ પસંદ કરતી હતી, જ્યારે જરબાઇને ભપકો પસંદ હતો. બાપનાં ઘેરમાં આવવા જેવા સાદા વખતેબી તેણીનાં દીલમાં એક ભપકા ભરેલી ચીનાઈ ટણછઈની સારી હતી અને તે ઉપર ખાખાની કોર હતી. દીલમાં તે વખતની ફેશનને અનુસરતું એક ભપકા ભરેલું બદન હતું. તેણીનાં ગલાંમાં અને કાનમાં ઘરેણું

હતાં, અને ટુંકમાં પેહેલીજ નજરે તેણી ઘણી ઇસકી દેખાવા માંગતી હતી તે જણાઈ આવતું હતું.

ગુલાંએ દોડી જઇને જરબાઈનાં ગાડીમાંથી ઉતરતાં વાર તેણીને ચાંપીને કોટી કરી, પણ ગુલાંએ જેટલો હાવભાવ બતાવ્યો તેટલોજ પ્યાર મેં જર તરફથી ગુલાંને મલતો જોયો નહીં. નહીં કે તેણીએ તેણીને ખસેડી નાંખી અથવા તુચ્છકારી કાઢી, પણ એક બચ્ચાં જેવાં નીરદોશ હેતથી જ્યારે ગુલાં જરને ભેટી, ત્યારે એક મોટે ઘેરનાં બાઇની લગાર ગરૂરીથી તેણી તેને ભેટી. મેહલા-શાહ શેઠબી હેઠેનાજ હાલમાં હતા. તેઓએ આવીને દાદીબાને સેકહેંડ કરી અને પછી સઘલાં ઉપર જવા લાગ્યાં. એમ કરતાં દાદરના ખુંણામાં તેઓએ મને જોયો. "તમો તો નવાં નવાં માણસો રાખ્યાજ જાઓછો, બાવાજી?" જરબાઈએ હસીને કહ્યું, "મજેનો છોકરો છે, એને વલી કાંહાંથી રાખ્યો?"

શેઠે શું જવાબ આપ્યો તે મેં સાંભલ્યો નહીં. તેટલાં તેઓ દાદરની વલાંણુ લેઇ ઉપર ગયાં.

એ વખતે હજી દાદીબા ઓટલાના ઉંબર પર ઉભેલો હતો. તેનો કોચમેન તેનાં ખુબસુરત પ્રાંણીઓને હાંકીને તબેલામાં લઇ જતો હતો તેમની મરોરદાર ચાલ મગરૂરીથી તપાસતો તે ઉભો હોય એવું જણાયું. એ પછી તે ઉપર જવા ગયો, પણ કાંઇ યાદ આવી ગયું હોય તેમ મને આગલ બોલાવી કહ્યું, "અરે અરે છોકરા, દોડ તો, ગાડીમાં મારૂં એક પેકેટ રહી ગયું છે તે લઇ આવ."

હું દોડયો, પણ તેજ વખતે મારે લગતી તે ત્યાં ઉભેલા બીજા નોકરોને પરપુછ કરવા પડયો તે મેં સાંભલ્યું, ને જ્યારે મેં તે પેકેટ લાવી આપ્યું ત્યારેબી તે મને ઘણાં ધ્યાંનથી જોતો જણાયો.

એ પછી નોકર નફરોમાં હરૂસે થતી વાતચીત પરથી મેં જાંણ્યું કે દાદીબા હાથનો ઘણોજ ખરચાલ અને ઉડાઉ હતો, ને તેથી શેઠ સાથ તેને જાજું બનતું નહીં. તે અને તેની બાએડી પરેલના પોતાના બંગલામાં ઘણાજ ભપકામાં રેહતાં હતાં ને આવ-જાવ કરતાં બેવડો ખરચ રાખતાં હતાં, જેથી શેઠને તેઓને વારે વારે નાણાંની મદદ કરવી પડતી હતી, અને તે ઉપરથી સસરા

જમાઈ વચ્ચે લગાર 'બગાડ જેવું હતું, માટે એ માટી બૂઇએર કોઇ કોઇ વખતેજ મલવા આવતાં હતાં.

એજ દીવસની સાંહજે હું ખાનાં પછી મેં સમારવાને બાગમાંનાં ઝાડો ઉપરથી ફ્રુટ એકઠી કરતો હતો તે વેલા દાદીબાબી બાગમાં ફરતો ફરતો મારા પાસે આવ્યો.

"મોટા શેઠ તારી વાત કરતા હતા, છોકરા," તેણે હસીને કહ્યું; "તું આએ મકાંનમાં હવે સુખી છે કે?"

"ઘણો સુખી, મારા શેઠ," મેં ઘણા ભારથી કહ્યું.

"હ: ત્યારે તો કાંઈ નહીં, બાકી નહીં તો હું તુંને મારી નોકરીમાં વધતા પગારે લેવાને ઘણો રાજી છું" તેણે કહ્યું.

"તમારી મેહેરબાંની થાય છે સાહેબ," મેં લગાર ગંભીર સાહદે કહ્યું, "પણ મારા આવા ભલા શેઠને મારે છોડવા નથી."

"ગાંડો છે!" તેણે ખડખડ હસીને કહ્યું, "વધતો પગાર મલે તો નોકર માણુસને વધારે શું જોઇએ? ચાલ, તારી મરજી હોય તો હું હવણાં મોટા શેઠ સાથ વાત કરી લેઉં?"

"નહીં મારા મેહરબાંન," મેં ઓજરખાહીથી કહ્યું, "મને વધતા પગારનો લોભ નથી ને અહીં કરતાં વધારે સુખી બીજે કેઠે હું થનાર નથી. તમારો હું ભારે ઉપકારી છું, પણ મને માફ કરો."

"ત્યારે તારી મરજી," દાદીબાએ બેદરકારીની ઢપે કહ્યું—અને પછી જાંણે યાદ આવી ગયું હોય તેમ હસીને વધાર્યું, "પણ વારૂં બેલા પારસીનું નામ શું? મોટા શેઠ તેણે તારાપર પાડેલા જુલમની વાત કરે ને મને ઘણું હસવું આવે."—અને વલી તે ત્યાં હસી પડયો.

મારા જુલમની વાતથી ગુલાં રડી હતી ને એ પારસીને તેથી હસવું આવતું જોઇ હું અચરત થયો, તોબી મેં તે નામ કહ્યું. "તેનું નામ દીનસા દારૂવાલો," મેં કહ્યું.

"પણ ત્યારે જાંણે તે તને નવસારીનાં સ્ટેશનપરથી લાવ્યો ને ઉતારીઓ કાંહાં?" વારતામાં રસ લેતો હોય તે ઢપે દાદીબાએ આગલ પુછયું.

"તેનાં પોતાનાં ઘેરમાં," અને મેં તે ઘરની આબાદ ઇધાંણી કહી સુંભલાવી, જે પછી તે શીશોલી વગાડતો ને બાલ સરખા કરતો ત્યાંથી ચાલી ગયો.

હું તે બાકીનો આખો દિવસ બીહ્યા કીધો કે રખેને દાદીબા અને તેની નોકરીમાં લેવાને તેના સસરાને અરજ કરે ને તેઓ તે અરજ બાહાલ રાખે, પણ તેવું કશું થયું નહીં ને રાત્રે ૧૦ વાગે જમીને તેઓ પોતાની બ્રોહામમાં બેસી ઘર ગયાં. તેમનાં જવા પછી મેહેલાશાહ શેઠે સેહેજ હસીને કહ્યું, "બચ્ચા કાવસ, દાદીબાનો ડોલો તારામાં ખોભાઇ રહયો હતો હઃ તે તુંને અહીંથી ઉચકી લઇ જવા માંગતો હતો, પણ મેં ને ગુલાંબાઇએ સાફ ના પાડી."

"હું તમો બંને મેહેરબાંનોનો સદા સુધીનો ઉપકારી છું," મેં ખરેખર હરખથી ઉસ્કેરાઇ આવી કહ્યું.

એ વાતને ઘણાક દીવસો વીટી ગયા, અને એક દીવસ શેઠ લાઇબ્રેરીમાં બેસીને કાંઇ વાંચતા હતા ત્યાં તેઓનો એક કાગલ આવ્યો તે હું લેઇને ગયો. શેઠે પોતાની હમેશની મમતાથી મુછમાં હસીને તે કાગલ લીધો, અને પછી યાદ આવી ગયું તેથી બોલ્યા, "અરે હું તુંને તેડવાનોજ હતો, કાવસ. પાસેના ઓરડામાંનું ફરનીચર સઘલું ધુલ ખાઇ ગયું છે તે બાહેરનું તેમજ કાચની કબટમાંનું સઘલું ઘણીજ સંભાલથી કાઢીને સાપ કર. જો તપાસજે હો બા, કાંઇ ભાગે નહીં."

આ ઓરડો સઘલો ભારે સણગારનાં રાચરચીલાં ને શોભાયમાન પુતલાં વિગેરેથી ભરેલો હતો. હું અંદર ગયો ને વચ્ચે જે કાચનું બારણું હતું તે ઢાંકયું. એ પછી હું ઘણી ઉલટથી પાસેના ઓરડામાં મારાં કામપર મંડયો ત્યારે શેઠ લાઇબ્રેરીમાં વાંચ્યા કરતા હતા. થોડે વખતે તેઓ બાહેર ગયા ને કલાક એક પછી આવીને પાછા વાંચવા પડયા. હું તેઓને હરકત નહીં થાય માટે ઘણીજ સંભાલથી સઘલું સાપ કરી વગેસગે કરતો હતો, માટે મને લાગ્યું કે હું પાસેનાજ ઓરડામાં તેઓએ સોંપેલાં કામપર છું એ વાત બાહેરથી આવ્યા કેડે તેઓ તદન ભુલી ગયા હતા, કેમકે નહીં તો પાછા વાંચવા બેસવા પેહેલાં તેઓ મારા પાસે આવીને હું કેમ કામ કરૂછું તે જોયા વના રેહતે નહીં.

એ રીતે બીજો અરધો કલાક ગયો, જે પછી લાઇબ્રેરીનું બારણું ઉઘાડી ધનજી કારભારીએ આવી મોટે સાહદે કહ્યું કે, "મુરૂબ્બી સાહેબ, દાદીબા શેઠ આવ્યા છે."

"મોકલ અંદર," શેઠે કહ્યું.

આ સઘલું હું જોતો નહીં હતો પણ સાંભલી શકતો હતો. મને સેહજબી ખ્યાલ થયો નહીં કે સસરા જમાઇને કાંઇ ખાનગી વાત કરવી હશે, ને તેથી હું તો મારૂં કામ ગુપચુપ કરયોજ ગયો, તે એટલે સુધી કે દાદીબાએ આવીને શું વાત શરૂ કીધી તેબી મેં સાંભલવાની કનવાર કરી નહીં એટલે સાંભલી નહીં, પણ તેટલાં હું ચોંકયો—કેમકે મેહેલાશાહ શેઠ મોટે સાહદે ઘણાજ તપી આવીને બોલતા હતા. મેં તેઓને આજેજ પેહેલવેહેલા કજીઓ કરતા જોયા, ને તેબી પોતાના જમાઇ સાથેજ તેઓ ચીરડાતા હતા! હવે તેઓ વચ્ચે ગરમ સાહદે શી વાત થતી તેપર મારી નહીં મરજી છતાં કુદરતી રીતે મારૂં ધ્યાન ખેંચાયું, અને હું ગભરાટમાં તેઓની રકજીક સાંભલવા પડયો.

---

## પ્રકરણ ૫ મું.

### સસરા જમાઇ.

"હું તુંને સાફ કહુંછ દાદીબા," મેહેલાશાહ શેઠ તપી આવીને બોલતા હતા, "કે વધારેવાર હવે હું એ તારો ઉડાઉ હાથ તામોસ કરી શકવાનો નથી. જરી સાથ તુંને પરણ્યાને હજી દશ વરસ થવાનાં છે તેટલાં નહીં નહીં કરતાંબી તું મારા પાસ પચાસ હજાર ઉપરની રકમ લેઇ રહયો, અને લગન વખતે પેહેરાંમણીમાં રૂ. ૨૫ હજાર આપ્યા હતા તે તો તદન જુદા! એ તે શું તારી કાંઈ રીત છે? મેં તુંને સમજાવી પટાવીને કહ્યું, ચીરડાઇ ફફડીને કહ્યું, પણ તે કશાંની તારાપર અસર પોંહોંચતીજ નથી, તો પછી તું જેવા દીવાલીયાને હાથે મારી સઘલી દોલત ફના ફાટીઓ કરાવાને આજે હું સાફ ના પાડું છું."

"શેઠ," દાદીબા પણ હવે લગાર ગંભીર ગરૂરીના ગરમ સાહદે બોલ્યો—અને તોબી તેના સાહદમાં નાઉમેદી અને ગમગીની ભેલાયલી પ્રગટ સમજાતી હતી—"શેઠ, આજે તમો મને ગેરકાયદે અપમાન કરો છો."

"નહીં દાદી," મેહેલાશાહ શેઠ હવે લગાર નરમ પડી બોલ્યા, "હું તને અમસ્થું અપમાન આપવાના હેતુથીજ બોલતો નથી. નહીં, બેસ, ઉઠી ના જા. મને પુરો સાંભલી લે. હું તુંને દીકરાની પેઠે ચાહુંછું તેથી તારા સાથ એમ એકાંતમાંબી તણાઇને બોલતાં મને કાંઇ થોડું દુઃખ થતું નથી. પણ સઘલો વાંક તારોજ છે. તું ને તારી બઇરી એ બે જીવ વચ્ચે તારી ખુદાની આપેલી આવક એવી પુરતી ને બીશીયાર છે કે જો તું ધીક્કારવાજોગ ખોટા ભપકાના ખાલી ખરચ નહીં રાખતો હોય તો તે સુખથી ખાતાં સામું તું પુરતું ફ઼જલ પાડી શકે. તું મહીનાના ત્રીસે દહાડા ફ્રેંડોને પારટી-ઓ આપે ને તારી બાયડી મોટાં મોટાં ખાણાં આપે તો તુંને એથી ચોવડી દોલત બી નહીં ચાલે એ દેખઇતુંજ છે."

"પણ મુરબ્બી સાહેબ નામ પ્રમાણે મોભોબી રાખવો જોઈ-એ ની?" દાદીબા હવે કગલીને પાછો પતાવા પડયો.

"હંબગ," મેહેલાશાહ શેઠે તીરસ્કારની ઢપે કહ્યું. "ખોટી ખાણીપીણીથીજ મોભો સચવાતો નથી. હું એમ નથી કરતો તેથી સોસાયટીમાં મારો મોભો નથી રેહતો એમ તું કેહવા માંગે છે? તુંએ હમણાં ને હમણાં કેટલા ઘોડા ખરીદયા ને કેટલા ઘોડા સા-હેબ લોકોને ભેટ કીધા? એ મોંઘી કીમતના ઘોડા એમ ભેટ કર-વાથી તારો મોભો સચવાએચ કે શું? તું ઇંગરેજો ઉપર શું થોડો મરી ફીટે છે? તેઓને અને તેઓની ઓરતોને રાજી રાખવા જે મોટી કીમતની ભેટ સોગાદોપર તું પૈસાની ધુલ વાલે છે તેજ બધો પૈસો જો તું કોઇ ધરમનાં કામમાં આપણા ગરીબ જરતોસ્તી હમ જાતીલાઓ કે પછી કોઇબી ગ્નાતને સંગીન લાભ થાય એવાં પુ-નનાં કામમાં વેરે તો મને એટલો બલાપો થાય નહીં."

"હું માફ માંગુંછું મુરબ્બી સાહેબ," દાદીબા તદન નરમ પડી લટી ગયો, "હું જોઉં છું કે હું ઘણો બેવકુફ થયો છું ને તેથી તમારા ઠપકાને લાયક થયો છું, પણ મને માફ કરો ને આ એક વખત મારો હાથ અતીશે ભીડમાં આવી ગયો છે તેમાંથી મારી શરમ રાખો, જે પછી ફરીને મારી તરફનો એ કંટાલો તમો કદી જોશો નહીં."

"હું ખુશી છું. જે તું આજે એવી સમજુતીથી વાત કરે છે," મેહેલાશાહ શેઠ લગાર વધારે નરમ પડી કહયું. "જો, વીચાર કર, મારે મન તો મારી બેઉ દીકરીઓ સરખી, ને તેથી મારી મરનાર ધનાની મરજી માફક મારે તો મારી સઘલી દોલત બે સરખે ભાગે એ બેઉ દીકરીઓને વેંહેંચી આપવી છે. જરી તો પરણી ચુકી પણ મારી ગુલાં હજી કુમારી છે, વાસ્તે મેં જે વસીએતનામું કરીને મારી તીજોરીમાં રાખયું છે તેમાં જરીને મેં રીતમાં જે આપ્યું તે અને તે પછી આ છુટી છુટી રકમો તુંને જે આપી છે તે સઘલું બાદ કરીને બાકીનું સઘલું મેં જરીના નામપર નાંખ્યું છે, કે જ્યારે એક આખો અરઘો હીસ્સો ગુલાં દીકરીનાં નામપર કરેલો છે. હવે તું જોશે કે તું હમણાં જેટલું મારા પાસથી ઉપાડશે તેટલું તું પછવાડે તારેજ વાસ્તે જે સચવાઈ રહેવું જોઇએ તે ઉપાડયો જશે, વાસ્તે મારી મજબુત ભલાંમણ છે કે પાછલા દહાડાનો કાંઇ વિચાર રાખ, ને હવે આએ તારા ઉડાઉપણાંથી હાથ ખાંચ. આજે તું જે મોટી રકમ માંગવા આવ્યો છે તે હું આપું છું, પણ હું તુંને ફરી ફરીને કહું છું જે હવે પછી એકબી વાર તું મારા પાસ આવશે તો જો કે તુંને ના' પાડતાં મને ભારે દુઃખ પેદા થશે તોપણ મારી દીકરીના લાભ ગમ જોઇને તને સાફ ના કહયા વના હું રેહનાર નથી, ને તેથી તુંને મનમાં જે ઓછું આવે યા અપમાન થાય તેનો જવાબદાર યા જોખમદાર હું નથી."

હયાં સઘલું થોડોક વાર ચુપ થયું, પણ કાગલપર ચાલતી પેનનો ચર–ચર અવાજ થયો તેથી મેં જાણયું કે શેઠ દાદીબાને માંગેલી રકમનો ચેક લખી આપતા હતા. ખરૂં કહું તો ઉપલી વીગત સાંભલવામાં જોકે હું તદન નીરદોશ હતો તોપણ આવી ખાંનગી વીગતો સાંભલવા કાજે હું ઘણોજ દલગીર થયો. હું તેઓની વાત તપી આવેલા સાહાદે શરૂ થઇ ત્યારેજ ઉઠીને બાહેર જતે, પણ તેઓની વાત એવી ગંભીર અને ગરમ ઢપે થતી હતી કે બાહેર નીકલવાની મારી છાતીજ ચાલી શકી નહીં ને તેથી જ્યાં બેઠો હતો ત્યાં ગુપચુપ હું દઘાઇને બેશીજ રહયો. પણ હમણાં જ્યારે વાતચીત બંધ પડી ત્યારે હું ઉઠયો ને પેલું કાચનું બારણું ઉઘાડી બાહેર જવા કરતો હતો તેટલાં તે સસરા જમાઇએ પાછી વાત ચ-

લાવી, ને તેમાં મારૂંજ નામ આવ્યું એટલે વલી હું દબાઇને પાછલ હઠી ગયો.

. "ઘણી મેહેરબાંની," મેહેલાશાહ શેઠે ચેક આપ્યો હશે તે લેતાં દાદીબાએ કહયું—અને પછી બેદરકારીની ઢપે વધાર્યું, "પછી પેલા કાવલાને વાસ્તે શું વીચાર ?"

"શું ? મેહેલાશાહ શેઠે અચરતીથી પુછ્યું.

"એને તમોએ મારી નોકરીમાં આપવાનો વીચાર રાખ્યો છે કે નહીં ?" દાદીબાએ પુછ્યું.

"મેં તુંને તે દહાડે ના કહયું ની જે નહીં બને," મેહેલાશાહ શેઠે લગાર નરમ ઠપકાની ઢપે કહયું. "એ છોકરો મને ગમે છે-ઘણો સમજું ગરીબ ને સાલેશ છે, ને એવાં બચ્ચાંપર મને ખુદરતી હેત છુટે છે તેથી એને તો હું મારેજ ત્યાં હંમેશ રાખશ."

"જેમ મરજી," દાદીબાએ બીલકુલ બેદરકારીની ઢપે ઉઠતાં ઉઠતાં કહયું, "ચાલો ત્યારે સાહેબ મેહેરબાન."

"ચાલ, હુંબી હેઠેજ આવુંછ," અને મેલાશાહ શેઠબી ઉઠયા, જે પછી તે સસરા જમાઇ સાથે વાત કરતા ઓરડામાંથી બાહેર નિકલ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

## મારો મામો.

હવેજ મારા જીવને ધીરજ આવી. હું આ મારી છુપાયલી હાલતમાં પકડાઇ આઉં, અને તદન બેગુનાહ છતે એક ખાંનગી સંસારની વાતો સાંભલવા ખાતર મારા મમતાલુ શેઠ મેહેલાશાહાની ગેરમેહેરબાનીમાં આવી પડું તેની મને જે હેબટ ધસક થયા કરતી હતી તે એ બંને ગ્રહસ્થોનાં ઓરડામાંથી બાહેર જવાથી નરમ પડી, અને હું પાછો મારાં કામે વલગ્યો.

કામ કરતાં કરતાં મેં જે સઘલું સાંભલ્યું હતું તે ઉપર કુદરતીજ મારા વિચારો દોડયા. મેં જોયું કે નોકરોથી મેં જે અવાર નવાર સાંભલ્યું હતું તે બોલેબોલ ખરૂં હતું કે દાદીબા ખરચાલ

બલકે દીવાલીઓ હતો, અને હું વધારે દલગીર એમ થયો કે દાદી-બા ખોટી ઢપનો દીવાલીયો હતો. એવાં ખરચાલ આસામીઓ દુ-ન્યામાં ઘણાં હોય છે, પણ તેઓમાં કેટલાકો દુલ્લા જીવ સાથ હાથના છુટા હોય છે તે જરાબી માંફ કરવા જોગ છે. તેઓ ગરી-બોનું ભલું કરવા જતાં કઇ અને કેટલી રકમો વેરે છે તેનો ખ્યાલ કરવાને કનવાર કરતા નથી, અને જોકે તે રીતે તેઓ પોતાનો પૈસો સમાર્ગે વાપરે છે તોપણ આવક કરતાં વધતી સખાવત કરવા-નો તેમનો લોભ ઢપકાથી મોકલો ગણાવો જોઈએ નહીં. દાદીબા તો પણ માંહાંભાયગે એ કીસમનો ખરચાલબી હતો નહીં. તે તો પૈસા મોટાઓને રાજી રાખવા ઉરાડતો હતો! મેહેલ્લાશાહ શેઠનાં કેહેવા મુજબ ફ્રેંદોમાં માનીતો અને પ્યારો થવા તે પારટીઓપર પારટીઓ આપતો હતો, અને સાહેબ લોકો અને તેઓની મેમસા-હેબોને તેમના બરની કીમતી ભેટ સોગાદો કરતો હતો. એવા આ-સામીઓ આપણા ખરા ધીક્કારને લાયક છે, કેમકે તેઓમાં સખાવ-તનો એક અંશ હોતો નથી. મોટાઓપર મરી ફીટનાર એવા બેવ-કુફો માંહેલા કોઇ એક આગલ જો કોઈ ખરો ગરીબ જઇને રૂપી-આ બે રૂપીઆ માટે કાકલુદી કરે તો તેને સિપાઈ પાસે ધક્કા મ-રાવી બાહેર કાઢે, જ્યારે મોટાઓને પોતાનાં ગજવાની ગુંજાસ ઉ-પરાંતબી નવાજવામાં તે માન સમજશે, તો હું કહુંછું કે તેવા કંગાલો આપણા કશાં માનને લાયક નથી.

એ પછી વલી મેહેલાશાહ શેઠ ને દાદીબાએ ઉઠતાં ઉઠતાં કરેલી વાત ઉપર મારૂં ધ્યાન ખેંચાયું. મેં જોયું કે દાદીબા બેદરકારીનું દોલ ઘાલતો હતો, તોપણ મને મેલવવા તે ખરેખરો બેદરકાર હતો નહી. પણ ત્યારે તે ખાઇપીને મને એવા મમતાલુ શેઠના હાથમાં-થી કઢાવાજ કાંય બેઠો હતો! મેં જેમ એ વાતપર વધારે વિચા-ર કીધો, તેમ હું વધારે ને વધારે ગુંચવાતો ગયો, પણ અંતે એટલી તો મારી ખાત્રી થઇ કે એ વાતમાં કાંઇબી ભેદ છે, જે ભેદ હું સમજી શકતો નથી.

ઉપલા વિચારો વચ્ચે મારૂં કામ તમામ થયું, અને હું સઘલું સંભાલથી વગેસગે કરી ઓરડામાંથી બાહેર નિકલ્યો. શેઠ એ વેલાએ બાહેર ગયલા હતા તે છેક રાત્રે આવ્યા, એટલે મેં તે-

ઓની પેલી ખાનગી ગુફ્તેગો સાંભલી હતી એમ કોઈએ જાંણ્યું નહીં, અને તે મેં કોઇને કહ્યુંબી નહીં એટલે એ બાબદમાં કશું નવું જુંનું થયું નહીં.

એ વાતને બીજા પાંચ સાત રોજ ગુજરી ગયા, અને એક દીવસે હું મારા ઓરડામાં બેસી શેઠની મેહેરબાંનીથી મલેલી એક ચોપડી વાંચતો હતો, તેટલાં મને ધનજી કારભારી તેડવા આવ્યો. મેં તેના ચેહરાપરથી જોયું કે કાંઇ અગતજોગું બન્યું છે, કેમકે કાંઇ શેઠ મને પોતાનાં કામસારૂ સેહજ બોલાવતા હોય એવું ધનજીનાં મોંપરથી માલમ પડયુંજ નહી. મેં તુરત શંકાશીલ થઇને ધનજીને પુછયું કે શું કામ મને બોલાવામાં આવેછે. ધનજીએ મને ખાત્રી આપી કે તેને કશી ખબર નથી, પણ કોઈ બે જણાઓ જેઓમાં એક તો કોઇ કદરૂપો ખુંધો છે તેઓ શેઠ સાથ નીચે હાલમાં બેઠેલા છે. હું આ સમાચારથી અચરત થતો પાછલે દાદરે હેઠે દોડયો, ને હેઠલા હાલમાં જતાંજ હું ચોંકયો, કેમકે ત્યાં જેઓ હતા તેઓ વચ્ચે મેં પેહેલીજ નજરે ખરસેદદારૂ હાડકુંને બેઠેલો જોયો!

મેહેલાશાહ શેઠ વિચારવંત હાલે એક ખુરસીની પીઠને અઢેલી ઉભેલા હતા, અને તેની સાંમે ખરશેદદારૂ હાડકું ઉભો ને ઉભો તટાર ઢપે બેઠેલો હતો. તેની સોડમાંજ એક ખુરશી મુકેલી હતી, પણ ત પર બેસવાને બદલે તેની પાસે એક અતીશે કદરૂપો બટકો પારસી ઉભો હતો, જેને પછવાડે બરડા ઉપર મોટી ખુંધ નીકલેલી હતી. તેની ઉંમર વરસ પચાસેકની હશે અને તેનો સઘલો દેખાવ લુચ્છો, લટખટ, ઘાતકી અને ધીક્કાર પેદા કરનારો હતો. ખરૂં કહું તો તે એક વાંદરા જેવો જણાતો હતો, અને જેવો હું તે હાલના ઉંબરપર દાખલ થયો કે તે મારા ગમ પોતાનાં મોટાં આંગને ઘસડતો ઉતાવલો ઉતાવલો દોડતો આવતો હતો, પણ તેને મેહેલાશાહ શેઠે અટકાવ્યો. "શેઠ, સબર કરો," તેઓએ કહયું, "આપણે એને વીગતે કહીએ." અને પછી મારા તરફ ફરીને કહયું, "એમ આવ બા કાવસ, જોની, આએ લોકો તુંને અતરેથી લેઈ જવા આવ્યા છે"

"મને?" મેં ધાસ્તીથી બુમ પાડી કહયું, "નહી મુરબ્બી સાહેબ એમ ના કહો. ખુદાને ખાતર મને તમારા આસરામાંથી કાઢી ના મેલો." અને એમ બોલતાં હું ગભરાટમાં પેલા ખુંધા

તરફ જોવા લાગ્યો, કેમકે હું તુરત સમજ્યો કે ખરસેદદારૂની માર-ફતે મને તે વાંદરાને હસ્તકજ સોંપવાનો હશે.

"નહીં કાવસ નહીં," શેઠે ઘણીજ મમતાથી કહયું, "હું તને કાઢી મેલવાને કદી રાજી થાઉં નહીં, પણ આ ગ્રહસ્થને તુંને સોં-પવાની મને ફરજ પડેછે"–અને તેઓએ પેલા ખુંધા તરફ આંગલી કરી કે જેનાપર બીજી નજર ફેંકતાંજ હું અરધો મરવા જેવો થયો–"ગભરા ના," મેહેલાશાહ શેઠે મને ઘણોજ ગભરાતો જોઇ તુરત ધીરજ આપી, "એઓ કોઇ પારકા નથી; ને પારકા હોતે તો હું તને તેને સોંપવાનો એક ઘડીબી વિચાર કરતે નહીં. એઓ તારા સગા થાએછ એમ કહેછે."

"મારો સગો?" મેં માહા ગભરાટમાં કહયું, "મારો શું સગો?"

"હા બાવા કાવસ," તે ખુંધાએ હવે જબાંન ખોલી–ને તેનો સાદ ખોખરો ઘારો અને તેના દેખાવ જેવોજ કઠોર હતો. "મારી પાસે આવ. મને જોઇને એટલો ગભરાયછે શાંનો? હું તો તારો મામો થાઉ" –અને તે મને કોટી કરવા પાછો મારી આગલ ધસ્યો, કે વલી મને એટલો ત્રાસ થયો કે "નહીં નહીં" એટલાજ બોલો બરબડી હું મારા શેઠની પછવાડે ભરાઇ ગયો!

"હેં એ શું ઢોંગ?" હવે તે ખુંધાએ ડોળા કકડાવ્યા, ઓ તે ડોળા! તે ડોળાનો દાબ હમણાંબી મને યાદ આવે છે.

"લે કાવલા આપરે શે તે વરી શેકજ કે, નહીં બોલતો ટાં વેર?" હવે ખરસેદદારૂ હાડકુંનું ઉપર્યું; "એટલું બધું શું છે જે નાહસતો ભાગતો ફરેશ? મામા જેવો મામો પોતાને ઘેર લેઇ જવા આયો ત્યારે વરી મચકાએશ શાંનો ઓ?"

એજ વખતે પાસેનું બારણું ઉંઘડયું, ને ગુલાંબાઇ ઓરડામાં આવી. હું તુરત તેના તરફ દોડયો.

"ગુલાંબાઇ," મેં કાલાવાલા કરીને કહ્યું, "મને બચાવો. શેઠ મને કાઢી મેલેછે, મને રાખવાને કહો."

"એટલે?" ગુલાં ઘણી અચરત થઇ બોલી ને તુરત પોતાના બાપ પાસ ગઇ. "એ શું છે, બાવાજી?" તેણીએ પુછયું,—વલી તેજ વખતે તેણીએ પેલા ખુંધાને જોયો ને તુરત ત્યાંથી ગભરાટમાં નજર પાછી ફેરવી નાંખી.

તેના બાપે પેલો ખુંધો પોતાને કોણ જાહેર કરતો હતો તે ટુંકામાં સમજાવ્યું, અને હું આગલ હતો માટે મેં પણ સાંભલ્યું. તેઓનાં કહેવા મુજબ પેલા ખુંધાનું નામ હોરમજજી કરાઈ હતું અને તે મારો મામો થતો હતો. તે મારી માયે સાથ કજીઓ કરી બાહેર ગામ (ચીન) ગયો હતો, જ્યાંથી લગભગ ૧૫ વરસે પાછો ફર્યો હતો, અને રહી રહીને હમણાં તે મારે લગતી પરપુછ કરવા સુમારી ગયો, ને ત્યાંથી ખરશેદદારૂની મારફતે હું ક્યાં છું તે જાંણતાં તેને લેઇ તે મને પોતાને આસરે લેવા આવ્યો હતો.

ગુલાંબી આ હકીકતથી ઘણી ગુંચવાઇ. તેણે જોયું કે જ્યારે મારો એક અતલગનો સગો મને લેઇ જવાનો દાવો કરતો હતો ત્યારે વચ્ચે કોઇનું ચાલી શકે એમ ન હતું; તોપણ જ્યારે તેણે મારો કાકલુદી ભરેલો ચેહરો જોયો ત્યારે તે તુરત પોતાના બાપ તરફ ફરીને બોલી, "પણ કાવસ પોતે અહીં સુખી છે તો એના મામા એને અહીંજ રેહેવા દે તો સારૂં."

"નહીં બાઇ"—તે ખુંધો કે જેને હું મારા મામા તરીકે ખુદા માલમ શા કારણથી કબુલ રાખી શકયોજ નહીં તે હસીને બોલ્યો "મારી મરનાર બેહેન તરફની મારી એક ફરજ હું એ સમજું છું કે તેનાં બચ્ચાંને એક ચાકરડાની જીંદગીએ રાખવો નહીં."

"ઠીક છે તો હું એને ચાકર તરીકે મારા ઘેરમાં રાખશ નહીં," મેહેલાશાહ શેઠે તુરત કહ્યું, "એ છોકરો મને પસંદ છે એટલે હું એને મારાં ઘેરમાં અમથોબી રાખવાને રાજી છું."

"નહી સાહેબ મને માફ કરો," પેલા ખુંધાએ હઠ પકડીને ગંભીર રૂપે કહ્યું.

"જો તમો મારા કદરદાંન હો તો મને અહીંજ રેહેવા દો," મેં હવે કમલીને અરજ ગુજારી. "મને આ ઘેર મારાં પોતાનાં કરતાંબી વધારે વ્હાલું છે, અને હું હયાં ઘણો સુખી છું તો મને—."

"બશ બશ, એ શું બધી લટરાશ ને પટરાશ?" ખરશેદદારૂ લાડકુંનો વળી બીજાજ જતો રહયો. "મુંગો મુંઝો આવેશ કે ઘાટીની પાટીમાં ઉચકાવીને લઇ જવો પડવાનો શે?"

ઉપલી ટુંક રકઝકની વખતે શેઠ મુછ સમારતા લગાર વિચારમાં જડેલા જણાયા, ને ખરશેદદારૂ બોલી રહયો કે તેઓએ

ઠડાવની ઢપે બોલવાનું શરૂ કીધું, એટલે મારાં જીગરમાં આશા નવેસરથી કુદી નીકલી.

"બસ," તેઓએ કહ્યું, "મેં ઠડાવ કીધો છે. તમે કાલે આવૃજો. હું વિચાર કરીને જવાબ દેવશ."

"એટલે?" હોમલા ખુંધાએ હવે નેણ ચઢાવી કહ્યું, "કાલે આવજો એટલેજ શું? મારાં બચ્ચાંની ઉપર તમારો કાંઈ દાવો પોંહોંચે છે શું? હું કહુંછ સાફ જે એ દુકતાને લીધા વગર હું અહીંથી હઠનાર નથી."

શેઠ તીરસ્કારથી હસ્યા.

"જોવો એ શેઠ," તેઓએ પણ હવે દમામથીજ કહ્યું, "હું એવી ગેરકાયદે ધમકીથી દબી જવાનો નથી. તમો જાહેર કરોછો જે તમો એના મામા થાઓછો, પણ એના મામા થાઓછો તેની સાહદત યા સાબીટી તમારા પાસ એકબી નથી. કાંઈ તમારી બેહન—બંધેવીના હાથદસ્કત કે લખાવત કે એવું કશું તમો હાજર કરી શકતા નથી, અને તેથી તમોને એના મામા તરીકે જો હું કબુલ રાખું તો તમોને એક સારાં માણસ સમજીને તમારા સુખનને ફકત માન આપવાજ તેમ કરૂં."

"એવું તમારૂં લાંબું લાંબું બોલવાનું નહીં ચાલશે," હોમલો ખુંધો જાંણે તેના બાપદાદાની દોલત બધી લુટાઇ જતી હોય તેમ તપી આવી બોલ્યો. "એ તે શું કાંઈ સારાં માણસની રીત છે? તમો મોટા હો તો તમારે ઘેર રહયા તેથી શું—"

પણ શેઠે હવે પોતાના ડોળાના દબદબા ભરેલા દાબે તેને અટકાવ્યો. "હું એટલી પટપટ માંગતો નથી," તેઓએ દમામથી કહ્યું. "કાંઇ લખાવતની પાકી સાહદત વગર હું કાવસને તમારે હવાલે કરવા હવે સાફ ના પાડુંછું."

"પણ આ ખરશેદદારૂ મારો સાહેદી છે ની?" હોમલાએ અરધી નરમાસ ને હજી અરધી તુંદાઈથી કહ્યું, "કેમ બોલતા નથી, ખરસેદદારૂ?"

"હાજી, હા," હવે ખરસેદદારૂએ ઉસાના ભાઇ મુસા તરીકે સાહેદીમાં તરામરી જેવું પોતાનું મોટી સફેદ પાઘડી સાથનું માથું

ધુનાવ્યું. "હું બધું જાણુંશ. હું તો એ હોમજી શેઠને કાંઇક મુદતથી પીશાણુંશ. બીચારા મરતા ને મર નહીં કહે તેવા અશરાફ આદમી છે. મુરબ્બીજી મારો સુખન કરો ને એવણને એ પોર્યો હવાલે કરો."

"હવે નહીં બને," શેઠે મજબુત ઠઠાવની ઢપે કહયું, ને મેં મારા જીગરના અંતર ભાગથી તે બંને કદરદાંન બાપ બેટીને હજારો ગુભ આશીશ દીધા—"એ છોકરાને કાયદાની રાહે કાંઇબી સત્તાદાર સાહદત વના કોઇને આપી દેવાશેજ નહીં. તમો તેવી કશીબી સાહદત લાવશો તો હું આપવાને તૈયાર છું, ને નહીં તો કોર્ટનાં બારણાં ખુલ્લાં છે, ને અહીં મારો કાડ છે."—એમ બોલતાં શેઠે પોતાનાં નામ નિશાંણુનો કાડ આપ્યો.

"ઠીક છે, ઠીક છે અમો જોઇ લેઈશું," હોમલો ખુંધો નીરાશા ને ખીજવાટનો મારેલો હવે ફફડતો ચટકતો ઉઠયો, "એમ કરીને શું તમો મને હાથ તાલી આપશો કે? જોઈશું."—અને તેના ખરેખરા કપટના ડોળાથી હું અને ગુલાંબાઈ બેઉ તદન ધ્રુજવા પડયાં.

"જો એ પારસી," શેઠે હવે ખરેખરો મીજાજ ખોહી દીધો, "હું તારા કરતાં સરકારના ધારા વધારે સારી રવેસે સમજું છું. આએ તારી તુંડાઇને વાસ્તે હું તુંને મારા સિપાઈઓ પાસે ધકેલા મારી ઘેરમાંથી બાહેર કઢાવતો નથી તે એટલાજ માટે કે હું તારી જઇફીપર દયા કરૂંછું. હું પોતે એક જસટીસ આવ ધી પીસ છું માટે જો જરાબી વધારે ગરબડ કરશે તો—"

પણ શેઠનું બાકીનું બોલવું ખરસેદદારૂની મીઠી મીઠી લટરાજની ગડબડમાં ડુબી ગયું. શેઠનું છેલ્લું બોલવું સાંભલી ખરસેદદારૂ અને હોમલો બંને પુશકલ ગભરાયલા જણાયા, ને હોમલો તો એકદમ ઓરડામાંથી નીકલી ગયો, જ્યારે ખરસેદદારૂ તેના તરફથી તેમજ પોતા તરપ્થી હજારો હજાર માંફ માંગીને તથા પોતાની સફેદ પાઘડીપર આખા હાથની મોટી મોટી સલામો કરીને તેની પુઠે બાહેર નિકલ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### એક ભયભીત રાતના બનાવો.

તેઓનાં ગયા પછી અમો ત્રણે જણ જે બન્યું હતું તે ઉપર થોડીક પલ વિચાર અને વાતો કરતાં બેઠાં. મેં જે હેસાંનોના હજારો ઉભરાઓથી શેઠ અને ગુલાંબાઇનો ઓજરખાહી ભરેલો ઉપકાર મ્નન્યો તે વીસ્તારવાની કાંઇ જરૂર નથી, તેમજ તેઓએ જે મમતાથી મને ધીરજો આપી તેબી કેહેવું પડવાનું નથી. શેઠે મને ઘણા ભારથી કબુલાત આપી કે જ્યાંવેર આ ખુંધો મારો ખરેખરો મામો થાયછ એમ તેઓની ખાત્રી થશે નહીં, અથવા કોર્ટ તેઓને મને તેને હવાલે કરી દેવાની ફરજ પાડશે નહીં, ત્યાંવેર તેઓ મને એ દરામણા પુરૂષને હવાલે કરશેજ નહીં. હું કબુલ કરૂંછું જે મારાં મનમાં એકાદ બે પલ ઘણો દગદગો લાગ્યો, કેમકે મેં વિચાર્યું કે એ ખુંધો મારો ખરેખરો મામો હોય તો તેના તરફ મેં ચલાવેલી ચાલ બહુજ શરમભરેલી અને નહીં છાજતી હતી, પણ વલી જ્યારે તેનો કદરૂપો ચેહરો ને દેખીતો હલકો ખવાસ મને યાદ આવ્યો ત્યારે એવો એક દલંદર મારો મામો હોય એ વાત વિશે મને મજબુત વેહેમ પડયો, અને જ્યારે તે વેહેમની વાત મેં શેઠને જણાવી ત્યારે તેઓ પોતાની હમેશની ભલાઇથી તુરત ખડખડ હસી પડયા. "ગાંડો છે ગાંડો," તેઓએ ખુશમિજાજે હસીને કહ્યું. "એટલે એવો લગાર કદરૂપા દેખાવનો પુરૂશ તે મામો નહીં થઇ શકે શું! વલી આપણને એક બીજોબી વિચાર કરવો જોઇએ—" અને હ્યાં તેઓ તદન ગંભીર થયા—"અને તે એ કે જો એ પારસી ખરેખરો તારો મામો નહીં હોય, કાવસ, તો તે તુંને હાથ કરવાનાં એટલાં ફાંફાં મારેજ શું કામ! આજે એક પેટ ગરીબોને ભારી પડે તેવો વખત છે ત્યારે બીચારો દેખીતી ગરીબ ગુંજાસનો એ પારસી છે તે વલી તારી વેઠ શું કરવા જો પારકો હોય તો માથે હોરવા આવે?"

આ તકરાર મને તદન વાજબી અને ખરી જણાઇ, અને તેથી આવાં સુખી ઘરને મુકી મોડે વેહલે એવા એકને ઘર જવાના ખ્યાલે હું નવેસરથી દુઃખી થયો.

"ચાલ વલી બલાપો ના કર્યાં કરતો," શેઠે મને પ્યારથી કહ્યું—કે જે પ્યારમાં એક શેઠ કરતાં એક કદરદાન મુરબ્બીની અસાધારણ મમતા વધુ ભેલાયલી હતી—"એ પારસી કોર્ટે ચઢવાને પૈસાનું જોર ધરાવે એવું મને ઝાઝું લાગતું નથી, અને વલી એના પાસ હું માગુંછું એ કીસમની સાહદતો કશી હોય એવું બી જણાતું નથી, એટલે તું અમારાથી છુટો પડશે એવી ધાસ્તી રાખવાનું તુરત વેળા કશું કારણ જણાતું નથી."

"હા કાવસ, બાવાજીનું કેહેવું ખરૂં છે, હીંમત રાખ," ભલી ગુલાંબાઈએ હીંમત આપી.

મેં ફરી ફરીને તેઓનો ઉપકાર માંન્યો, ને એ વાત હયાંજ ઢબ પડી.

એ વાતને વલી બીજા પાંચ સાત રોજ વહી ગયા ને તે અરસામાં ખરસેદદાર હાડકું કે હોરમજજી કરાઈ તરફના અમોને કશા સમાચાર મલ્યા નહીં, એટલે તે વાત લગભગ વીસરાઇ જવા લાગી. એ પછી એક દીવસે રાત્રે શેઠે મને એક અગતનો દસ્તાવેજ ટપાલમાં થાવો નાંખવા મોડેથી મોકલ્યો. હું તે કામ કરી પાછો વલ્યો, અને તે વખતે બાગના બેહુ મોટા દરવાજાઓ તો બંધ થઈ ચુકેલા હતા, પણ નોકરોની આવજાવ માટે બંગલાની એક બીજી બાજુએ મુકેલા એક નાહના દરવાજાનું વચલું ફાલકું ખુલ્લું હતું. હું તે રસ્તે બાગમાં દાખલ થઇ બંગલામાં જવા કરતો હતો તે વખતે મને એક ઝાડની પછવાડે બે માણસો ઉભાં હોય તેવા ઓલા જણાયા. રાત કીલીયાંણુ સરખી અંધારી હતી, ને મોડુંબી ઘણું થયલું હતું માટે મેં નહીં જાંણ્યું કે મેં ખરેખર કોઇ બે આસામીઓને જોયા કે જેઓ મને આવતા જોઇ કેઠે ભરાઇ ગયા, અથવા મારી કલ્પનાથી અમસ્થા અંધારામાં મેં એ ઓલા જોયા. એ વીશે વિચાર કરતો હું બંગલામાં ગયો ને મેં ધનજી કારભારી આગલ જઇને મારા શક કહયા. ધનજીએ મારા શક તુરત હસી કાઢયા, કેમકે ચોરી જેવું તે તરફ કદી સંભલાયું હતુંજ નહીં, અને તોપણ રાત્રે સુવા જવા પેહેલાં સઘલાં બારણાં તપાસવાનું તેનુંજ કામ હતું માટે મારાં આવવા પછી પેલો નાઘલો દરવાજો ઢાંકવા જ્યારે તે ગયો ત્યારે સાથે મને ને મોટા દરવાજા તરફ બેઠેલા સિપાઇને

તેડીને લેતો ગયો. આ વેલાએ અમારી સાથે બતી હતી. અને અમોએ સઘલે ચોકસી કરી, પણ મારા શક ખરા હોય એવી સાબીટી કશી મલી નહીં, એટલે મેં અંધારામાં ફકત કલ્પનાથીજ એ એ ઓલાઓ જોયા એમ સમજી અમો સૌ વગેસગે થઈ ગયા.

મારો ઓરડો માળ ઉપર હતો, અને તે નાહનો પણ સુખદાયક હતો. હું ત્યાં જઈને સુતો, અને લગાર થાકેલો હોવાથી સુતો તેવોજ ઉંઘાઇ ગયો. એ પછી મધરાતેક થયલી હશે અને હોમલા ખુંધાનો સ્વપ્નો જોઇને હું ગભરાટમાં બીહી ઉઠયો. મારા ઓરડામાંની બતી બુજવાઇ ગઈ હતી, અને જોકે હું હીચકારો ન હતો તોબી મને આજે બીક લાગવા માંડી. મને અંધારાંએ એવડો બીહીવડાવ્યો, અને મને એમ લાગ્યું કે ઓય ખુંધો હોમલો કે બીજો કોઇ તેવોજ કદર બીહાંમણો મારાં બીછાણાં પાસેથી ઉભો થઇ મારાં આંગ ઉપર કુદી આવશે. આ બચ્ચાં સહી ખ્યાલોએ હું એટલો બીહીધો કે હું પાંણી પાંણી થઇ ગયો, ને તોપણ બીછાંણામાં ને બીછાંણાંમાં હાથ પગ હલાવા જેટલીબી મને હીંમત રહી નહીં!

હું નહીં જાંણતો કે એટલી બધી તે રાત્રે મને બીહીક કેમ લાગી, પણ મને બીહીક થોડીક પલ સુધી ઘણી લાગી એ વાત તો ખરી; એ પછી મેં હીંમત કરી, ને આ મારાં હીચકારાંપણાંપર હું પોતેજ મુછમાં હસીને નવેસરથી ઉંઘવાની તૈયારી કરતો હતો તેટલાંમાં પેલાજ નાઘલા દરવાજાનું વચ્ચેનું પ્રાલકું લગાર જોરથી અફલાયું—જાંણે તે બંધ કરતાં કોઇના હાથમાંથી છટકી ગયું હોય ને અફલાય ની તેમ!—એમ કેમ? એ દરવાજો તો ધનજી સાથે મેં પોતે બંધ કરેલો હતો, ને તે ઉંઘડયોજ કેમ? મેં બારણું અફલાયાનો અવાજ સાંભલ્યો એમાં તો લગાર પણ શક ન હતો ત્યારે સું સમજવું? મેં વિચાર કીધો કે જઈને ધનજીને પાછો જગાડું પણ વધુ વિચારે એ ઠડાવ મને દુરસ્ત નહીં જણાયો. કદાચ જો મારો ગભરાત બીલકુલ ખોટો અને નાપાયદાર હશે તો મારી છેકજ હસી થશે.—દરવાજો કદાચ મોડેથી કાંઇ અગતસર કોઇ નોકર બાહેર જતો આવતો હોય તેનાથી ઉંઘડાયો હોય—વલી જો ચોરીજ થઇ હોય તો અત્યાર આગમચ તો તે થઇ ચુકેલી હોવી જોઇએ ત્યારે હવે ગરબડ કરવામાં હાંસલ નહી—તેમ છતે

શેઠનો રામોશી બાગમાં ફરતો હોવો જોઇએ તોબી ચોરી થાય કેમ—એ વગેરે હજારો ભાગા તુટા ઉપર ઉપર મને આવેલા વિચારોએ મને કશું આગલ નહીં કરવાનું દુરસ્ત જણાયું, અને તેથી હું એક ટુંક બંદગી કરી તુરત પાછો ઉંઘાઇ ગયો.

હું કેટલા કલાક એમ ઉંઘાયો તે હું જાંણુતો નથી, પણ જ્યારે હું પાછો જાગ્યો ત્યારે એકજ કુદકે બિછાંણાંમાંથી માહા ગભરાતમાં બાહેર પડયો, ને તે વેલાએ લગભગ છ વાગેલા હતા. મેં કાન દઈને સાંભલ્યું, કેમકે હું એક ઘણીજ ભયંકાર ચીચીઆરી સાંભલી ચોંકી ઉઠયો હતો, અને તે ચીચીઆરીમાં આબાદ મેં ઉંઘ વચ્ચેબી ગુલાંબાઇનો સાહદ પીછાંણ્યો હતો; તે ચીચીઆરી કે જેનો અવાજ હજી મારાં કાનમાં વાગે છે તે સાંભલતાં હું કહું છું જે હું ચોંકી ઉઠયો, અને મેં કાંન દઇ એકાદ બે પલ સાંભલ્યું. હા, આબાદ! ઘરમાં કાંઇ ગભરાત ચાલતો હોય-ચાકરોની દોરદપટ થતી હોય-કોઇનાં દચકાંના, કોઇનાં રડવાના અવાજો થતા હોય તેવું સઘલું મારા કાંને આવ્યું! એ શું છે? હજી તો હું ધાસ્તીથી ધ્રુજતો ને ઉપલો સવાલ મારાં મનને પુછતો ઉભો હતો તેટલાં મારા ઓરડા તરફ કોઈનાં પગલાં દોડતાં આવ્યાં, ને બીજીજ પલે કારભારી ધનજી ઉજલો પુની જેવો ગભરાતથી મારા ઓરડામાં આવ્યો.

"કાવસ—ઓ કાવસ,"—અને તેનાથી આગલ બોલી શકાયું નહીં ને તે પાસે એક ખુરસીપર ધબ દઈને બેશી ગયો.

"શું છે, ધનજી શું છે, ખુદાને ખાતર બોલ?" મેં અતી હેરાંન હાલે શંકાથી બાલેબાલ ને રગેરગ ધ્રુજતાં પુછયું.

પણ ધનજીથી હજી એકાદ બે પલ બોલાયું નહીં. તે એકાદ બે પલ મારે મન તેટલા જમાના હતા.

અંતે ધનજીએ જબાંન ખોલી.

"કાવસ," તેણે આંખોમાં આંસુ લાવી કહ્યું, આપણા ભલા શેઠ–"

"હા, તેઓનું શું?" વલી તેને ગમ ખાવા ઢીલ કરતો જોઈ મેં અતી અધીરતાની તાપથી તપી આવી પુછયું.

"તેઓનું ખુંન થયું છે," ધનજીએ પુરૂં કીધું, ને હું "ખુંન!" એટલુંજ બોલી તેની પાસેની ખુરસીમાં પડયો. હું બેશુદ્ધ થયો નહીં, હું રડી પડયો નહીં, પણ મારાં જીગરમાં જે દુ:ખના ભભુક

ઉઠતા હતા તેઓએ •જાંણે બાહેર માર્ગ લેવા વના અંદરજ મને મારી આવી બાલક વય છતાં બાલીને ખાખ કરવા માંગ્યો ?

હું ગોયા એક પુતલાં—એક પથ્થર જેવો બની ગયો, ને ધનજી વધુ કશીબી વાત કરવા વના દેવાના જેવો ઓરડામાંથી એકાએક નીકલી ગયો. તે કાંહાં જતો હતો તે હું જાંણતો ન હતો—તે કાંહાં જતો હતો ને તેને શું કરવું હતું તે તેને પોતાનેબી•ખબર હોય એમ લાગતું ન હતું, કેમકે એવી માહા ગભરાતની પલોએ અતી ડાહ્યાં માણસો પુરાં બુબખ બની જાય છે, અને તેથી ધનજી બાહેર જે ગભરાત ચાલતો હતો તે ગભરાતમાં ગભરાત વધારવા ફકત ગયો!

હું કેટલો વારવેર મારી જગ્યા ઉપર સાવજ જેવો બેસી રહ્યો તે મને ખબર નથી.—હું દોડીને હેઠે નોકરો વચ્ચે આવી પડયો કે ચાલીને આવ્યો તેબી મને ખબર નથી, પણ જ્યારે હું હેઠે ગયો ત્યારે ત્યાં જે પાર વનાનો ગભરાત મેં જોયો તેનું બયાંન હું કરી શકતો નથી.

---

## પ્રકરણ ૮ મું.

### ખુંનને લગતી કેફીઅતો.

'ભલાં માણસો હમેશ વહેલાં મરી જાય છે,' એ કેહેવતનો અનુભવ મને કમનસીબે ઘણો વેહેલો તેમજ ઘણો દુઃખભરેલો થયો. મેહેલાશાહ શેઠે અત્યાર વેરમાં મારી વારતાના થોડાક સફાઓપર દેખાવ કીધો છે તેમાંજ વાંચનારે તેઓના ભારે ગુણો એવા તો સારી રવેસે જોઇ લીધેલા હોવા જાઈએ કે તેઓનાં મોટાં દુઃખભરેલાં અકાળ મોહત પછી તેમની તે સઘલી ભલાઇઓ વીસ્તારથી વરણવવા ફરીને થોબવાની હવે જરાએ જરૂર રહી નથી, પણ તેમનાં ખુંનને લગતી જે કેફીઅત હું હેઠે જવા પછી મારે કાંને આવી તેજ અતરે ઉતારી લઇ આગલ ચાલીશું.

ખુંનની ભયંકાર રાત પછીની સહવારે જ્યારે નોકર •નફરો જાગ્યા ત્યારે તેઓએ રાંધણીનાં બારણાં ખુલ્લાં પડેલાં જોયાં, ને• તેમાં સઘલું વેરવીખેર ને બેદાદ પડેલું હતું. એ પછી પેલો નાંઘલો દરવાજોબી ખુલ્લો માલમ પડયો ને તેનું તાલું ભાંજેલું જણાયું.

એ ઉપરાંત રાંધણીમાંથી ઘણોક રૂપાનો સામાન વગેરે ગુમ થયલું માલમ પડયું તે અને બીજી નાહની નાહની સંખ્યાબંધ સહાદતોથી આટલું તો તુરત નક્કી થયું કે રાત્રે ઘેરમાં ચોર ભરાયા હતા. આ ચોરીની વાતથી શેઠને માહીત કરવા માટે ધનજી કારભારી ઉપર શેઠના ઓરડામાં ગયો. હજી શેઠનું બારણું બંધ હતું માટે ધારવામાં આવ્યું કે તેઓ હજી ઉંઘાઇ રહયા હશે, પણ એથી ધનજીને (પાછલથી તેનાં મને કેહેવા મુજબ) અચરતી તો ઘણી લાગી. શેઠ નીરંતર પાછલી રાતમાં ઉઠનાર હતા ને તેઓ આજની ગરબડમાં ઘણો વખત થઇ જવા છતાં હજી ઉઠયા નહીં હતા તે લગાર નવાઇ જેવું લાગ્યું. એ પછી ધનજીએ ધીમા હાંકો સાથે ધીમે ધીમે બારણું ઠોકવા માંડયું, ને પછી જવાબ નહીંજ મલતાં બરણાં ગબડાવી વટીક નાંખ્યાં. એટલામાં તો ગુલાંબાઇબી ઉઠીને ત્યાં આવ્યાં, અને સૌને સ્વભાવીક ધાસ્તી પેદા થતાં પછવાડેની ગેલરીની બેરપર થઈને બારી વાટેથી શેઠના ઓરડામાં દાખલ થવાની તે બાનુંએ અતી ગભરાતમાં આવી ધનજીને તાકીદ કરી. તે રીતે તે ગયો, ને તેણે અંદરથીજ એક ભય ભરેલો પોકાર માર્યો, જે પછી તુરત બારણાં ઉંઘાડી નાંખ્યાં. બારણાં ઉંઘડતાંજ નોકર નફરોએ અદબથી ગુલાંબાઈ માટે રસ્તો કીધો, જેની અંદર જતાંજ જે બન્યું હતું તે જોઇ એક ભયંકાર ચીચારી પાડી તેણી બેભાંન થઈ પડી, ને એજ ચીચારીએ વાંચનારને યાદ હશે જે મને મારા બેખબરા ખાબમાંથી બેદાર કર્યો હતો.

ગરીબ ગુલાંબાઈને તેણીના ઓરડામાં બેભાંન હાલતમાં ઉચકી લેઇ જવામાં આવ્યા પછીજ હું હેઠે ઉતરીઓ. શેઠના ઓરડાનું બારણું વાંકું કરેલું હતું. મેં તે ધીમેથી ઉંઘાડયું ને જે કમકમાટ ઉપજાવનાર દેખાવ મારી નજરે પડયો તેણે તુરત મારી નજર ફેરવી નાંખવાને મને ફરજ પાડી, ને તે ઉપરાંત ઘણા વારથી ભરાઇ રેહેલી મારી છાતીને ખલાસી આપી, કેમકે તેજ પલે હું મોટે સાહદે રડી પડયો. મારા ગરીબ મારા ભલા શેઠ પોતાનાં બીછાંણાંમાં લોહીમાં ગરકાવ હાલે પડેલા હતા, ને કોઇ માહા કરપીણ ચંડાલ અથવા ચંડાલોની કરપીણ છુરીના તે કમનસીબ ભોગનું ડોકું તેનાં ધડથી લગભગ છુટું પડેલું હતું. ઓ તે દેખાવ! —તે દેખાવ પથ્થર સમાન સંગદીલોનેબી ત્રાસથી ધ્રુજાવાને બસ હતો.

પણ આસ્તે આસ્તે ગમે એવાં માહાભારત દુઃખની આગબી ધીમી પડે છે, ને તે રીતે જ્યારે પેહેલી પલોનો માહા ગભરાત સમતો ગયો ત્યારે ટોલેટોલાં વલીને નોકર નફરો ધીમા-દગાયલા સાહદે આ કરૂણામય બનાવને લગતી અરસપરસ પરપુછ ને વાતો કરવા લાગ્યા. એ વેલાએ ગઇ રાત્રે મેં જે દેખાવો બાગમાં જોયા હતા ને જે અવાજો મોડી રાત્રે સાંભલ્યા હતા તે સઘલું મેં તેઓને કહયું, જેથી તે કોણ ચંડાલ હતા તેની જરાબી પીછાંણ આપવાને તેઓએ મને બોંહસ કરી, પણ મેં તેઓને તુરત ખાત્રી આપી કે રાત એટલી અંધારી હતી કે બે માણસોના ઓલા ઉભેલા સીવાય મેં કશું બીજું જોયું ન હતું, ને તેબી એટલી હદ સુધી કે પછવાડેથી ધનજી સાથે ખોલ ચલાવતાં કોઇ જણાયું નહીં ત્યારે તો હું એમજ સમજીને ઉંઘાઇ ગયો હતો કે મેં જે જોયું તે લાઇટમાંથી અંધારાંમાં આવતાં મારી આંખની કાંઇક ખાંમીથી જોએલો એક ખોટો દેખાવ હતો.

થોડી વારમાં જરબાઇ અને દાદીબા પણ આવી લાગ્યાં. જરબાઇબી આવતાંને વાર રડીને અરધી બેભાંન જેવી થઇ એટલે ગુલાંબાઇની પેઠે તેની પણ મદારતમાં વખત ગયો, ને ધનજીનાં કેહેવા પ્રમાણે દાદીબા શેઠના ઓરડામાં ગયો ત્યારે આંખે રૂમાલ દાબી મોટે મોટે દસકાં ખાઇ ખાઇને રડયો.

પોલીસ પણ એ પછી તુરત આવી લાગી, ને ચોરી અને ખુંનનો પતો મેલવવા માટે બારીક તપાસો નવેસર પાછી ચલાવામાં આવી. હયાં વલી જણાયું કે શેઠની તીજોરીવાલા ઓરડામાંથીબી ઘણું ચોરાયું હતું, ને ખુદ તીજોરી ફોડીને તેમાં જે હતું તે પણ લઇ જવામાં આવ્યું હતું. ગુલાંબાઇને પોતાનેબી ખબર ન હતી કે તીજોરીમાં શું શું હતું, ને તેથી તેમાંથી કેટલી હદ સુધીની ને શું શું ચોરી થઇ હતી તે કશું જણાયુંજ નહીં. ખુંનનો પતો મેળવવા માટે જે તપાસો થઇ તે સઘલી વ્યર્થ ગઈ, કેમકે જે હથીઆરે ખુંન થયું હતું તે હથીઆર વટીક કેઠેથી મલી આવ્યું નહીં.

બપોર પડવા પેહેલાં કારોનરની જુરી ભરવામાં આવી. જુરીમાં મારી પણ સાક્ષી લેવાઇ, પણ રાત્રે મેં જે જોયું હતું ને પછવાડેથી મેં જે સાંભલ્યું હતું તેથી વધુ હું કશું કહી શકયોજ નહીં,

એટલે મારી સાક્ષી ત્યાંજ પુરી થઈ. સેવટે જુરીએ અભીપ્રાય આપ્યો કે "કોઇ અજાંણ્યા શખ્સ અથવા શખ્સોએ જાંણી બુજીને શેઠ મેહલાશાહનું ખુંન કરેલું છે."

હું ધારૂં છું જે મારે કેહેવાની કશી જરૂર નથી કે અત્યાર વેરૂમાં અધું ઘેર બંને જાતીનાં સગાંવ્હાલાં દોસ્તઆસનાવ ને ઓલખીતાં પીછાંણુતાંઓથી ભરાઈ ગયું હતું. શેઠની પીછાણ અતીશે ઓહોલી હતી. તેનાં મરણથી ઘણાંક ગરીબો રવડી પડયાં હતાં, અને તેથી તેઓની રડારોલ ખરી દુ:ખની લાગણીઓ પેદા કરનારી હતી. શેઠનો છુપો ધરમ સઘલો તેઓનાં મુવા બાદજ અજવાલામાં આવ્યો. કેટલાં બધાં ગરીબોનો તે પાલણહાર હતો તે સઘલું આજેજ જણાયું. એવા ધર્મો ખરા ધર્મો છે. વર્તમાન પત્રોમાં ઢાલી પીટાવીને અમુક રકમો 'ધરમ'માં આપવાના અભખરાથી નીરાલા ધર્મો ખરા ધર્મો છે, ને તે આપણાં ખરાં માનને લાયક છે.

પણ આ દુ:ખભરેલું પ્રકરણ વગર અગતે લંબાવાની જરૂર નથી. સાંહજે શેઠની પાએદસ્ત કાઢવામાં આવી. તેનાં રવાનને જ્યારે બાહેર લઇ જવામાં આવ્યું ત્યારે મને એવું લાગ્યું કે મારા શેઠથી નહીં પણ એક મારા ખરા ખેરખાહ–ખરા વાલી બાલકે એક મમતાલુ બાપથી જમ મને છુટો પાડતો હતો, અને મારી છાતી દુ:ખનાં અસહય દચકાંઓથી ઉભાઇ ગઇ. સૌની આંખો રડતી જણાતી હતી. દાદીબાનો ઘોંઘાટ ઓછો હતો નહીં, જેથી જણાઈ આવતું હતું કે તેનેબી તેના ભલા સસરાનું ઘણુંજ લાગતું હતું. ઘરની બાહેર ને ઘરની અંદર સઘલી રડારોલ હતી, અને તેવી રડારોલ વચ્ચે મરનારનાં રવાંનને બાહેર લઇ જવામાં આવ્યું.

મરનારની હોરમતમાં પાયદસ્તે પુશકલ લોક ગયું. મને કેહેવામાં આવવા પ્રમાણે મરણની એવી મોટી મીજલસ થોડીજ થઇ હશે.

રવાંન કાઢયા પછી ગંભીર—ગમગીન ચુપકીદીએ તે ઘરની અખત્યારી લીધી. સૌ દુ:ખથી, થાકથી અને નાશીપાશીથી અંતે ચુપ થયાં. મીજલસ વીસરજન થઇ, અને પાયદસ્તે ગયલા સાહેઓનાં પાછાં ફરવા પછી જે અતલગનાં ખેશીઓ હતાં તેઓ રહયાં ને બાકીનાંઓ પોતાનાં ઘેરેબારે પાછાં ગયાં.

—.——

## પ્રકરણ ૯ મું
## હોમલો ખુંધો.

દાદીબાએ શેઠનો 'ઓટલો' રાખ્યો નહીં, તેમજ ત્રીજા દીવસનાં ઉઠમણાંની ક્રિયા પણ કશી કરી નહીં. જે જંગલી વિચારનાં સગાંવ્હાલાં આ સુધરેલા રેવાજની સાંમે થયાં તેને દાદીબાએ ઘણા ભારથી સમજાવ્યું કે "આપણું મકાન એટલું મોટું છે કે દીલાસાના હેતુથી જેઓ મુલાકાત કરવા આવશે તેઓ ઘેરમાં સમાઇ શકશે, ને તેથી હારે કટાર બાંક માંડીને તેઓને ઘેરની બાહેર બાવલાં મુઆફેક બેસાડવાની કશી જરૂર નથી." આ તકરાર દાદીબાએ ગમે એ મકસદથી રજુ કીધી હોય પણ તે મને તદન વાજબી લાગે છે. ઓટલાની મીજલસમાં જે ભાવાર્થ સમાયો છે તે એજ કે મરનારનાં ખેશીઓને દીલાસો દેવા અને તેનો વાતચીતથી ગમ ભુલાવા તેના અતલગના દોસ્ત આસનાવોએ મલવા આવવું, અને તે મકસદ આમ આંગણાંની બાહેર હારે કટાર બેસીને પાછા ફ-રોથી સરતી હોય એમ નથી. ઓટલાની મીજલસે કાંઈ બધાઓ-એજ જવું નથી, ને જે અતલગનાઓ જાય તેઓએ લાગી વાગીને ત્યાંજ બેસી રેહેવું જોઇએ એમ પણ નથી. પાંચ આવે બે જાય એવી રીતે જો થાય તો ઘેરમાંજ તેઓની મુલાકાત કરવાને મર-નારનાં ખેશીઓને બની આવે, ને તેથી મરનારના ખેશીઓને દીલાસો આપવાની મકસદથી આવી તેનાં ઘેરથીબી સેંહેકડો કદમ દુર પુત-લાંની પેરે બેસી રહી, અથવા પાસેનાઆસેના સાથે ગામ ગપાટા ચલાવીને ઘેરે પાછા ફરવાની ઓટલાની મીજલસની હીમાંયતમાં બોલવાને કે એ વગર અગતના રેવાજને વલગી રેહેવાને ભલાંમણ કરવાને જરાએ કારણ નથી.

પણ મારી વારતાથી વેગલો જઇ એક ચાલુ બેસારામાં આ રેવાજનાં બેઉંધાપણાં વીશે મને બોલવું પડયું તે માટે વાંચનાર માફ કરશે, અને હવે રીતસર આપણે પાછા આપણી બાબદ સાથે આગલ ચાલશું.

બીજે દહાડેનાં પેપરોમાં ખુંનની કેફીઅત હજારો સહરાગત સાથે છપાઇ, અને શેઠનાં ખુંનની કેફીયત સાથે તેઓની જાબજા તારીફ પણ છપાઈ. આ તારીફ મેં કેવા ને કેટલા હરખ સાથે—

અને તોબી કેવી ઘોર ગમગીનીનાં આંસુઓ વચ્ચે વાંચી તે કેહે-વાની જરૂર નથી.

બીજા કેટલાક દીવસો વહી ગયા. સૌનાં મનનું આસ્તે આસ્તે પાછું સમાધાન થતું ગયું. દાદીબા અને જરી હજી ઘેરમાંજ હતાં ને તેઓજ હવે ઘેરનો સઘલો કારોબાર કરતાં હતાં. દાદીબાને હવે નોકરે નફરો 'મોટા શેઠ'ના એલકાબથીજ ઓલખતા હતા. ગુલાં-બાઇ ઘણુંકરીને પોતાના ઓરડામાંજ પડી રેહેતી. તેને બાપનો સહવાસ અને બાપનો લાડ વધતો હતો એટલે આ અચાનક મોહત —ને તેબી આવાં માહા દુઃખભરેલાં મોહતના દેખાવનો છાપ તે જવાંન અબળાનાં કુમલાં મગજ ઉપર એવો ધર ઘાલી રહયો કે તેણી ગ-મીની બેમારીમાંથી તુરત સાહજી થઇ શકીજ નહીં, ને તેથી પો-તાના ઓરડામાંજ રેહતી હતી. દાદીબાએ ખુંનીઓને શોધી કાઢવાને પોલીસ સાથે જબરી ખોલ ચલાવી. તેણે પોતે રૂ. ૫૦૦૦ નું જેઓ આ ખુંનનો પતો મેલવી આપે તેમને માટે પેપરે પેપર ઇનામ છપાવ્યું, પણ દાદીબાની આ લાલચ કે પોલીસની અથાગ—અથાક મેહેનતનાં પરીણામમાં પણ ખુંનીઓ પકડાયા નહીં.

શેઠનાં દસમાં સુધી ઘણુંક સગાંવ્હાલાંઓ રહ્યાં હતાં તેઓ-માંથી એકનેજ માટે મને આગલ મારી વારતામાં બોલવું થશે માટે તેનીજ ઓલખ આપવા અત્રે થોભશું.

તે નાદરશાહ નામનો મોટા શેઠનો ભત્રીજો હતો, અને પુનામાં માસ્તર હતો. તેની ઉમર વરસ ચોવીસેકની હશે. તે પતલો દેખા-વલો અને ઘણાજ ખુશ સ્વભાવનો હતો. તે વાતચીતમાં પુશકલ મલતાવડો હતો ને તેને પોતાની પીતરાઈ બેહેન ગુલાંનું ઘણુંજ લાગતું જણાતું હતુ.

દસમાંની બીજે દીવસે શેઠનું વીલ વંચાનાર હતું, પણ દસ-માંને દહાડેજ હું સાંજે મારા ઓરડામાં બેઠેલો હતો, ને હેઠે મોટા દરવાજામાં થઇને એક ખરીયા ખરખર ગાડી ઘસારાબંધ બાગની વચ્ચે કાઢેલા રસ્તા ઉપરથી બંગલાનાં બારણાં તરફ આવતી હોય તેવો મને સાહાદ આવ્યો. કોણ જાંણે કેવીક રીતે કુદરતીજ મને તુરત ભય પેદા થયો કે આ કાંઇ મારે લગતું હતું, ને પાછલે દાદરેથી ઉતાવલે હું હેઠે આવ્યો. મારો ભય ખરો પડયો. હોમલો

ખુંધો હેઠે મોટા દાદર આગલજ ઉભેલો હતો, ને તેજ પલે ઉપરથી દાદીબા ઉતરી આવ્યો.

"એ કોણ મને પુછેછ?" દાદીબાએ દાદરપરની પેહલી વલાંણ લીધા પછી એકાદ બે ફાંડીયા ઉતરી અધવચેજ થોભીને લગાર નાપસંદગીની ઢપે દમામમાં પુછયું.

"આએ બંગલાના ધણી સાહેબ પોતે છેઓ?" હોમલા ખું-ધાએ ઉપલા સવાલના જવાબમાં પોતાના ખોખરા સાહદે પાછો સામો સવાલ કીધો.

"મારૂં નામ દાદીબા છે." દાદીબાએ કહ્યું, "પણ આ મકાંન મારૂં છે કે નહીં તે હું હજી કહી શકતો નથી. મરહુમ શેઠનું વીલ હજીતો કાલે વંચાવાનું છે, ને ત્યારે જે હોશે તે જણાશે. જો તમે શેઠના કાંઇ માંગનાર હો તો સુખેથી કાલે—"

"નહીં મુરબી સાહેબ, મારો દાવો રૂપીઆ પૈસાને લગતો કશો નથી," હોમલા ખુંધાએ કહ્યું.

"પણ બાપુ ત્યારે તમો કહોછ શું જો?" દાદીબાએ કંટાલાની ઢપે કપાલપર કરચલી ચઢાવી કહ્યું. "અમો બધાં ગમમાં ગીરફતાર છીએ તેવી વખતે તમો શું કંટાલો આપવા નીકલી પડયા છો!"

"માંફ કરો સાહેબ," હોમલાએ દલગીરી બતલાવી, "હું જાંણુ કે દસમાંનો દહાડોબી હવે લગભગ પુરો થઇ ગયો છે એટલે—"

"બસ, બસ, બસ," દાદીબાએ ઘણોજ કંટાલો ખાઇ કહ્યું, "ટુંકું કરો ને જે કેહેવું હોય તેજ કહો."

હોમલા ખુંધાએ અત્યારવેરમાં મને આ વાતચીત થતી હતી તેથી થોડેક દુર ઉભેલો જોયો હતો—અને મારા ઉપર કપટના ડોલાબી કાઢી ચુક્યો હતો—તે હવે મારા ગમ ફરીને બોલ્યો, "મારૂં કામ સાહેબ, આ છોકરાને લગતું છે. એ મારો ભાંણેજ થાય છે."

"કોણ છોકરો," દાદીબાએ અચરતીથી પુછયું, "કાવલાને વાસ્તે કહો છો?"

"હાજી," હોમલાએ વલી મારા ગમ ડોલા કાઢી કહ્યું.

"ત્યારે તમો જાંણુવા માંગતા હશો જે હજી તમારો ભાંણેજ આ મકાંનમાં નોકરી રહી શકશે કે નહીં, પણ તેનો જવાબ હું

તુરત આપી શકતો નથી," દાદીબાએ કહ્યું, "એ તો જે આ ઘેરનાં શેઠ શેઠાંણી થશે તેમની મરજીપર આધાર રાખશે."

"મેહેરબાંન તમો મારા વિચારો સમજવામાં ભુલ કરો છો," હોમલાએ મુછમાં હસીને કહ્યું. "હું તો સાંબો એને આ નોકરીમાંથી લઇ જવા આવ્યો છું."

"બેલાશક," દાદીબાએ કહ્યું, "તમારૂં બચ્ચું છે ને તમો મુખત્યાર છો—બાકી મારો વિચાર એને મારી નોકરીમાં રાખવાનો ઘણો હતો."

"મુરબ્બી સાહેબ મને હજીબી રાખો ને હું તમારો ઘણો ઉપકારી થઈ રેહેવશ," હવે મેં કુદકો મારી દાદર આગલ જઇ દાદીબાને અરજ ગુજારી.

"તારા મામાની ખુશી નથી, બા કાવલા," તેણે ઘણીજ મમતાની ઢપે કહ્યું.

"હાજી, મારી ખુશી નથી," હોમલાએ મારો હાથ પકડી મને બાજુએ ઘસડી કાઢતાં કહ્યું, "હવે એને નોકરની નીચ જીંદગીએ મારે રેહેવા દેવોજ નથી."

"જેમ મરજી," દાદીબાએ કહ્યું ને તે પાછો ફરીને ઉપર જવા કરતો હતો.

"દાદીબા શેઠ, દાદાભાઇ શેઠ," મેં કરગરી કહ્યું, "મને જવા ના દેઓ. મોટા શેઠ મારાથી છુટા પડવાને રાજી નહીં હતા, ખુદાને ખાતર મને રાખો."

દાદીબા મુછમાં હસ્યો.

"પણ હું શું કરી શકું કાવલા?" તેણે કહયું. "તારા મામા આગલ મારૂં શું ચાલે? ચાલ જા બોંહસ ના કર, ને લે આએ બે રૂપીઆ છે," ને ઉપરથીજ પાકીટમાંથી કાઢી તેણે તે ફેંકયા.

હું જે દુઃખની લાગણીઓમાં હતો તેવી લાગણીઓમાં નહીં હતે તોબી કદી આવી તકોબરીની 'દયા ધરમ'માં ફેકાયલું નાણું લેવાને હું વાંકો વલતે નહીં, તો હમણાં તો એવો વખત હતો કે તે નાણાં વીશે મને કશો ખ્યાલબી થઇ શકયો નહીં.

"સાહેબ," હોમલાએ નેણ ચઢાવી કહયું, "તમારે જાંણવું જોઇએ કે રૂપીઆ કાંઇ તમેજ જોયા નથી, ને આ દુકતાનો મામો તમો ધારોછો એટલો બધો છેક ભીખારી નથી."

"મેં તમોને અપમાન કરવાના હેતુથી એ છોકરાને નાણું આપ્યું નથી," દાદીબાએ પણ હવે ગુસ્સામાંજ કહયું, "ને તેથી તમારા આ ગેરકાયદે ઠપકાને હું ધીક્કારથી હસી કાઢું છું."—ને દાદીબા ગુસ્સામાં પીઠ ફેરવી ઉપર જતો રહ્યો.

હવે હોમલા ખુંધાએ દાદીબાનો ખાર મારાપર કાઢયો. મને એક ધમકો મારી બારણાં આગલ કાઢયો, ને એક ભાડુતી બગી ત્યાં ઉભી હતી તેમાં મારા હાથનું કડું અરધું મરડી મને ચઢવાની ફરજ પાડી. હું એક બુમ કે ચીચીઆરી પાડી ભલી ગુલાંબાઈને મારી મદદે બોલાવતે, પણ મને યાદ કરવું પડયું કે આ મોહતના ગમનું ઘેર હતું, ને સૌથી ઘણી ગમખાર ગુલાંબાઇ હતી, એટલે ગુપચુપ મારાં કરમને શરણુ થઇ હું ગાડીમાં ચઢયો. એમ કરતાં મને મારા મમતાલું શેઠ ઘણાજ યાદ આવ્યા ને મારી આંખમાંથી 'બોર જેવાં' આંસુ પડયાં. હું બેઠો ને મારી પુઠે હોમલો—મારો મામો બેઠો અને ગાડી બંગલો મુકી બાહેર ચાલી. મને બીજા નોકરનફરોને કે ગુલાંબાઇને કે કોઇને મલવાને તક પણ આપવામાં આવી નહીં.

---

## પ્રકરણ ૧૦ મું.

### મામાનું ઘેર.

જે માણુસને પેહેલી નજરે જોતાંજ હું કમકમીને હઠી ગયલો તેની સોડે સોડ હવે મારી ખુશી ઉપરાંત બેસવું પડયું. એ મારો મામો હોય? બનેજ કેમ? જો મામો હતે તો તેનાં ગમે એવાં કદરૂપાંપણાં છતાં કુદરત પોતે તેના તરફ મારી છાતીમાં કાંઇ પ્યાર કે દયાની લાગણીઓ પેદા નહીં કરી શકતે? પણ તેમજ વલી બીજા હાથપર જો એ મારો મામો નહીં હતે તો મારા મરનાર શેઠે કહયું હતું તેમ મને પોતાના આશરે લેવાને તે એવડાં બધાં ફાંફાં શું કામ મારતે?

આ સઘલા ગુચવાડા ભરેલા દુ:ખીત વીચારો વચ્ચે હું ચુપ હતો, અને હોમલો ખુંધો—જેને હવેથી હું મામા તરીકેજ બોલાવશ તે—બી ચુપ હતો. મેં ઘણુંબી મન કીધું કે તેના ચેહેરાની

લઢણપરથી તપાશી જોઉં કે તે હજી મારા સાંમે વેરભાવ ધરાવતો હતો કે તેનો ગુસ્સો ઉતર્યો હતો, પણ તેના તરફ એકબી બારી નજર કરવાને મારી છાતીજ ચાલી શકી નહીં.

ગાડી કઈ બાજુનો રસ્તો પકડતી હતી તેબી હું જાણતો ન હતો. હું મુંબઇમાં નવોજ હતો ને મારા શેઠના બંગલાની આસે-પાસેથી વધતે દુર હું કેઠે ગયો ન હતો, એટલે હું કશા રસ્તા જાંણતો ન હતો. અંતે ગાડી એક મોટા મોહલ્લામાં દાખલ થઇ, અને એક સાદા દેખાવનાં ઘેર પાસે ઉભી રહી. મને ત્યાં મારા મામાએ ઉતરવા ફરમાવ્યું અને હું ઉતરયો. ગાડીવાલાને ભાડું આપીને ત્યાંથી તે મને ઘેરમાં લઇ ગયો. ઘેર મુવાંનું મશાંણ હોય તેવું શાંત હતું. કાંઇ ગરબડ, કાંઇ બોલચાલ, કાંઇ વાતચીત હતી નહીં. અમો પેહેલા માલપર ગયા ને ત્યાંના આગલા ઓરડામાં એક માંદા દેખાવની પારસી બાઇ બેસીને સીવતી હતી. તેનાં દાચાં બેસી ગયલાં હતાં—તેની આંખમાં ખાડા પડેલા હતા–તેના હાથ પગ નબળા પડી ગયલા હતા, ને તે કાંઇ ઘણી ઘરડી નહીં છતે માંદગીથી તદન તવાઇ ગયલી જણાતી હતી.—એ સઘલું છતાં તેણીનો દેખાવ ઘણોજ નરમાસવાલો અને ઘણોજ માયાલુ જણાતો હતો. "હું તુંને કેહેતો હતો તે આએ દુકતો રૂપાં," મારા મામાએ તે બાઈ સાથે મારી ઓલખાણ કરાવી—અને તેના તરફની તેની બોલવાની ઢબપરથીજ હું સમજી ગયો કે તેઓ મારી બઇએર હતાં—"એ દુકતાપર ખુબ નજર રાખજે. હું બાહેર જઇને પેલા બેચર દરજીને મોકલાઉંછું તેના પાસે પેલા તાકામાંથી એના વાસ્કુત વગેરે વેતરાવી તૈયાર રાખજે, અને એ નાપાક અહીંથી ખસે નહીં તે ચોકસ જોજે."

"વારૂજી, તે બાઇ પોતાના ભરથારથી ઘણીજ બીહીતી હોય તેમ નરમ ધીમા જીના સાહદે બોલી.

મારા મામાનાં ઓરડામાંથી જવા પછી તે જે બાઇનું નામ રૂપાંબાઇ હતું તેઓએ મને ઘણીજ મમતાથી પોતા પાસે બોલાવ્યો, ને ખુરસી લેઇને મને બેસવા કહ્યું, કે મેં તુરત જોયું કે પોતાના ભરથારના ઘાતકી ખવાસથી ઉલટીજ રીતની આ અબળા હતી. તેણી કાંઇ ખુબસુરત તો હતી નહીં, તોબી તેણીની જુવાંનીમાં

તેણી ઘણી દેખાવલી હશે એમ હજી મને માનવાને કારણ મલ્યાં. "બાવા કાંઇ બળાપો ના કર્યા કરતો હ:" મારા બેઠા પછી તેણીએ મને ઘણીજ મમતાથી કહ્યું, "મારાથી બનશે તેટલું હું તારે વાસ્તે કરશ."

એ પછી તેણીએ મારી આગલી જીંદગીના હેવાલો મને પુછયા, ને જ્યારે તે કેહતાં કેહતાં શેઠનાં મરણુની વીગતોએ મને નવી રવેસે રડાવ્યો ત્યારે તે મમતાલુ ઓરત પણ તે દુ:ખભરી હકીકતોથી રડવા લાગી! આથી મને પુસ્કળ અચરતી પેદા થઇ. આવી અસીલ, આવી અશરાફ, આવી દેખીતી રીતે ભલી અને ઉંચા ખવાસની અબળા, આવા કરૂર આવા કરપીણ–આવા દેખીતી રીતના જંગલી ખુંધા સાથે શું લાલચે પરણી હશે તે વિચારોએ મને ભારે ઓચંબો પમાડયો.

"તમો મારાં માએ બાપને ઓલખોછો?" મેં કેટલીક બીજી વાતચીત કીધા પછી પુછયું.

"નહીં બાવા, હું તારા મામાના કોઇબી સગાંવ્હાલાંઓને પીછાંણુતી નથી," તેણીએ કહ્યું.

એજ વખતે મામાએ જતી વખતે અરધું બંધ કરેલું બારણું ઉઘડયું, ને કોઇએ અંદર દોકાવ્યું. "આવ આવ, શીરીનમાએ અંદર આવ", તે જોઇને રૂપાંબાઇએ કહ્યુ, અને તે કોઇ 'શીરીન' અંદર આવી.

શીરીન! શીરીન કોણુ હતી? કોઇ પારસી અબલા કે પરી? પારસીઓમાં ઘણીજ ખુબસુરત અબલાઓ છે એ વાત જો આગલ મને કેહેવામાં આવત તો તે હું કદી ખરી તરીકે માનતે નહીં, પણુ આ મારી નજરે મેં જે જોયું તેણે મારી સુદ્ધ બુદ્ધ ગોયા ગુમ કરી મેલી. જે જવાંન બાનુ ઓરડામાં દાખલ થઇ તેણીનો ચેહરો એવો મનહરણુ હતો, તેણીનું સીધું સરોવર સરખું પણુ પતલું બદન અને ખુબસુરતીને જેબ દેનારી બીજી બારીકાઈઓ એવી ખુશકારક રીતે તેનામાં એકઠી મલેલી હતી કે જો તે સઘલું વરણુવવા થોભું તો હું એક આખું પ્રકરણુ ભરી મેલું: પણુ વાંચ-નારને કંતાલો નહીં ખવાડવાની મકસદથી હું તેમ કરીશ નહીં. એટલુંજ કહીશ કે વારતા લખનારાઓ પોતાની વારતામાં મુખ્ય

દેખાવ કરનાર વડી અબલાને ખોટી સીફતોથી જે પરીજાદીની ખુબસુરતી આપે છે તેવી ખરી ખાલેશ ખુબસુરતી ધરાવનાર આ જવાંન બાનું હતી. તેણીનાં બોલવામાં એક એવો એજમતી મીઠાસ હતો, તેણીની વાતચીતમાં એટલી સભ્યતા એટલી લાયકી એવી અદા હતી, તેણીનાં ચાલવામાં એવી સાલેસાઇ એવી સભ્યતા સમાઇ હતી કે તે સઘલાંએ મને તદન દંગ કરી મેલ્યો. તેણી મારાથી એક વરસ નાંધલી એટલે વરસ પંદરેકની ઉમરની હતી. તેણી પતલી અને ઉંચી હતી. તેણીનાં કપાલ ઉપર એક નીરદોષ બચ્ચાંનીજ નીરદોશતાનો છાપ હતો, અને તેણીનો દેખાવ એવો હતો કે તે તેના હેરાંન કરનારને બી એક વાંકો સુખન નહીં ઓચરે. તેણી મીઠાસ, માયા, મોહબત, મરવત અને મરીઆદાની એક જીવતી મુરતી હતી. મારી વારતામાં આગલ ચાલતાં મને ઘણીકોને ઘણી ખુબસુરત તરીકે ઓલખાવવી પડશે, પણ આવી ખુબસુરત કોઇ નીવડશે નહીં એમ આગલથી કેહેવાની મને વાંચનાર રજા આપશે. આવી નાજનીનો ગણત્રીમાં ગણાય એટલી બધી થોડી—છેક કહો કે નહીં જેવી થોડી હશે એમ હું ઘણા વિશ્વાસથી સમજુ છું. કદાચ તેણીની ખુબસુરતી અને ખુબીનો એકઠો ખ્યાલ મને પેહેલાંથીજ નહીં થઇ ગયો હોય—કદાચ પેહેલી થોડીક પલ તેણીની ખુબસુરતીથી હું સેહેજ છક થઇનેજ રહ્યો હોઉં—પણ સામટી રીતે લેતાં હમણાં પછવાડેથી તે પલો હું યાદ કરૂંછું ત્યારે તે સુંદરી સાથના મારા મેલાપની પેહેલી પલો યાદ કરવામાં પણ સૌથી પેહેલે દરજ્જેનું સુખ સમજુંછું. હું તેણીને જોતાં ગોયા ખાબમાં પડયો હોઉં ને બેહેસ્તમાં કોઇ પરીને જોતો હોઉં એવું મને લાગ્યું હતું, ને તે લાગણીઓના ખાલી ખાબમાંથી ખરાંપણાંનાં સુખમાં હું મારાં મામીનાં બોલવાથીજ ગોયા જાગી ઉઠયો. "એ તારી પીતરાઈ બેહેન શીરીન છે," રૂપાંબાઇએ બેશક મારી અચરતીથી રમુજ પાંમી કહ્યું, અને પછી શીરીન તરફ ફરીને કહ્યું, "શીરીન આએ તારા બાપ બોલતા હતા તે કાવસ."

મારી પીતરાઇ બેહન ? હા, લાખ વખત. જેને મામા તરીકે કબુલ રાખવાને હું કમકમીને ના પાડું તેની બેટીને મામાની દીકરી તરીકે હું હજારો હરખ સમેત—બલકે કાલાવાલા કરીને કબુલ રાખું એવું મને થયું!

મારા મામાનાં ઘેરમાં એક કલાકમાં હું નવો જુનો થઈ ગયો. તે ઘેરમાંથી હું નાહશી જઇશ એવો મારા મામાને ભય હતો, પણ હવે નાહશી જવાને બદલે તે ઘરમાં સદા સુધી રેહેવાનો મને હરખ થતો હતો !

---

## પ્રકરણ ૧૧ મું.

### કંગાલીયત અને કંકાસ.

આવી બે અબલાઓ આવા જાલેમ—એવા એબીએલ સાથે એટલો અતલગનો સંબંધ કેમ ધરાવી શકે તેને લગતો મારો ગુંચવાડો ને અચરતી કોઇબી પ્રકારે દુર થઈ શક્યાં નહીં. 'ઝાડ તેવાં ફળ' એ કેહેવત આ બાબમાં એટલી અધુરી કેમ રહી ગઇ તે હું સમજી શકયોજ નહીં. મેં જોઈ લીધું કે શીરીન જેમ પોતાની માતાને જીગરનાં વ્હાલથી ચાહતી હતી, તેમજ તેણીની માતા તેને ઓછી ચાહતી ન હતી. તેઓ બંને એકમેકને ચાહવામાં ગોયા સુખ સમજતાં હતાં, અને તેમ કરવાને જાંણે તેઓને અગત સમજાતી હતી. તે અગત હોમલા ખુંધાનો જુલમાત હતો. તે જેવો ખુંની દેખાવનો બાહેર હતો, તેવોજ જાલેમ ને જુલમી ઘેરમાં હતો. તે ઘેરમાં હોય ત્યારે તેની ઓરત કે તેની બેટીને કશીબી રાહત હતી નહીં. તે વારેવારે ભાભરા ભુતની પેઠે છેરાઇ પડતો, અને તેવી વખતે (મેં પછવાડેથી સઘલી વીગતોમાં સાંભલ્યું તેમ) આ નીરાશ્રીત અબલાઓપર હાથ ઉંચકવાનાં હીચકારાંપણાંથી પણ તે અટકતો ન હતો.

સુંદર શીરીનની ગરીબ માતા રૂપાંબાઇને ખહીનો મરજ લાગુ થયલો હતો. શીરીન આ જાંણુતી ન હતી. તેણી એટલુંજ સમજતી હતી કે તેણીની માતાની દેહ ઘણાં વરસોથી બગડતી ચાલે છે, પણ તોબી તેણી રોજ ઉમેદ ધરાવતી હતી કે તેણી હવે વેહેલી સારી થશે. પ્યારની આશાઓ સદા એજ ક્રીસમની હોય છે.

મારા મામાનું ઘેર બે માલનુંજ હતું ને તે તેણે આખું માંથે રાખેલું હતું. પેહેલા માલપર તેનું અને તેની બઇરી છોકરીનું સુવા બેસવાનું વગેરે હતું, ને બીજા માલપર તેની 'આપીસ' હતી. 'આપીસ'માં તે શું કરતો હતો તે કદી શીરીનને કે તેની માતાનેબી ખબર

ન પડી હતી. તેને તે આશીસમાં વારેવારે કેટલાક શખ્સો મુલાકાત આપવા આવતા, અને તેની સાથે તે બંધ બારણે કલાકના કલાક સુધી વાતો કરતો, યા એકલો હોય તો બારણાં બંધ કરી અંદર એકલો બેસી રેહતો. પેહલે માલથી બીજે માલના દાદર ઉપર પગ મેલવાને પણ શીરીન કે તેની માતાને હોકમ કે હક નહીં હતો, ને તેથી ઉપર શું 'કાબરાં દોબરાં' થતાં હતાં તે કોઇ કશું જાંણતું ન હતું. કોઇ વખત તે દહાડો ને રાત વીટી જાય પણ ઘેરમાં પાછો નહીં ફરતો, અને પાછો ફરે ત્યારે તે કયાં ગયો હતો તે જો તેની ગરીબ બાયડીએ નરમ શબ્દોમાં પુછયું તો તેનો મિજાજ જતો રેહતો, ને તે ખુંનપર ચહ્દતો!

વાંચનારે જોયું કે એ પ્રકારે રૂપાંબાઈ કે શીરીનને તેઓના ધણી કે બાપનું કશુંબી સુખ ન હતું. તેનો જુલમી ખવાસ આડોશી પાડોશીઓમાંબી એટલો જાંણીતો હતો કે તે 'ખાટકી' ને નામે ઓલખાતો હતો ને લોક તેને "ખુંધો ખાટકી" કે "હોમલો ખુંધો" એ એલકાબો વગર ઓલખી શકતાંજ નહીં. તેનાં ઘેરમાં કોઇ માંગનાર દેવાદાર આવતું નહીં, કાંકે દેખઇતી રીતે તેનો પૈસા સંબંધી હાલ ઘણો સારો હતો. ઘેરમાં એક રાંધવા કરવા ખાતર પારસણ પગારદાર રાખેલી હતી.

તે ઘર સરસામણ વીગેરેમાંબી સગવડ ધરાવનારૂં હતું. તે તેની બાયડી છોકરીને જોઈતી ચીજો અપાવા કરવાને કદી કંજુસાઇ કરતો નહીં, ને તાબી તેને પુછયાવના કાંઈ લીધું કીધું તો તે બંનેની કમબખ્તીપર ઉતરી પડતો. સારાંશ, હોમલા ખુંધાનાં ઘરમાં તેનો એક બોલ તે તેની બેટી ને બાયડીને માટે સરકારના એક સૌથી અગતના ધારા જેવો હતો. તેની મરજી વગર કશું થાય નહીં એવું હતું.

એ સઘલી વીગતો વાંચનારને કેહવું પડશે નહીં કે મેં રેહતે રેહતે મેલવી, અને હવે જે દહાડે હું એ મારા મામાનાં ઘેરમાં આવ્યો તે દીવસપર પાછો આવીશ.

મારો મામો રાત્રે મોડેથી ઘેર આવ્યો. ત્યાંવેર અમો ત્રણ જણાં વાતચીત કરતાં તેની વાટ જોઇ ખાનાંને માટે બેસી રહ્યાં હતાં. તેણે આવીને ખાનું કહ્દાવ્યું, ને તે અરસામાં તે કોઇસે કશું ઝાઝું બોલ્યો નહીં, ને જે થોડું બોલતો તે અતીશે તાંણમાં ને તોરમાં હતું.

બીજી સહવારે જ્યારે રૂપાંબાઇ અને શીરીન પાછલી બાજુએ હતાં ત્યારે મારા મામાંએ મને આગલે ઓરડે તેડયો, ને પોતે એક જડજની પેઠે ભપકામાં ખુરસી લઇ મને એક બંધવા પેઠે સાંમે ઉભો કીધો. "જોરે એ દુક્તા," એ રીતે મને ઉભો કીધા પંછી તેણે ચલાવ્યું, "તુંને લોકોને ઘેરથી વંજો માપી જવાની ટેવ છે. પેલા ખરસેદદારૂ હાડકુંના હાથમાંથી તું તેમ બચી ગીયલો છે, પણ તેવું જો મારે ત્યાં કાંઇ કીધું કેની તો પેલા ચામડાના પટાએ તારો દમ બંધાઇ જશે ત્યાંવેર તારો કુટંબો કરશ. મને ઓળખીને ચાલજે બચ્ચા."

"હું તમોને ખાત્રી આપું છું હોરમજજી શેઠ—"

"અરે તારા હોરમજજી શેઠ ગયા જાંહુંનમની ખારીમાં," તે ફ્રપડીને કુડકો મારીને ઉઠી ઉભો થઇ બોલ્યો, "હોરમજજી શેઠ કોણ રે? મામાજી નથી બોલી મરાતું કે?"

"હું તમોને ખાત્રી આપું છું મામાજી," હવે તેને રાજી રાખવા મેં સુધારીને કહ્યું, "કે તમો નારાજી થાઓ એવું હું કશું મારે હાથે થવા દેવશ નહી."

"અરે ચાલ, ચાલ," આ મારૂં બોલવુંબી તે ખુંધાનાં ધ્યાંનમાં નહી ઉતરવાથી તે તીરસ્કારથી બોલ્યો, "એવાં ભટાઇ ભરેલાં બોલવાનાં તો મનેબી ઘણાં આવડે છે, પણ બચ્ચા તપાસજે. ને બીજું એ કે પેલા તારા મેહલાશાહની દીકરી કે જમાઇ કે કોઇનેબી મલ્યોછ તો મુવો છુટો સમજજે. ત્યાંના નોકર નફ્રૅરો કે કોઇબી મલે તો તું તેઓને ઓલખતોજ નહીં હોય તેવું બતાવજે, ને જો તેમ કરવામાં કસુર કરી તો પેલા પટાથી હાડકાંનો ખુરદો ને ખીમો થઇ જશે. મોહત ચેતીને ચાલજે, બચ્ચા."

મેં ફ્રરી એકવાર સખત તાબેદારીની ખાત્રી આપી, ને હું તેની હજુરમાંથી બાહેર નીકલી પાછલી ગમ ગયો. ત્યાં મામી ને શીરીન ધીમે ધીમે સાહદે વાતો કરતાં હતાં. તેઓએ મામાએ મને શું શું કહ્યું પુછયું તે કશું પુછયું નહીં—કેમકે તેમ કરવાને તેઓ દેખીતી રીતે બીહીતાં જણાતાં હતાં—ને મેં તેઓને મારે મનને જાંણ્યું કશું કેહેવાની અગત જોઇ નહીં.

એક અઠયાડીયું સુધી તો ઘેરમાંથી બાહેર પગ કાડવાનીબી

મને રજા મલી શકી નહીં, પણ પછી થોડી થોડી વાર બાહેર જઈ આવવા મને છુટ મેલવામાં આવી.

• .એક દીવસે મારો મામો તેની આફીસમાં ઉપર રોકાયલો હતો ને રૂપાબાઇ વધારે માંદી હાલતમાં હોવાથી પોતાના ઓરડામાં સુતેલાં હતાં, તે વેલાએ હું અને શીરીન એક ઓરડામાં એકલાં પડયાં. મેં જોયું કે શીરીન આજે વધારે ઉદાસ, વધારે દુ:ખી વધારે ગમખાર હતી. હું તેનું કારણ તુરત સમજ્યો કે તેની માતાની વધતી જતી માંદગીએ તેણીને ગભરાટ પેદા કીધો હતો, અને તેથી શીરીનના આ દુ:ખી હાલે મારૂં કાલજું ખરેખર વીંધી નાંખ્યું. શીરીન સીવતી બેઠી હતી, ને તોબી મેં જોયું કે તેણીની આંખોમાંથી આંસુ તપકતાં હતાં. આ મારીથી ખમાયું નહીં હું આગલ દોડયો ને એક ભાઇના પ્યારથી તેનો હાથ પકડી મેં તેને કેટલોક દીલાસો દીધો. એમ કરતાં શીરીનની ભરાયલી છાતીએ વધારે ખલાસી મેલવી ને તે વધતાં જોશથી રડી. મારાથી પણ રડયા વના રેહેવાયું નહીં. "તું શું કામ રડેછ કાવસ," મને રડતો જોઇ તે સુંદરીએ તુરત પોતાનાં આંસુ નુછી નાંખી કહ્યું, "અમો તો સદાથી દુ:ખી થતાં આવ્યાં છીયે પણ તુંબી કાંય દુ:ખી થાયછે?"

"હું દુ:ખી નહીં થાઉં શીરીન?" મેં કહ્યું. "તું રડે છે તે મારાથી જોઇ શકાતું નથી."

"અને તોબી મને રડવાને ઘણાં કારણ છે, કાવસ," તેણીએ ઘણા ગમખાર સાહદે કહ્યું. "મારાં માની હાલત દનપર દન બગડતીજ જાય છે, અને હવે મને ઘણીજ ધાસ્તી લાગે છે. એવણનાં જીવતરે મારૂં જીવતર છે. એના જેવી માયાલુ મા બીજી થોડીજ હશે, ને તેથી જો એવણને કાંઇ કશું થશે તો મારૂં શું—"

હયાં શીરીન નવેસરથી રડી પડી ને તેનાં રડવાનો સાહદ વધારે જોરથી નીકલ્યો, પણ તે તેણે તુરત દાબી નાંખ્યો, કેમકે વલી તે બીધી કે રખેને તે અવાજ ઉપર તેના બાપને કાંને જાય— તે બાપ કે જે પોતાની બેટીને મોટે સાહદે હસતીબી નહીં જોઇ શકતો, કે રડતીબી નહીં ખમી શકતો!

"તારી આગલ મારાં દુ:ખની શું વાત કહું, કાવસ," શીરીને શીરીન હલકે પોતાની છાતીનો ભાર વિશ્વાસથી મારી આગલ ખાલી કરવા માંડયો, "અમો સદાનાંજ દુ:ખી થતાં આવેલાં છીએ. આગલ

અમે ઘણાંજ ગરીબ હતાં—એટલાં કે ખાવાનાબી વાંધા હતા, તે વખતે મારી ભલી માએ ખતરવત મેહેનતો કરેલી છે, અને અરધી અરધી પોની પોની રાતસુધીના ઉજાગરા સેહવી તેણે લોકોનાં સીવેલાં છે. પછીથી દહાડો ફર્યો, પણ મારી મા પોતાની એ જેહેમતથી તુટી ગઇ ને તે દીવસથી આજની ઘડી સુધી તે બીમારીથી બેજાર છે, ને રોજ તેની માંદગી વધતીજ જાય છે."—અને વલી શીરીન હયાં રડવા થોબી.

"પોતાના બાપને વીશે બુરૂં બોલવું એ એક ગુનાહનું કામ છે," શીરીને જરાક થોબીને પાછું ચલાવ્યું, "પણ મારા બાપનો સ્વભાવ સદાનોજ દાદાબરીઓ છે. મારી માએની એવી હેજગારી પછી આજે કોઈ જેવો વર હોય તો મરી ફીટે, પણ મારા બાપને તેણીની કશી કદર કે કનવાર નથી. તેની બાયડી મરેછ કે જીવેછ તે જોવાનીબી તેવણને કાલજી થતી નથી. ઓ ખુદા ! ઓ ખુદા ! જો એ માએ મને છોડી જશે તો ખચ્ચીત મારૂં શું થશે ?"

મેં કેવા પ્યારથી મારી એ પીતરાઇ બેહનને દીલાસો દીધો તે કેહવાની જરૂર નથી. મેં તેને હીંમત આવે એવી કીસમનું ઘણુંક કહયું, ને તેથી મેં જોયું કે ખચ્ચીત તેને તેનાં દુઃખ વચ્ચે દીલાસો મલ્યો. "તેં ગુલાંબાઇની કોઈ દહાડો ખબર લીધી નથી, કાવસ," શીરીને હવે આ દુઃખભરી વાત ફેરવવાની મકસદથી કહયું. "તું પેહેલાં આવ્યો ત્યારે તારા ભલા શેઠની ને તે શેઠની તે દીકરીની એટલી તારીફ કરતો હતો કે આવાં દુઃખ પછી તું એકવારબી તે ગુલાંને મલવા નથી ગયો તેથી હું અચરત થાઉંછું."

"શું કરૂં શીરીન," મેં તે પાછલા દુઃખી બનાવોની ગમખાર યાદે ગમગીન બની કહયું, "તે ભલી બાઈની ખબર લેવાને મારૂં દીલ લાગી રહયું છે પણ તારા બાવાએ મને તે તરફ જવાને સખત મના કરી છે."

"ગરીબ બચારી ગુલાં," શીરીન ખરેખરી કદરદાંન લાગણીઓથી બોલી, "તારી વાત સાંભલી તેનાપર મને ઘણીજ દયા છુટે છે. ખોદા તેને સુખી રાખો."

"પૈસાથી જો સુખ મલી શકતું હોય," મેં કહયું, "તો તે સુખ તો તેને હશેજ, કેમકે મને ખબર છે જે તેના બાપે સરખે હીસ્સે પોતાનો સઘલો વારસો—"

પણ તેટલાંમાં અમારા ઓરડાનું બારણું જે વાંકું કરેલું હતું તે ઉઘડયું ને હોમલો ખુંધો ઓરડામાં આવ્યો. તેનો ચેહેરો એટલો ઝનુની જણાતો હતો કે અમો બંને થરથર ધ્રુજવા પડ્યાં. "કાલું કર રે દુકતી અહીંથી. નીકલ–મર, તારી માએ પાસ જા," તેણે આવતાંને વાર શીરીનનાં આંગપર ધસી જઈ બારણાં તરફ આંગલી ફરી બોખરા ગગડાટ સરખા સાહદે કહયું,—ને શીરીન બાપથી અકલાતી ગભરાતી સીવવાનું એકડું કરી લઇ ત્યાંથી ઉઠીને ચાલી ગઇ. તેનાં જવા પછી મારા મામાએ મોટા અવાજથી બારણું ખીજવાટમાં અફાલીને બંધ કીધું, કે મેં જાણ્યું કે વાદલ મારાપર ફાટવાનું ખરૂં!

"ત્યારે દુકતા તું એ કાભા આગલ મારી ફરીઆદ કરતો હતો નહીં કે હું તુંને પેલાં એબલગાંમણાંઓનાં ઘેરમાં ફટકવા દેતો નથી," તેણે દોલા કાઢી કહયું, "ને દુકતીનું નખ્ખોદ વલે તે તે તારી આગલ મારી રાવ કરતી હતીની? ઠીક છે, બેઉની કમબખ્તીનો વારો આવેલો છે. પણ સબુર"—અને હયાં તે લગાર નરમ પડયો—"હું ઓરડામાં આવ્યો ત્યારે તું એ દુકતીને તારા તે શેઠ થતાના વારસા વીશે શું કેહતો હતો? નહીં કે હું કાંઇ તે જાંણવાને ખાસ કાલજી ધરાઉંછું, પણ તું કેઠે કાંઇ ફાટું ફાટું બોલી ફસી નહીં જાય તેથી મારે તે જાણવાની જરૂર છે."

"હું જાણું છું મામાજી," મેં કહ્યું, "કે મેહેલાશાહ શેઠે પોતાની સઘલી દોલત સરખે હીસ્સે પોતાનાં વીલમાં પોતાની બેઉ બેટીઓને વેંહેંચી આપેલી છે."

"અને તે તેં કેમ જાંણ્યું?" મામાએ ડોલા કાઢી પુછયું.

મેં હયાં ખરી હકીકત કહી તે ખુંધાનો ઉશ્કેરાયલો ગુસ્સો શાંત કરવામાં ડાહપણ જોયું, ને તેથી હું કેવી રીતે મારી મરજી નહીં છતે તે સસરા જમાઇની વાત સાંભલવામાં સપડાઇ ગયો હતો તે મેં તેને વીગતે સમજાવ્યું. તે સાંભલી મારો મામો થોડોક વાર વિચારમાં પડયો, ને પછી જાંણે મેં ખરેખર જાંણી બુજીને અપરાધજ કીધો હોય તેમ ડોલા કાઢી કહ્યું, "તુંને શરમ નહીં આવી ગુનેહગાર, કે કોઇની ખાનગી વાત સાંભલી લીધી?"

"મેં કહ્યુંની મામાજી કે મેં તે ખુશીથી સાંભલી નહીં," મેં યાદ આપી.

"ધુલ ને ધુમાસા," તેઓએ તીરસ્કારથી કહ્યું, "તું વલી એમ નહીં કેહે તો બીજું કેમ કહે ? પણ જો રે એ વાત આજે અહીં બોલ્યોછ તો બોલ્યો, પણ એ વીલની વાતને લગતો એક હરફબી બાહેર કેઠે કાઢયો કેની તો બચ્ચા તુંને જીવતો વેતરી કાઢશ. ખુબ યાદ રાખજે ! તારી ચામડી ઉખેડી કાઢશ, તારાં હાડકાંનો ચુરેચુરો કરી મેલશ."

આમ બોલી તે ખીજવાટમાં ઓરડામાંથી ચાલી ગયો. મારૂં જવાંન લોહી તેની છેલી ધમકીઓથી ઉકલી આવ્યું. તે કાંઇ અજબ ભારથી બોલતો હતો—તેનાં બોલવામાં શું કાંઇ ભરમ હતો ? એ વાતથી તે એટલો બધો ઉસ્કેરાઇ કેમ આવ્યો ?

તે મારી આગલથી બાહેર ગયો કે તેને દાદર આગલ શીરીન મલી. "કાયરે રાંડ નાપાક," તે નાપાક ખીજવાતથી બુમ મારી બોલ્યો, "અહીં કાંય ઉભીછ ? અમારી વાત સાંભલવા કે ?"

"બાવાજી મેં કાંઇ તમારી વાત સાંભલી નથી," શીરીન અતીશે તાબેદારીના ધીમા અવાજે બોલી.

"અરે નીકલ, કાલું કર, સાંબો જવાબ ના આપી મર," તેણે વલી જીવ કાઢયો,—"એટલે કહુંછ જે નીકલ તે—દોડ તારી માએના ઓરડામાં મર."

"પણ હું તો હેઠે રાંધણીમાં માએજીને વાસ્તે ચા લાવવા જાઉંછું—બાવાજી"—શીરીને કગલીને કહ્યું.

"હેં રાંડ ગુનેહગાર," તે દેવની પેઠે ખીજવાઇ પડયો—"હજી સાંબા જવાબો કરે છે?"—અને હયાં એક સલાપ—છાપટ કે ૫ટ-કાને લગતો મને જ્યાં હું ધાસ્તીથી ધ્રુજતો ઓરડામાં બેસી આ સઘલું ઉસ્કેરાયલે હાલે સાંભલતો હતો ત્યાં અવાજ આવ્યો.

હા, આબાદ ! તે મહા ચંડાલે પોતાની ગોલાબ સરીખી બેટી-પર પોતાનો જુલમી દસ્ત ઉંચકયો !—મારાથી તે કેમ ખમાય ? હું સઘલું વીસરી ગયો, ને મારી પોતાની દરકાર કર્યા વના દોડયો—મેં તે ધાટકી પારસીને બીજી વાર પોતાની તે ચેહેરેનમુન બેટીપર હીચકારો હાથ ઉચકતાંજ પછવાડેથી જઈ બોચીમાંથી પકડયો, ને એક આંચકે જમીનપર પટકયો !

---

# પ્રકરણ ૧૨ મું..

## આફત.

ગરબડ વધી પડી. સુંદર શીરીન ઉપર બીજી વાર હાથ ઉંચકવા જતાંજ મેં મારા મામાને પછવાડેથી જઇને ગરચીમાંથી પકડયો ને નીચે પટકયો કે તેણે ગભરાતમાં બકરૂં અરડાય તેવી બુમ પાડી, જેથી મારૂં ઉસ્કેરાયલું ઝનુન તુરત સમી ગયું, ને મેં આકલી ઉતાવલમાં જે કાંઇ કરવાની હીંમત કીધી હતી તે ઉપર હું પોતેજ અચરત થતો ને તેનાં પરીણામ માટે ધાસ્તીથી ધ્રુજતો બાજુ જઇ ઉભો. હોમલો ખુંધો એ પછી કમર દાબતો ને "ઓ, અરે" કરતો તથા મને હજારો ગાલ ભાંડતો ઉઠીને પાછો ઉભો થયો. વાંચનાર જાંણેછે કે હું હજી ફકત બાલક હતો, અને તેથી પેહેલી ઉછાછલી પલે મને હોમલાને ભોંયપર નાંખવાનું જે ઝનુન છુટયું તે બીજી પલે તેણે અમસ્થી બરાડ મારી એટલે તેનું હાડકું પાંસરૂં કાંઇ ભાગ્યું હોય સમજતાંજ અતીશે ધાસ્તીમાં ફેરવાઈ ગયું એ કુદરતીજછે. આ અતીશે ધાસ્તી અને પરસપર ગભરાતની પલો હતી.

હોમલા ખુંધાની બરાડ સાંભલીને રૂપાંબાઇ ઉંધાડે પગે તેઓના ઓરડામાંથી બાહેર દોડી આવ્યાં, ને ઘરમાં કામ કરનારી મેહેરી નામે જે બાયડી હતી તે રોટલી કરવા બેઠી હશે માટે આટના ખરડાયલા હાથ સમેતજ બાહેર ધસી આવી. આ ગભરાતની પલો વચ્ચે પણ મારી નજર સુંદર શીરીન ઉપર ગઇ, અને તેણીએ પોતાની ચશમોનાં બલે મને બતાવી આપ્યું કે તેણીને બીજા ફટકાથી બચાવા માટે તેણી મારી અતી ઘણી હેસાંનમંદ હતી, અને તોપણ હવે મારી પોતાની સલાંમતી માટે તેણી હજાર ઘણી ચિંતાતુર અને ફિકરમંદ હતી!

ઉપર લખેલું સઘલું લખવા અને વાંચવાને જેટલો વિલંબ લાગે છે તેથીબી અતી ઘણે દરજ્જે ઓછા વખતમાં તે બની ગયું, અને પછી જેવો હોમલો ખુંધો ઉઠીને ઉભો થયો તેવો મેં ધાર્યું હતું તેમ મારાં આગપર ધસી આવ્યો નહીં, પણ મને ગાલો ભાંડતો માલ ઉપર ગયો. તેના ત્રાસથી દબીને મારા તરફ હેસાંનની એક નજર ફેંકી રૂપાંબાઇ અને શીરીન પણ પોતાના ઓરડામાં ગયાં, અને કામ કરનારી મેહેરીનાં બરબડતી બરબડતી રાંધણી તરફ પાછાં ફરવા કેડે હું પોતે મારા ઓરડામાં ગયો.

હયાં મને ઘણી અચરતી એમ લાગી કે હોમલા ખુંધાએ મારાપર વેર લેવાને કશું કીધું નહીં ! તે પોતાનો ચામડાનો પટો લેતે તો મારો કુટંબો કરી નાંખતે, પણ કદાચ તે મને ઘણો ઉસ્કેરાયલો જોઇ મારાથી બીહી ગયો, અથવા તો કાંઇ બીજાં કારણોએ તેને ઘેરમાં ફેસાદ વધારતો અટકાવ્યો; ગમે તે હોય, પણ તેણે મને તુરત પાછો છેડયો નહીં એ તો ખરૂં.

હું એ રીતે બીજો અરધો કલાક ઓરડામાં એકલો બેસી રહ્યો, જે પછી માલ ઉપરથી મારા મામાનાં પગલાં મેં ઉતરતાં સાંભલ્યાં. તે મારા ઓરડાભણી આવ્યો, પણ ઓરડાની અંદર આવવાને બદલે બાહેરથીજ અફાલજીખ કરીને તે બારણું ઢાંકયું અને બાહેરથી કલ દઇ કુંચી કાઢી લીધી. ટુકમાં તેણે મને કેદ કીધો.

એ પછી તે હેઠે ઉતર્યો ને ઓટલા ઉપરની જારી પોતા પુઠે અફાલીને બંધ કરતો ગયો તેના અવાજથી મેં જાંણ્યું કે તે બાહેર ગયો હતો, અને હજી તેનો ફ્ફડાટ ઓછો થયો ન હતો.

મેં મારાં ગજવાંમાંથી એક ચોપડી કાઢીને હવે વાંચવાપર મન લગાડવાનું કીધું, પણ મારાથી વાંચી શકાયુંજ નહીં. ચોપડીમાંના દસ્કતોની વચ્ચેથી મનહરણ શીરીનની મુરતી ગોયા મારી આંખો આગલ ઉભી થતી, અને તેણીની હેસાંનમંદ ચશમોના દેલપઝીર પલકારાઓ મારાં ઉસ્કેરાયલાં હૈડાંને શાંત અને મોમ મીશાલ નરમ કરી નાંખતા હતા.

શીરીનની પાકીજેહ સુંદરતાનો નકસ મારી આંખ આગલ ખડો રાખી તેના જુલમી બાપના જાપતાને લગતા વિચારોમાં હું એટલો મસ્ગુલ થઈ ગયો હતો કે વખત કેમ વહી ગયો તેનું મને કશું ભાન રહ્યું નહીં. લગભગ બે કલાક વહી ગયા પછી મારાં બારણાંપર એક ધીમા નાજુક હાથે નરમ અવાજ કીધો, ને બારણાંની કલમાંથી શીરીન હલકે શીરીને મને કેટલોક દેલાસો દીધો. મેં તેને ધીરજ આપી કે એ રીતે કેદ પડવાથી હું જરાબી દલગીર નથી, ને તેણે એ રીતે મારાં બારણાં આગલ આવીને પોતાને જોખમમાં લાવી નાંખવી નહીં, કેમકે મારો મામો કોઈબી પલે પાછો આવી લાગશે. એ પછી કેટલોક દીલાસો આપ લે કરીને શીરીન ત્યાંથી ગઇ, અને તોબી તેણીના શીરીન હલકનો ખુશ ખણખણાત હજી મારા કાનમાં—આખા ઓરડાની હવામાં વાગ્યા કરતો હતો.

જ્યારે હોમલો ખુંધો બાહેર ગયો ત્યારે શુમારે સાડાત્રણ થયલા હતા, અને જ્યારે તે પાછો ફર્યો ત્યારે આંઠ વાગી ગયલા હતા. હેઠેનું બારણું તેણે ગગડાવી નાંખે તેમ ઠોકયું એટલે મેં જાંણ્યું જે તે આવ્યો હતો. તે આવ્યો તેવોજ પાધરો પોતાના માલ ઉપર ગયો ને પાંચ પીનીટે પાછો ઉતર્યો. તે મારા ઓરડા ભણી આવ્યો, કુંચી લગાડીને મારૂં બારણું ઉંઘાડયું ને એક હાથમાં એક મીનબતી ને બીજા હાથમાં એક લાકડી લેઈને મારા ઓરડામાં આવ્યો. તેણે બારણું અંદર આવતાંજ પાછું ઢાંકયું, ને મારા આંગપર આવ્યો. "કેમ આવની," તેણે ખવીસને છાજતા ખીજવાટથી કહ્યું, "મને મારેછ કે બચ્ચા? મને નાંખી દેની જોઉં? એક વખત બચી ગયો તે જોવા જાની?"

"પોતાની અશરાફ બેટી ઉપર જે બાપ હીચકારો હાથ ઉંચકવાને શરમાય નહીં," મેં વલી મારૂં લોહી ઉકલી આવવાથી અતી ઉસ્કેરાઇ આવી કહ્યું, "તે પારકાનું ખુંનબી કરે તો—"

પણ તેણે મને મારૂં બોલવાનું પુરૂં કરવા દીધું નહીં. તેણે લાકડી ઉગામી અને એક જબર ફટકાથી મને ભોંયપર પછાડયો. હું દગાઇ ગયો. મેં જોયું કે જો હવે લાંબીટુકી વધતી કીધી તો તે ચંડાલ મને લોહીછત કરી મેલવાનો, એટલે હું ચુપજ રહયો. તે પણ હવે વધું કશું બોલ્યો નહીં. તેણે મારાં કપડાં સઘલાં લીધાં—એટલે સુધી કે મારાં બુટ વટીક લીધાં, અને વાસ્કુત જે મેં ગરમી પડવાથી તુરતનુંજ કાઢીને બાજુ મેલ્યું હતું તેબી પણ લીધું, અને પછી મને અંધારાંમાં પડતો મેલી પાછો બારણું બંધ કરી કલ દઇ કુંચી બાહેર કાઢી સાથે લઈને પોતાના માલ ઉપર ગયો.

હું એકલો બેસીને રડયો. બાબાપ વવાનું હું એકલવાયું બચ્ચુ ઘેરેઘેર અથડતો કેવો હેરાંન થતો હતો તે વીચારે મને નવેસર રડાવ્યો. મને પડેલી લાકડીના ફટકાની કલ અતીશે થતી હતી, તે દીલનાં દુઃખે મારાં મનનાં દુઃખની આગમાં ઉમેરો કીધો.

એ રીતે વલી એક કલાક ગયો ને હેઠેનું બારણું પાછું ઠોકાયું. "અરે સબુર, સબુર," કરી ઉપરથી બારી વાટેથી હોમલા ખુંધાએ સાદ આપ્યો, ને પછી ઝડપમાં હેઠેનું બારણું ઉંઘાડવા ગયો તેનો મને પરગરો સાદ સંભલાયો. બારણું ઉંઘાડી કોઈને લઈને તે પાછો

ચઢયો તેભી મેં જાંણ્યું. તેઓ કાંને લાગી વાત કરતા ચઢતા હોય તેવો ધીમો અવાજ આવતો હતો.

એક બીજો અરધો કલાક ગુજરી ગયો, અને મારી સામે રૂપાંબાઇનો ઓરડો હતો તેનું બારણું ઘણીજ સંભાલથી ઉઘાડવામાં આવ્યું હોય તેવો મને સાદ આવ્યો. હું તુરત બારણાંની કલ આગલ ગયો ને કોઇ ચાલમાં ધીરે ધીરે ચાલતું હોય ને પછી અતીશે ઘણી સંભાલથી માલ ઉપર જવા કરતું હોય તેવો સાદ આવ્યો. એ શું? મેં જાંણ્યું કે એમ રૂપાંબાઇ તો કરેજ નહીં ત્યારે શું એ શીરીન હતી? તે શું કરવા જતી હતી? તે પોતાના બાપના માલ ઉપર જતી હતી કે વાઘનાં મોંમાં?

અતીશે ચિંતાતુર હાલે વલી એક બીજો અરધો કલાક ગયો. હું હજી સુવા ગયો ન હતો. સુવાનું શું ભાન રહે?—એટલામાં વલી ઘણીજ ધીમી સીફતથી મારૂં બારણું ઉઘડયું. હું તુરત નાહશીને ઓરડાને પેલે નાંકે જતો રહ્યો, કેમજે મને ભય પેદા થયો કે મારો મામો મારૂં ખુંન કરવા આવ્યો હતો!—પણ નહીં. શીરીનનો ધીમો—અતી ઘણો ધીમો અવાજ મારે કાંને આવ્યો. "કાવસ, કાવસ, જાગેછ કે?" તેણે અંધારાંમાં હાંક માર્યો.

"હા શીરીન," મેં તેવીજ સંભાલ ભરેલે સાદે જવાબ આપ્યો, કેમકે હું તુરત ચેતી ગયો કે શીરીનનાં એ રીતે આવવામાં કાંઇબી ભરમ છે.

"ગભરાતો ના," તેણીએ કહ્યું—અને તોબી તે પોતે ગભરાતી હતી તે તેણીના ધ્રુજતા સાદપરથીજ સાફ જણાઇ આવતું હતું. "ગભરાતો ના કાવસ, પણ હાંથી તુંને એકદમ નાહસવું પડશે."

"નાહસવું?" મેં અતી અચરત થઇ પુછયું, "કેમ?"

"આસ્તે, આસ્તે બોલ," તેણીએ યાદ આપી. "સવાલ જવાબ કરવાનો વખત નથી. ટુંકમાં એટલુંજ કે આજ રાતે તું જો અહીં રેહશે તો કાલની સહવાર તું જોવા પાંમવાનો નથી. ઓ કાવસ—"ને હાં તેનો સાદ દચકાં ખાતો હતો—"તું નાહસ, તારા જવાન જીવને વાસ્તે નાહસ."

"પણ હું કયાં જાઉં?" ખુંનના ખ્યાલે મેં ધ્રુજતાં ધ્રુજતાં પુછયું.

"કુહેબી," શીરીને કહ્યું, "તારી સલાંમતી ખાતર આ ઘર છોડી તું કુહેબી જા—અરે વેક, ધીલ ના કર."

"પણ મારાં કપડાં નથી," મેં ગભરાટમાં કહ્યું, "હું ફકત લેંગા નેં સદરાપરજ છું."

"હું તે જાંણું છું," શીરીને કહ્યું. "આટલી કુંચી મેલવતાં હું મારા જીવને જોખમમાં નાંખી આવી છું, એટલે કપડાં મેલવવા મેં વધારે તજવીજ કીધી નથી, પણ આ મારી સારી ને મારાં કપડાં છે. કાવસ તે તું પેહેડી લે. કદાચ જો તું નાહઠો છે એમ જણાશે તો તારી પુઠ પકડવામાં આવશે, ને તેમાં તું જો આ ઓરતનાં કપડાંમાં હશે તો તારી પાસેથી પસાર થવા છતાં તારા શત્રુઓ તે તું છે એમ સમજશે નહીં, ને જ્યાં જવા માંગશે ત્યાં તું સલાંમત નીકલી જવા પામશે. હું બાહેર ઉભીછ તેટલાં એ મારાં કપડાં તું પેહેડી લે.—ઉતાવલ કર."—અને શીરીન બાહેર ચાલમાં જઇ ઉભી.

હવે ધીલ કરવા જેવો સમો ક્યાં હતો? બીજી કોઈ વખત હતે તો પુરૂશ ફેરવાઇને ઓરત થવાનો મારો આ હાલ મને હસાવ્યા વના રેહેત નહીં, પણ હમણાં જીવ સતોસતની વાત હતી. આટલું તો નક્કીજ હતું કે તે ઘેરમાં તે રાત્રે મારૂં ખુંન થનાર હતું. મારૂં? કાંય, શું કાંમ? મેં કોઇને કદી ઈજા કીધી નથી તોપણ હું બેગુનાહપર ખુંનીની છરી એટલી બધી શું કરવાને ટાંપી રહી હશે?

સારી પેહેડવાની મને કશી પાધરી આવડ નહીં હતી તોબી મેં તે જેમ તેમ પેહેડી લીધી—માંથુબાંનું અકર વકરે બાંધી ને હું પા કલાકમાં તૈયાર થયો. મેં જઇને તે પછી હલવે રહી બારણું ઉંધાડયું કે શીરીન મારાભણી આવી, ને અમો અતી ઘણી સંભાલથી દાદરપરથી હેઠે ઉતરીયાં. અમો અતીશે ધીમાં ચાલતાં હોવાથી પગલાંનો તો શું પણ અમારા દમનો અવાજ વટીક નીકલતો ન હતો!

હેઠે ગયા પછી તેટલીજ સંભાલથી શીરીને ખડકીમાંનું બારણું ઉઘાડયું; "જા ભાઇ," શીરીને હવે કહ્યું, "ખુદા તારો નીગેહબાંન થાય."

"પણ હું જવશ પછી તારૂં શું થશે, શીરીન?" મેં માહા ગભરાતમાં વિચાર આવતાં પુછયું.

"તને નહસાડવા ખાતર હું મારા બાપના ગુસ્સામાં આવશ એ વાત ખરી, કાવસ," શીરીને સમજાવ્યું, "પણ તે મારૂં ખુંન કરનાર નથી, કે જ્યારે તારૂં તો આજ રાત્રે ખુંનજ થનાર• છે, માટે જા અને મારા બાપથી અને દીનશાહ દારૂવાલાથી બીહીતો રેહેજે."

"નહીં નહીં શીરીન, મારૂં ગમે તે થાય," મેં ઠડાવથી કહ્યું, "પણ હું તુંને એવી જાલમ આફતમાં નાંખીને જનારજ નથી."

"ત્યારે તો તારૂં ને મારૂં બેઉનું ખુંન થશે," શીરીને રડી પડી કહ્યું. "જો કાવસ જા, બોંહસ ના કર. દરેક પલ જોખમભરી છે, બસ જા."

હવે હું હઠ કેમ કરૂં ? સુંદર શીરીનને રડતી જોવાથી મારૂં કાલજું કપાઇ ગયું ને મેં જવા કબુલ કીધું. "પણ આપણે પાછાં મલશું કે નહીં ?" મેં આશાવંત જીગરે પુછયું.

"ખુદા મેલવશે," શીરીને હીંમત આપી, "નીરદોશનો તે સદા નીગેહબાંન છે."

હું વધું બોલી શકયો નહીં. હજારો જુસ્સાઓથી મારી છાતી ઉભાઈ ગઇ, અને શીરીનનો હાથ અતીશે પ્યાર અને હેસાનથી ચાંપી એક પણ સુખન બોલ્યા વના હું ઘરમાંથી બાહેર ધસી ગયો.

---

## પ્રકરણ ૧૩ મું.

### એક એતેફાક.

હું કયે રસ્તે જાઉં છું અને કયાં જાઉં છું તે જોવા કે જાંણવાની કનવાર કરવા વના હું આંધલા પેઠે જ્યાં જવાયું ત્યાં ચાલ્યા કીધો. હું મારા મામાનાં ઘેરમાં ઘણા દીવસ રહ્યો હતો એટલે આટલું તો જાંણતો હતો કે તે બાહેરકોટ તરફ કેઠે આવેલું હતું, પણ હવે આવી મોડી રાત્રે હું અબલાજાતીના વધારે જોખમ ભરેલા પોશાકમાં કયાં જઇશ તેનો કશો પણ ખ્યાલ દીલમાં લાવ્યા વના હજારો વિચારો અને હજારો જુદા જુસ્સાઓપર ગંભીર ઘોર કરતો હું ચાલ્યા કીધો. એક માણસ મોહતમાંથી બચે એ શું નાહની વાત છે ?—અને તો હું શું મોહતમાંથી–ખુંનનાં ગજબનાક નાતરસ મોહતમાંથીજ તુરતનો બચ્યો નહીં હતો ? શીરીને કેટલા

ભારથી કેટલી બધી વખત મને કહ્યું કે જો આજની રાત હું મારા મામાનાં ઘેરમાં કાહ્દને તો સહવારનો સુરજ જોવા પામતે નહીં ? ત્યારે શું મારો પોતીકો મામો મારૂં ખુંન કરતે ? શીરીને વલી કહ્યું કે દીંનસો દારૂવાલાની સંભાલ રાખજે. દીનસો દારૂવાલો ? તે તો પેલો લુચ્ચો જે મને નવસારીનાં સ્ટેશનપરથી અતરે લેઈ આવ્યો હતો, અને પછી જુગારમાં ખોહાર થવાની વગેરે વાતો કરી મારાપાસ ભીખ માંગવાનો નીચ ધંધો કરાવતો હતો તે ! ત્યારે શું તેબી ખુંની છે ? આજે મારા મામા આગલ મોડી રાત્રે આવ્યો તે તેજ હોવો જોઇએ, અને શીરીને તેને જો મારા મામા સાથે રાત્રે મને થાર કરવાની વાતો કરતો સાંભલ્યો હોય તો ઓ ખુદા ! એ શીરીનનો–એ સાફ—એ પાકજાદ સુંદરીનો હું કેટલો બધો હેસાંનમંદ છું ! ખુંનીની છુરીએ મરતો હું જેવા એક કમબખ્તને તેણે બચાવ્યો છે એ શું નાહનુંસુનું હેસાંન છે ?—અને તેબી પોતે કેવા ભયંકાર જોખમો ખેડીને ! તેના બાપની ખાનગી વાત સાંભલવા તે ગઇ, મારા ઓરડાની કુંચી ખુદા જાંણે કઇ સીફતથી તે મેલવી શકી, અને સેવટે મને નહસાડી પણ મેલ્યો એ સઘલું કરવામાં એ જવાન અબલાએ કેવા ગંજાવર જોખમો ખેડયા છે ! હવે મારી નાહસ જ્યારે જાહેર થઇ આવશે ત્યારે તેનો ધાતકી બાપ તેને શું નહીં કરશે ? શીરીન કેહેતી હતી કે "તે મારૂં ખુંન કરશે નહીં" પણ જે ચંડાલે પોતાની બેહેનના બેટાનું ખુંન કરવાની કમર કસી તે પોતાની બેટીને જતી મેલે એમ માનવાની જાંમીનગીરીજ શી છે ? તે કદીને જતી મેલેબી, તોબી તે જે મરતેતોલ માર પોતાની એ અસરાફ બેટીને મારે ખાતર મારશે તેજ શું ખુંનના ખ્યાલ જેટલુંજ નાકદર અને નબેહેતર નથી ?

આવા આવા વિચારો વચ્ચે હું ચાલ્યા કીધો. હું મુંબઇના એવા વસ્તીવાલા ભાગમાં હતો કે જ્યાં અસુર થઇ જવા છતાં હજી લોક જાગતાં હતાં. મને અવારનવાર કોઈ પારસીઓ મલતા તો આવી મોડી રાત્રે એક જવાંન છોકરીને એકલી જતી જોઇ હું દેખાઉં ત્યાંવેર મારા તરફ ટીક્યા કરતા. એ સઘલું જોવાને કવચીતજ મારૂં ધ્યાંન ખેચાતું, બાકી ઘણુંખરૂં તો એક ઉપર એક મારાં ભેજાંપર દબાંણ લાવતા એકથી એક હજાર વિચારોથી ગુંચવાતો અને ગુંગલાતો હું ચાલતો હતો. આ હાલતમાંથી તોપણ હું

ચોંકીને બેદાર થયો. પાંચ સાત પારસીના રખડેલ પોરીયાઓનું એક ધાડું મારી પુઠે પડયું હતું, અને મને એક એકલી છોકરી સમજી તેઓ તહરેવાર ભુંડા સુખનોથી પજવતા મારી પુઠે આવતા હતા. હવે શું કરવું? તેઓ જેમ હું નહીં બોલતો તેમ વધારે હીંમત કરતા, ને વધારે પાસે આવતા જતા. મેં ઉતાવલે પગલાં ઉચકવા માંડયાં, કેમકે રસ્તોબી હવે નવરો આવતો જતો હતો, અને વલી તે લુચ્છાઓમાં કેટલાક તો ધુમ પીધેલા હતા, પણ તેથી કાંઇ વલ્યું નહીં. તેઓ થોડા વારમાં મારી લગોલગ આવી પુગે એવું હતું. હવે મેં કોઇની મદદ માંગવાનો ઠડાવ કીધો. હું જરા આગલ ગયો નહીં કે એક બે ઘોડાની મોટી બ્રોહામ મેં ઉભેલી જોઇ. તેનાં બારણાં આગલ એક પારસી ને એક ઘોડાવાલો ઉભેલા હતા. હું ધસીને તેઓ તરફ ગયો, પણ ઘણો ગભરાયલો હોવાથી તુરત કશું બોલી શકયો નહીં. તે ઘોડાવાલાએ તુરતજ બ્રોહામનું બારણું ઉઘાડયું, અને તેઓ મને નાપસંદ અપમાંન વગેરેથી બચવા ગાડીમાં બેસવા કહેછે એવા સુદ્ધ બુદ્ધ વગરના અતીશે ગભરાત ભરેલા વિચારથી હું ગાડીમાં બેઠો—ઘોડાવાલાએ બારણું ઢાંકયું—પેલો પારસી કોચબાક્ષપર કુદકો મારી ચઢી બેઠો—ઘોડાના કાયદા ચઢાવ્યા, ને બીજી પલે ગાડી ધમધુકાર દોડવા લાગી કે બે ઘોડાવાલા પછવાડે કુદકો મારી ચઢી ઉભા!

એ વલી શું? આ ઉપર ઉપર બનેલા નહીં ખ્યાલમાં ઉતરો એવા બનાવોથી હું એટલો દંગ થઇ ગયો કે બીજી કેટલીક પલો સુધી હું કશું બોલી વટીક શકયો નહીં. હું જાગુછું કે ઉંઘાઉં છુ તેબી મને પાધરૂં સમજાયું નહીં. પેહેલાં તો મને લાગ્યું કે શીરીને બારણું ઢોકયું ત્યારથી તે હવણાં સુધીના સઘલા બનાવો એક ખ્યાલી સ્વપનો છે—કારણ કે તે કાંઇ ઓછા અસાધારણ હતા નહીં—પણ તે ગાડીનો ખખરાટ ને અવાર નવાર "પેઇસ" ની ઘોડાવાલાની બુમ મારે કાંને આવતી ગઇ ત્યારે મને તેનાં ખરાંપણાં વીશે ખાત્રી થઇ. પણ એ 'બે ઘોડાની ધમધમ કરતી ગાડી'માં હું કયાં જાઉંછું? ગાડી તો મેદાંનમાં પડ્યા પછીની પવનવેગે દોડતી હતી, અને હું અંદર ગભરાયા કરતો હતો. અંતે ગાડી થોબાવાની મેં અગત જોઇ. મેં જોયું કે એમાં કાંઇબી ભુલ હતી. તેઓ મને કોઈ ઓરત સમજયા છે, ને તે ઓરતની તેઓ ગાડી લઈને રાહ

જોતાજ ઉભા હશે. જો એમ હોય તો સેવટે કાંઇ માઠું પરીણામ નીપજે, માટે મેં ગાડાની બાહેર દોકું કાઢી ઉભી રાખવાની બુમ પાડી. મેં જોયું કે જે પારસી ગાડીનાં બારણાં આગલ ઉભો હતો તે કોઇ કોચમેન હતો, કેમકે તેજ તે ગાડી હાંકતો હતો. મેં ઘણીબી ગાડી ઉભી રખાવાની બુમો પાડી પણ તે કોઇએ સમજી નહીં, કેમકે ગાડી ઘણીજ મોટી અને અસલી ફેશન હોવાથી તેનો ખડખડાત અને ગરબડાત અતીશે હતો. અંતે ઘણી જેહમતે કોચમેને મારો સાદ સાંભલ્યો ને સેહજ દોકું ફેરવી તે કાંઇ બોલ્યો, જે સઘલું તો મને સમજાયું નહી પણ છેલ્લે "કાંઇ નહીં, કાઇ નહીં, બાઇ," એટલુંજ હું સાંભલી શકયો.

હું લાચાર થઈ ગયો. ગાડી થોભાવાને મેં મારૂં બનતું કીધપછી તે નહીંજ થોભી ત્યારે ગાડીમાં અંદરથી હું થાકીને નીસોશ થઈ પડયો. એ ગાડી મારા વાસ્તે તૈયાર ઉભી હતી એતો વિચાર જ હસી કાઢવાજોગ હતો, કેમકે હું કયે રસ્તે ને કયાં જઈશ તે જો મને પોતાને માલમ નહી હતું તો બીજાંને તે શું માલમ હોય? પણ વલી બીજા હાથપર મેં જોયું કે એ ગાડીનો એતેફાક બની ગયો તેબી ઠીકજ થયું. હું ચાલતો કયાં જતે, કયાં રેહતે તે કરતાં આમ થવાથી હું કેહુબી જઇને રાતવાસો થર પડશ, ને મારી હકીકતનો થોડોક ભાગ તેમને કેહેવશ તો કોઇબી મારી આ ગફ્લત માટે મને ખુશીથી માંફ કરશે. વલી મને ખ્યાલ થયો કે ગાડી દેખઇતી રીતે મારા મામાનાં ઘરથી મને ઘણી વેગલી લઇ જાય છે એટલે સેવટે તેબી મને લાભકારક છે. એમ દુર જવાથી તુરત તે ખુંનીઓના હાથમાં પાછો જલદી સપડાવાનો ભય ઓછો રહેછે. એ સઘલાંનો વિચાર કરી ગાડી જયાં લઇ જાય ત્યાં ગુપચુપ જવાનો વિચાર રાખી હું તેમાં નિરાંત કરી બેઠો.

સેવટે એક બંગલાના કંપાઉંડમાં ગાડી વલી અને મેં જોયું કે તે એક મોટું ઘર હતું, અને તોબી નીચેજ બતીઓ બલતી હતી ને ઉપર સઘલું અંધારૂં હતું. આ બંગલાનાં બારણાં આગલ ગાડી ઉભી રહી કે ઘોડાવાલાએ બારણું ઉઘાડયું. ગાડીને આવેલી જોઇનેજ એક જવાંન પારસી, એક લગાર બુઢો પારસી ને એક લગાર ઘરડી સરખી ઓરત ઓટલા આગલ આવ્યાં હતાં. "આવ માય, આવ," તે પારસી બાઈએ હીંમત આવે તેવા સાહદે કહયું, ને હું ગાડીમાંથી હેઠે ઉતર્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

### એતેફાકનું પરીણામ.

તુરતજ તે જવાંન ગ્રહસ્થે આવીને મારો હાથ પકડયો, અને મને લેઇને અંદર ચાલ્યો. પેલો અઢોર પારસી પેલી બાઇ સાથે મારી પછવાડે આવતો હતો.

મેં કાંઇબી બોલવા માંગ્યું પણ હું એટલો બીહીધેલો હતો કે મારી જબાંનજ ઉપડી શકી નહીં. મને નીચલાજ હાલમાં લઈ જવામાં આવ્યો, જે ભપકાભરેલી રીતે સણગારેલો હતો, અને જેની વચ્ચોવચમાં એક ત્રણ લાઇટનું મુન બલતું હતું.

"આએ કાંઇ નાજાંમાય હોય નહીં," અંદર જતાંજ રોશનીમાં મને પુઠેથી તપાસી રહયા કેડે પેલી ડોસીએ ગભરાતમાં બુમ પાડી.

"નહીં ?" પેલાં ડોસાએ અતીસે અચરતીમાં પુછયું, અને પછી તેઓ ત્રણે દંગ થઇને મારા સામે આવ્યાં, ને મને કોઇ તરીકે પીછાણતાંજ મારાભણી દોલા કાઢવા લાગ્યાં.

"મને કોઈ હેરાંન કરતાં ના," મેં તુરત અકલાઇને માંગી લીધું, "હું તદન નીરદોશ છું. આ જે બન્યું છે તે મેં જાંણી જોઇને કશું કીધું નથી."

"નખ્ખોદ," પેલો જવાંન પારસી નીરાશા ને ખીજવાટમા હાથપર હાથ ઠોકી બોલ્યો, "પણ કમબખ્ત તું છે કોણ?"

"હું એક ગરીબ નાવારેશ છોકરો છું," મેં બીહીતાં બીહીતાં કહયું.

"નાપાક," પેલા બુઢા પારસીએ ખીજવાઇને કહ્યું, "તેં આએ શું મારૂં ઉધું માર્યું ?"—અને ઘણોજ ચીરડાઇ તેણે એક ગુમાવીને મુક્કીં ઉંચકી પણ પેલા જવાન પારસીએ તેનો હાથ પકડી લીધો.

"સબર કરો બાવાજી," તેણે કહ્યું ; "ગભરાતમાં ગભરાત નાહેક ઉમેરો ના. એ દુકતાને બચાવમાં શું કેહવું છે તે સાંભલી લેવા દેઓ."

"અરેરે કોટકજ તો, પણ એ મુવાને પુછો તો ખરા," હવે પેલાં દોસાંનું ઉપર્યું, "કે તુંને આએ બાયલો અવતાર લેવાનું કારણ શું ? મુવા તારી તાકાત શું ?"

"કોઇ મને બોલવા દેતું નથી," મેં નરમાસથી કહ્યું ; "મને

જો ધીરજથી બોલવા દેશો તો હું તમારી ખાત્રી કરશ કે આ સઘલી ગરબડમાં હું તદન બેગુનાહ છું."

"બેગુનાહ?" વલી પેલા ડોસાએ ભોંયપર પગ અફાલી કહ્યું, "ગુનેહગાર બેગુનાહ હોય તો આવો અવતાર શાંનો લે, ને અવતાર લેઇને મારી ગાડીમાં કેમ બેસવા પામે? નહીં સોહલી તું વીહુને કેહે કે એક બે સિપાઈને લઇ આવે. આએ પોરીયો મારી ખાતરજમા છે કે કોઇ લુચ્છો છે. તે ખચીતજ ચોરી કરવા—"

"બાવાજી, બાવાજી, જરા જબાંને થોબાવો," પેલો જવાંન જે કોઇ ઘણોજ સમજુ જણાતો હતો, અને જેનું નામ વાતચીત પરથી સોહલી અથવા સોહરાબજી કે સોહરાબશાહ જણાતું હતું તેણે લગાર કંટાલો ખાઈ કહયું, "એ છોકરો કહે છે જે મને બોલવા દેઓ તો હું તમારી ખાત્રી કરશ ત્યારે સાંભલો તો ખરા?"

"પુછો, પુછો જોઉં પુછો, એ શું કહી મરેછ તે પુછો"—અને હવે તે પારસી જે ઘણોજ ઉસ્કેરાઈ આવ્યો હતો તે મારાથી લગાર દુર જઇ એક ઇઝીચેરમાં થાકી ગયો હોય તે ઢપે બેસી ગયો.

હયાં મને બોલવાને વખત મલ્યો. મેં ઢડાવથી જણાવ્યું કે મેં ઓરત જાતનો અવતાર શા કારણે લીધો હતો તે હું જણાવી શકીશ નહીં, (કેમકે જો હોમલા ખુંધાએ મારૂં ખુંન કરવાનો કસદ કીધો તે બધી વીગત જાહેર કરૂં તો તે સત્તાના સપાટામાં સપડાઇ જાય, ને તેમ થાય તો તે ભલો ભુંડોબી પણ શીરીનનો બાપ એટલે શીરીનને તે એક નવું દુઃખ થાય, જે અથવા જેવું દુઃખ હું કદીબી તે મનમોહન અબલાને થવા દઉં નહીં એવી વાંચનારને મારે ખાત્રી આપવાની જરૂર રેહશે નહીં.) એટલા માટે મેં ઓરતનો લેબાસ લેવાનું કારણ આપવા ના પાડી, પણ પછીથી હું રસ્તેથી જતો હતો, તેટલાં લુચ્છા છોકરાઓનું એક ટોલું મલ્યું, ને મારી તેમજ કોચમેનની ગફલતથી મારાથી ગાડીમાં બેસી જવાયું તે સઘલું મેં એવા તો ખરાંપણાંના ભારથી કહયું કે મને સાંભલનારાઓની તદન ખાત્રી થઈ કે મેં ખરૂં કહયું હતું. મેં વલી પાછળથી યાદ આવવાથી રસ્તે ગાડી થોબાવાને જે ફાંફાં માર્યાં હતાં તે સઘલું કહયું, અને તે વાતની ખાતરી કરવા પેલો જવાંન શખ્સ બાહેર જઇ આવ્યો, જેથી હું તુરત પામી જઇ શકયો કે તે પેલા પારસી કોચમેન પાસ તેહેકીક કરવા જઇ આવ્યો હતો. તેણે

આવીને પોતાનાં માત પીતાને જે જવાબ કહયો, તેથી તેઓ સં- તોશ પાંમેલાં જણાયાં, કેમજે પેલા ડોસાજીનાં ભવાંપર ભવાં ચઢી ગયાં હતાં તે હવે આસ્તે આસ્તે પાછાં નમતાં જતાં હતાં.

"છોકરા," તેઓએ ત્રણ જણે એકાંતમાં વાત કરી લીધા પછી સોહરાબશાહે કહ્યું, "તારાં બોલવાપરથી તું કોઇ લાયકીવાલો અને સારી ચાલનો જણાય છે, એટલે તારાં સઘલાં બોલવાપર એ- તબાર નહીં લાવવાને અમોને વજનદાર કારણ તો નથી, પણ તોબી આએ તારો કઢંગો પોશાક અમોને વધારે ને વધારે વેહેમાવ્યા કરેછે."

"જો એમ છે સાહેબ તો મને આસેપાસેનો ખુલાસો આપવાને કશી અડચણ નથી," મેં તેમ કરી તેઓનો ખતરો દુર કરવાની અગત જોતાં કહ્યું. હું છેલ્લો જ્યાં રહેલો હતો ત્યાં હું ખુદા જાંણે શા સબબથી ઘરના વડાને અકારો હતો, ને વળી બીલકુલ બેગુનાહ હોવા છતાં આજ રાત્રે મારૂં ખુંન થનાર હતું, એટલે મારો ખરો પોશાક મોજુદ નહીં હોવાના સબબે મને એક અબલાના પોશાકમાં નાહસવાની જરૂર પડી. એ સિવાય વધું હું કશું કહી શકતો નથી, અથવા ચોકસ આસામીઓની લાગણીઓને ઇનસાફ આપવા મારા શત્રુઓનાં નામ પણ આપી શકતો નથી."

"પણ એ ગુનેહગારને પુછો તો ખરા," હવે વલી પેલા ડો- સાજીએ પોતાની જગ્યાપરથી ઉઠી આવી આગલ પડી કહ્યું, "કે તું છે કોણ? તારાં માય બાપ કોણ? તું ધંધો શું કરી મરે છે?"

"મુરબી સાહેબ મારાં મા બાપ કોણ તે હું પોતેબી આજવેર જાંણતો નથી," મેં કહ્યું; "હું બ્હાલાં વગરનો નાવારેસ છું, અને હું એક નોકરની જીંદગીએ રહું છું."

"નોકર છે!" પેલાં ડોસાંએ કહ્યું—અને પછી વલી તે ત્રણ જણાંઓ એક ખુણાંમાં ગુસગુસ કરવા પડયાં. સેવટે વલી સોહરા- બશાહ મારા આગલ આવ્યા.

"છોકરા," તેણે કહ્યું, "આજ રાત્રે તું જે અકસ્માતથી અમો વચ્ચે આવી પડયો છે તે અકસ્માતે અમારાં એક ખાનગી કામની તને એટલી તો માહીતગારી મલેલી હોવી જોઇએ કે અમો ખતરે તારાજ જેવી વય ને શરીરના બાધાની એક જવાંન છોકરીની રાહ જોતાં હતાં. જેમ તું અમોને તારાં ખાનગી કામમાં આસેપાસેની વીગત આપી ચુપ રહયો છે તેમજ અમોનેબી કરવું પડે છે, અને

જોકે હમો તને અમારાં ખાનગી કામનો ઉંઘાડો હસાબ આપવાને કોઇ રીતે બંધાયલાં નથી તોબી એટલું કહીએ છીએ તે એટલાજ માટે કે અમો ત્રણેની નજરમાં તું કોઇ સમજુ છોકરો ઠડે છે. એટલા માટે મારૂં તને જે કેહેવું છે તે એ કે તું અમારા વચ્ચે એ રીતે આવી પડયો ત્યારે તને અહીંથી રાતોરાત પાછો કાઢવાની અમારી મકસદ નથી, વાસ્તે તું કદી આજ રાત્રે જે બન્યું છે તે બાહેર નહી બોલવાને વચન આપે તો અમો તુંને અમારે ત્યાં સારા પગારપર નોકરી રાખવાને ખુશી છીએ."

"મારા શેઠ," મેં ઘણી નમનતાઇથી કહ્યું, "તમો મને ચાકરી આપો છો તે આ તમારી ખાનગી વાત હું બાહેર નહીં કરૂં તેટલાજ સારૂ હોય તો હું તમોને ફરી ફરીને ખાત્રી આપું છું કે લોકોનાં ખાનગી કામમાં માથું મારવાનો કે તેવાં ખાનગી કામના ઢંઢેરા પીટાવાનો મારો મુતલગ ચાલ નથી. હું ચાકરી વનાનો છું ને જો તમો આ પલે અતરેથી મને હાંકી કાઢો તો હું કોણની ઓથે જાઉં તેબી હું જાંણુતો નથી, તોબી જો ફકત એક લાલચ તરીકે મને તમો રાખતા હો તો હું રેહેવા નમનતાઇ સાથ ના પાડું છું, કાંકે તે મારી લાગણીઓને ગેરઇનસાફ છે."

વાંચનાર કદાચ અચરત થશે કે જ્યારે હું વગર ઘરબારે રખડી પડેલો ત્યારે આ ઘર બેઠાં નોકરી મલી તેને મેં બહાલ રાખવા ના પાડી, પણ જાંણવું જે સોહરાબશાહે મને ઉપલું બોલી સંભલાવ્યું તે પેહેલાં તેઓ જે ગુસગુસ કરતાં હતાં તેમાં મેં ખોલ્લે ખોલ્લું એક વાર પેલાં ડોસાંને બોલતાં સાંભલ્યાં હતાં કે "એણે હવે આપણાં નામ નીશાંન ને ઠરઠેકાંણાં જાંણી લીધાં ત્યારે તો એ મુવાને અહીંથી જવા દેશો તો કાલે ફરતો ફરતો જઇને બધાં ગામમાં વાસી આવશે." આથી મેં ઠડાવ કીધો હતો કે મારાં પ્રમાણીકપણાં વીશે જો તેઓની ખાત્રી નહીં થાય તો તેઓ ચાકરી આપવા માંગે તોબી તેઓનાં ઘેરમાં રેહવું નામુનાસેબ સમજવું. પણ મેં તેઓને જે છેલ્લો જવાબ દીધો તેથી તેઓ રાજી થયલાં જણાયાં. "તારાં દરેક બોલવા પછી તારાપર વધતો ને વધતો વિશ્વાસ અમોને આવતો જાય છે," સોહરાબશાહે કહયું. "તું આજની વાત ખાનગી રાખશે એવો અમોને મુતલગ ભરૂસો આવે છે, વાસ્તે જો તું જરૂરમાં હોય તો તુંને મારાં પોતાનાં ખાંનગી કામ કાજ સારૂ મારે ત્યાં રાખવાને હું રાજી છું."

મેં હેસાંન સાથે આ નવી નોકરી એ ઉપરથી કબુલ રાખી, અને આ એક અતીશે અજબ સંજોગે મને જે નવાં કુટુંબમાં લાવી નાંખ્યો હતો તેઓનાં નામ નિશાંન પણ પુરાં પાધરાં જાણવા પેહેલાં હું તેઓને ત્યાં એક નોકર રેહવા પામ્યો!

---

## પ્રકરણ ૧૫ મું.
## મારી બીજી નોકરી.

મારાં પ્રમાણીકપણાં વિશે તેઓ ત્રણેની પુરી ખાતરી થએલી જોઇ મેં તેઓની નોકરી હેસાંન સહીત કબુલ રાખી, કે સોહરાબશાહે પાસેની ટેબલપરથી એક મીનબતી ઉપાડીને મને તેઓની પુઠે આવવા કહયું.

તેઓ મને એ પછી ત્યાંથી એક મોટી ચાલમાં થઇ એક ઓરડામાં લઇ ગયા. આ ઓરડો નાહનો હતો, ને તે ઓરડામાં એક બીજા ઓરડામાં જવાનું બારણું હતું, એટલે હું તુરત સમજી ગયો કે તે મારા નવા શેઠનો ઓરડો હશે, ને આ તેના હાથ નીચે જે નોકર રહે તેને માટેનો નાહનો ઓરડો હતો. ત્યાં એકજ બીછાંણું હતું. "હવે ઘણું અવારૂં થયું છે," સોહરાબશાહે મીનબતી ત્યાંની ટેબલપર મુકતાં કહયું, "તેથી તું સુઇ જા, અને સહવારે સઘલું થઇ રેહશે. સહવારે અમારા કોચમેન બરજોરજીના એકાદ છોકરાનાં કપડાંની એક જોરી તુંને તુરત વેલા પેહેડવા મંગાવીશું."

મેં લાયક બોલોમાં તેઓની મેહેરબાંની માટે ફરી એક વાર ઉપકાર માન્યો, અને તેઓ તે ઓરડો છોડી જતા રહયા.

હવે મને આ મકાંનમાં લાવી નાખનાર મારો કઢંગો પોશાક મેં ઉતારવા માંડયો. હું બાહેરના પોશાકે ઓરત હતો તે ફેરવાઇને પાછો મરદ થયો અને પછી સુવા ગયો, પણ ઉંઘ તુરત ને તુરત મને આવી નહીં. કેમ આવે? આજની એક રાતમાં કાંઇ થોડા અચરતી ભરેલા ને અસાધારણ બનાવો મારા બાબમાં બન્યા હતા? મને કેટલી બધી વાતોપર વિચાર કરવાનો હતો!

પણ એ વિચારો કરતો કરતોબી હું થાકનો મારેલો અંતે જલદી ઉંઘી ગયો.

સહવારે હું મારી તબેહ કરતાં લગાર વધારે મોડેથી ઉઠયો.

ત્યારે મારાં બીછાંણાંની આગલજ કપડાંની એક જોરી પડેલી હતી. મેં તે પેહેડી લીધી ને તે જાંણે રાતોરાત મારૂં મરપાંણું લેઇ મારે માટે ખાસ સીવાડી મેલી હોય એટલી બધી મને બેસતી આવી. હું તૈયાર થઈ રહયો તેટલા સોહરાબશાહ શેઠ આવ્યા. તેઓ મારી આગમચના ઉઠી તૈયાર થઇ રહેલા હતા. તેઓએ મને હમણાં ફુરસદે નવી રવેસે તપાસ્યો, અને પછી પગાર વગેરેનું મારી મનપતીજ પ્રમાણે નક્કી કીધું. આ વેલાએ તેઓને પણ તપાસવાનં મને બની આવ્યું. તેઓ દેખાવલા, જવાંન, આસરે વરસ ચોવીસેકની ઉમરના હશે. તેઓ પતલા ને લગાર ઉંચા હતા, અને પોશાકની તેમની ઢપપરથી તેઓ મોટે ખાંચરેના જણાઇ આવતા હતા. સારાંશ તેઓ કોઇ ધનવાન પારસીના પુતર જણાતા હતા.

એ પછી નવરો પડતાં મેં શીરીનનાં કપડાં ગાંસડી બાંધી ઉંચાં કરવા માંડયાં. એમ કરતાં તેણીનાં વાસ્કુતનાં ગજવામાં એક કાગલ દબાયું. મેં તે કાઢયું. તે મારે નામની ચીઠી હતી. ગઇ રાત્રે ગભરાત ને ઉતાવલમાં તે મારાં જોવામાં ન આવી હતી. મેં તે અતીશે હરખ સમેત ઉખેડી, તો કાગલની એક લખેલી કાપલી ને એક સો રૂપીઆની નોટ તેમાંથી નીકલી. પેલી કાપલીપર નીચે પ્રમાણે લખેલું હતું:—

"તારી સાલેસઇ ને હોશીઆરીમાં અમોને એવો વિશ્વાસ છે, મારા વ્હાલા ભાઇ કાવસ, કે તું આવી મોડી રાતે અમારૂં મકાંન છોડી જશે તોબી કોઈ દયાલુઓના હાથમાં જલદી જઈ પડશે એમ અમો ભરોસાથી સમજીએ છીએ. તેમ થશે તો લોક તને આજની રાતના બનાવોની બારીક વીગતો પુછશે, જે વખતે મારા કમનસીબ બાપપર કાંઈ આફ્રત આવી પડે તેવું તું થવા દેશે નહી એવી મને ઉમેદ છે. આ સાથે એક નજીવી રકમ બીડી છે તે માએજીની રજાથી છે. તે તુંને અડચાણની વખતે કામ આવશે. મારા બાપથી ને દીનસા દારૂવાલા નામના એક પારસીથી ખુદાને ખાતર નાહુસતો ફરજે. તેઓ તારા જવાંન જીવપર ટાંપેલા છે, અને તારી પોતાની સલાંમતીને ખાતર મારાપર કાગલ પતર કશાં લખતો ના, કેમકે કદાચ તેથી તું કયાં છે તે પકડાઈ આવશે. મારાં માતાજીની દુવા સાથે—ફરી આપણે મલીએ ત્યાંવેર તારૂં દુરથી ભલું ઈચ્છનાર દુવાગીર—

શીરીન."

આ ચીઠી વાંચી હું ફરીને રડયો. શીરીને મારે માટે કેવી ને કેટલી કાલજી દીલે વસાવી હતી, આવા જીવ સતોસતના વખતમાંબી હુ મોહતાજમંદ રહી નહીં જાઉં તે માટે તેણીએ પૈસા સાથે આપવાને કેટલું ધ્યાંન ને તે વીશે મને કશું મોંઢે કહીને

નહીં શરમાવવાને કેટલી સભ્યતા બતાવી હતી તે સઘલું ખ્યાલમાં આવતાં હું હરખ ને હેસાંનથી રડયો. એ શીરીનપર અત્યારમાં શું વીત્યું હશે—મને નહસાડવામાં તેણીનો હાથ હોવોજ જોઇએ એમ જાંણુ થતાં તેણીના ખુંનપર ચઢેલા બાપે તે સુંદરીને શું શું કીધું હશે તે સઘલા વિચારોએ મને દેવાંનો બનાવ્યો. મેં ધાર્યું કે તેણીને એકલી મારી સલાંમતી ખાતર તેણીના બાપના ગુસ્સા વચ્ચે છોડી આવવામાં મેં ખચીત હીચકારાપણું વાપર્યું છે, અને હવે તે માટે મને ભારે બલાપો ને પસ્તાવો થવા લાગ્યો. પણ બની તે બની. હવે મને તે જવાંન નારપર કાગલ લખવામાં પણ કશી સલાંમતી જણાઇ નહીં (કેમકે તેના બાપંના હાથમાં તે કાગલ જાય તો તે તે ઉખેડીને વાંચ્યા વના કદી રેહેજ નહી), અને તેથી એકલા ખુદાપર વિશ્વાસ રાખી તેને ફરી મલવાની આશા ઉપર હું ટકી રહયો.

શીરીનનો એ રીતે જ્યારે જ્યારે હું વિચાર કરતો ત્યારે મારૂં દીલ હજારો ખુશીના ખ્યાલોથી છલકાઇ જાતું, અને ખરૂં કહું તો તે સુંદરીની મુરતીએ મારાં મનમાં એવું ઓસ્તવાર ઘર કીધું કે મારાં કામ વચ્ચે પણ તેણીનો કલ્પીત દેખાવ એક ખરો સુખ ભરેલો સધ્યારો થઈ પડતો હતો. ટુકમાં અશરાફ શીરીન તરફની મારી સઘલી લાગણીઓ એક ભાઇ પોતાની બેહેનને ચાહે તે કરતાં સેંકડો દરજજે વધુ થઇ, અને તોપણ તે પાક લાગણીઓથી ઉલટી કદી થઇ ન હતી. એવી લાગણીઓ વચ્ચે મને લાગ્યું કે શીરીન મારો રાહબર ફીરેસ્તો થશે, અને જો કદીબી હું દુન્યામાં રખડતો હોવાથી કોઇ કપાત્ર લાલચની જાલમાં ફસતો હોઇશ તો તેના નીતીમાન ચેહેરાની યાદ મને સઘલાં ખોટાં કામોથી વેગલો રાખશે.

હું હવે જઇને નોકર નફરોમાં ભેલાઇ જવા તૈયાર થયો, પણ તે આગમચ મેં મારી બારી વાટેથી બાહેર દોકાવ્યું તો એક ખુશનુમા બાગ મને નજરે આવ્યો. એ સઘલાં ઉપરથી તેમજ આગમચની રાત્રે મેં જે થોડું ઘણું જોયું હતું તે ઉપરથી હું આટલું તો પામી જઇ શકયો કે હું જે નવી નોકરીમાં સામીલ થયો તે કોઇ પેહેલે વાંધેનું પૈસાદાર કુટુંબ હતું.

એ પછી હું નોકરોના ખણમાં ગયો. મને જે સૌથી પેહેલું નક્કી કરવું હતું તે એ કે હું મારા મામાનાં ઘેરથી કેટલી વેગલાઈપર આવ્યો હતો. હું કોઇને તે પુછવાનો હતો તેટલાં મને પેલોજ પા-

રસી કોચમેન મલ્યો. તેણે મને ઇસારત કરી બાજુ બોલાવ્યો. "ખચીત," તેણે હસીને કહ્યું, "આવો બનાવ મારા બાબમાં કદી બન્યો નથી એટલુંજ નહી પણ એવું કાંઇ બનેલું મેં સાંભલ્યું બી નથી. પણ સોહરાબશાહ શેઠે મને સઘલી વીગત કહી છે, અને ગઇ રાતની વાતની નોકરનફરોમાં કશી ચકચાર નહીં કરવાને મને તાકીદ કરવામાં આવી છે, વાસ્તે દોસ્ત તુંબી કાંઇ બોલતો ના. બેશક તારા ને મારા વચ્ચે કાંઇ બગાડ જેવું થવાનું તો કશું કારણ નથી, કેમકે નથી એ વાતમાં તારો વાંક કે નથી મારો વાંક, વાસ્તે આપણે તો આ નવી દોસ્તીથી રાજી થઇશું."

મેં ઘણી ખુશીથી બંને વાતમાં હા પાડી. પ્રથમ તો હું કેમ આ નવી નોકરીમાં દાખલ થયો તે વીશે બીજા નોકરોમાં નાહક ચરચા ઉઠાવાને મારી મકસદ હતીજ નહીં, અને બીજું તો હું સમજતો હતો કે કોચમેનને તેની મારે લગતી ગફલત માટે ઠપકો મલ્યો હશે તો ને મારો શત્રુ થઇ લાગશે તેને બદલે તેણેજ સામી મારી દોસ્તીની દરખાસ્ત કરી, એટલે મને જોઇ લેવાને બની આવ્યું કે તે પારસી ભોલો અને ભરભરીયો હતો. તેને વાતચીતનો જબરો શોખ હતો, અને મનમાં જરાબી મેલ રાખતો જણાતો ન હતો.

"તારૂં નામ કાવસ અથવા કાવલો છેની?" તેણે બીજી કેટલીક વાતચીત પછી પુછ્યું; "સોહરાબશાહ શેઠ મને એમ કેહેતા હતા. આપણે ફુરસદે બેસશું તે વખતે મને તું તારી આગલી વાતમાંથી જેટલું કેહવા ગમે એટલું કેહજે, કેમકે દોસ્ત મેં તારે લગતું જે થોડું ઘણું ત્યાં સાંભલ્યું છે તેથી મને વેહેમ જાય છે કે તારી આખી તવારીખ સાંભલવા જોગ હશે."

આ વાતબી મેં બાહાલ રાખી, અને પછી મેં તે મકાંન કયા લતાપર હતું તે પુછ્યું, અને બાહેરકોટથી તે કેટલું દુર હતું તે જાંણવા માંગ્યું.

"આપણે માહાલક્ષ્મીના નાકા ઉપર છીએ. આપણો આ બંગલો દરીઆના મુખરાપરજ છે, ને તું જો બાહેરકોટથી જેમ બને એમ દુર રેહેવા માંગતો હોય તો તારે ચિંતા કરવી નહીં કાંયકે હમણાંજ મોટા શેઠનો હોકમ આવ્યો છે કે સાંજની ગાડીમાં આખાં ઘેરને પુને જવું છે, માટે તૈયારી રાખવી."

"પુનામાંબી શેઠનો બંગલો હશે?" મેં પુછ્યું.

"હા, પણ આજનું આ અચબુચ જવાનું કારણ," તેણે મારે કાંને લાગી વધાર્યું, "હું તો એમ સમજુ છું કે રાતના જેને બદલે તું આવ્યો તે નહીં આવવા ને નહીં બનવાની ખફગીમાં એ થાય છે. પુનામાં આપણો આના જેટલોજ મોટો બંગલો છે, પણ ત્યાં જવાનો આજની સહવાર સુધી કોઈનો વિચાર નહી હતો. હાલતો તું નવોસવો છે, પણ પછી તું ને હું બેઉ પુનામાં ફુરસદે પડશું ત્યારે તું કોણને બદલે આવ્યો, ને એ બધી શું ગડબડ છે તેની હું તને થોડીક કેફીયત સંભલાવશ."

મેં એ બરજોરજી કોચમેનનો ફરીને ઉપકાર માન્યો ને અમો તુરત વેલા છુટા પડયા.

શેઠને ત્યાં ઘણા નોકરનફરો હતા ને મેં જોયું કે તે સઘલા ભલા હતા. મારા સામે કોઈને અદેખાઇ કે વેરભાવ કશો જણાયો નહી, ને તેઓ વચ્ચે હું જલદી પલોટાઇને નવો જુનો થઇ ગયો.

સાંજ થતાં પુને જવાની ધમાલ ચાલી રહી. ગાંસડા પોતલા ને ભાટયાં પોત્યાંની તૈયારીઓ થઇ, અને સઘલું તૈયાર થવેથી ગાડીઓ આવી, અને અમો સઘલાં પુને જવા નિકલ્યાં. આ નવા ફેરફારથી મારા મામાના અને તેના હમસરીક દીનસા દારૂવાલાના સપાતામાંથી બચીને હું ઘણો દુર જવા પામ્યો તેથી એક હાથપર જ્યારે મને ખુશી પેદા થતી હતી, ત્યારે બીજા હાથપર તે રીતે ખુબસુરત શીરીનથીબી દુર થવા કાજે મને ભારે ગમગીની ઉપજતી હતી.

---

## પ્રકરણ ૧૬ મું.

### શેઠ ધનજીભાઈ બેહેલા બોગાના.

મારા આ નવા શેઠનું નામ બેહેલા બોગાના ધનજીભાઇ શેઠ કરી હતું વાંચનાર જાંણે છે કે હું તો ફકત તેઓના બેટા સોહ-રાબશાહની ખાતરદારી અને ખીદમતમાં રહ્યો હતો, પણ એ મારા નાહના શેઠ કરતાં મોટા શેઠનો રોબ ઘણો ભારી હતો. તેઓ ઘણા વગવાલા, મોભાદાર અને ઓહ્દેદાર કેહેવાતા હતા, અને તેમની પાસ બેશુમાર દોલત હોવાનો ભરમ ચાલતો હતો.

તેઓના બે બંગલા હતા. એક તો જ્યાં હું અચબુચ રાત્રે જઈ ચઢયો તે મુંબઇમાં માહાલક્ષ્મી ખાતે દરીઆ કીનારાપર આવેલો હતો, ને બીજો અહીં પુનામાં ભવાંનીપેટ ખાતે હતો.

બંને બંગલા જેમ બાહેરથી તેમજ અંદરથી શોભા અને રાચરચીલાંથી દીપતા હતા. બંગલાના દરવાજામાં દાખલ થતાં એક ઘણા વીસતીર્ણું ચોગાંન બાગમાં થઈને બંગલાના કંપાઉંડમાં દાખલ થવાતું હતું, અને બંગાલાના બીજા માલ ઉપરની ફરતી અગાસી ઉપરથી સામેનાં ખુલ્લાં મેદાંનો અને દૂરના લીલોતરી તલે ઢંકાયલા પાહાડો ઘણો વિચીત્ર દેખાવ નજરે આપતા હતા.

ધનજીભાઇ શેઠને ત્યાં નોકરનફરો,–કારભારી, હમાલ, મસાલ, માલી, ઘોડાવાલા, બાવરચીઓ વગેરે પુશકલ હતા, અને હું અચરત થતો હતો કે શેઠ એટલો મોટો ખરચ રાખવા સારૂ કેવી બેશુમાર દોલત ધરાવતા હોવા જોઇએ! ત્યાં તો અઠવાડીયામાં ત્રણ વાર ખાસ ખાનાં થતાં હતાં. ખાનાં પીનાંની ધુમ તો રોજનીજ હતી, પણ આ ખાસ ખાનામાં તો વારાફરતી જુદા જુદા બડેખાંઓને નોતરવામાં આવતા હતા, અને તે દીવસોની ધમાલ અને ધામધુમ વલી કાંઇ નવુંજ રૂપ પકડતી હતી.

એવી રીતે પુનામાં આવી વસવાને કેટલાક રોજ ગુજરી ગયા. એ અરસામાં મને બરજોજી કોચમેન સાથ એકલું પડવાને ઘણી અધીરાઇ થતી હતી, કાંયકે વાંચનાર જાંણે છે કે મને જે એતેપ્રાકે આ ધામધુમીયાં કુટુંબ વચ્ચે લાવી નાંખ્યો હતો તે એતેપ્રાકને લગતી સઘલી ખાનગી હકીકતથી તે કેટલીક હદ સુધી માહીતગાર હતો, પણ હજી તુલક કશી મનમાનતી ફુરસદ અથવા તક મલતી ન હતી.

એમ કરતે એક સહવારે મારા સોહરાબશાહ શેઠ એકલા બાહેર ગયા, અને બરજોરજી કોચમેનનું કામ તેઓને, બાઇને કે મોટા શેઠને કોઇને નહીં હતુ તે તકનો લાભ લઇ અમો ઘરેથી સાથે ફરવા નિકલ્યા. પુનામાં હું નવોજ હતો એટલે મને ઘણું બતાવાનું હતું, અને તે બરજોરજીએ મને ઘણી ખુશીથી બતાવા માડયું.

એ રીતે ફરતાં ફરતાં કેટલીક વાતો કીધા કેડે બરજોરજીએ પુછયું, "વારૂ કાવસ આએ તારી નવી નોકરી વીશે ને શેઠયાઓ વીશે તેં કેવું મત બાંધ્યું છે?"

"એટલે!" મેં અચરતીથી કહ્યું, "મત એટલે?"

"એટલે તું એઓના દોરદમામ, પૈસા ટકા વીશે શું ધારેછે?"

"શું ?" મેં કહ્યું, "વલી એટલુંજ કે એઓ પાસ બેશુમાર દોલત હોવી જોઇએ."

બરજોરજી મોગમમાં-મુછમાં હસ્યો.

"એમજ છે," પોતાને હસ્તો જોઇ મને અચરત થતો દેખી હવે તેણે સમજાવ્યું, "દેખાવો વારંવાર ઠગાઇ ભરેલા અને ભુલાવો ખવાડનારા હોય છે. તું શેઠની દોલત એટલી બેશુમાર ધારે છે તો જો હું તુંને એમ કહું કે આએ જે ઢગલાબંધ નોકરનફરો છે તે લોકોના ત્રણ ત્રણ વરસના પગારો ચઢી ગયલા છે તો તું શું ધારશે ?–અને તોબી દોસ્ત ખરેખર તેમજ છે. શેઠ નામે મોટા પણ કામે ખોટા છે હો"–અને બરજોરજી કાચમેન ત્યાં ખડખડ હસી પડયો.

હું તો અચરતીથી દંગ થઇ ગયો! આવા માતબર શેઠીયાને ત્યાં પગારો નહીં છુટે, બનેજ કેમ ?

"ચાકરોને બીચારાઓને ગલે ગાંઠ ને મોંઢે દુચો છે કાવસ," તેણે વલી ચલાવ્યું. "આએ મહીનો તુંને પગાર આપીને રાજી રાખ્યો તો વલી પેલે મહીને મને ને ત્રીજે મહીને પેલાને એ રીતે શેઠનું કામ નીભેછે, અને વાત એટલે સુધી બેહેકેલી છે કે હવે એવી મોટી મોટી રકમો મેલીને નોકરોથી નિકલી જવાય તેમબી નથી. તેઓ હવે અધીરા થઇ ગયા છે અને શેઠની શોભા હવામાં હવે અધર ઉડશે એમ મને ચોકસ ભય છે."

"આ સઘલું તમે શું કહો છો, બરજોરજી બા ?" મેં ઘણી અચરતીથી કહયું, "તમો તો કાંઈ એમજ કેહેવા માંગો છો કે શેઠનો હાલ ઘણો બતંગ છે!"

"અરે બતંગ જેવો બતંગ?" બરજોરજીએ કહયું. "જો કાવસ તું કાંઇ બીજા ચાકરીયાઓ પેઠે મને નીંદાખોર ના સમજતો હો. મારા શેઠનું હું નીમક ખાઉં છું એટલે તેને માટે હું કાંઇબી બુરૂં બોલવા પેહેલાં મારી જીભ કાપી નાંખવા રાજી થવશ, પણ તારાપર મને એતબાર છે ને તારી જવાંન વય છતાં તારી ચબરાકી જોઈ મેં તુંને મારો મીત્ર બનાવ્યો છે તો જે ખરી બીના છે તેથી વાકીફ કરવામાં હું કશો વાંધો જોતો નથી."

મેં બરજોજીની એ લાયકી માટે ઉપકાર માન્યો.

"અરે લાયકી સાંની જો, યાર ?" તેણે વાત પાછી શરૂ

કરતાં કહ્યું, "પણ એતો બાંધી મુઠી લાખની. શેઠ પોતે આજે જેવા બાહેરથી દેખાય છે તેના પા માહેલા પા ભાગેબી બાતેનમાં નથી."

"પણ આ વાડી વજીફા, ગાડી ઘોડાઓ છે તેજ શું એક મોટી દોલત નથી ?" મેં પુછ્યું.

"અરે કોણુના બાવાની વાડી ને વજીફા?" બરજોરજીએ હસી કાઢીને કહ્યું, "હું જાણુછું તેટલું બીજું કોઇ જાંણતું નથી. એ તો સઘલું"–તેણે મારે કાંને લાગી વધાર્યું–"મારગેજ છે!"

હવે મને સમજ પડી. શેઠને જે બીસીયાર મીલકતના હું માલીક સમજતો હતો તેઓ તેના માલીક કેટલી હદ સુધી હતા તે મેં જોયું ને મને ઘણો બલાપો થયો.

"મોટા શેઠનો હાથ અસલથીજ પુશકલ ખરચાઉ ને ઉડાઉ હતો, ને તેઓએ કુંવારી જીંદગીમાંજ બાપનો સઘલો બેશુમાર વારસો પ્રણાફાટીઓ કરી મેલેલો કહેવાયછે. એ પછી જ્યારે કરકા થઈ ગયા ત્યારે શેઠે પરણુવા સારૂં કોઇ સધ્ધર બીલ્લું શોધવા માંડયો ને બાઇ સાથ પરણ્યા. એ બાઈને તેઓના કાકાએ તેવણુના બાપનાં મરણુ વખતે કરી લીધેલાં હતાં. કાકા તે વખતે રંડાયલા હતા ને તેવણુના ઢપવા પછી તેવણુની સઘલી દોલત બાઇના નામપર થશે એમ બોલાતું હતું તે જોઇને શેઠ તેવણુસે પરણ્યા, પણુ એ બાઇનાં પરણુવા પછી તેવણુના કાકાનાં દીલમાં કાંઇ શું એક વારૂં આવ્યું કે તેઓ ઘરડે ઘડપણ નવી બાયડી કરી લાવ્યા, અને તેઓને એક છોકરો ને છોકરી થઇ, જેઓ પોતાની માતા સાથે તે ડોસાજીનાં મરણુ વખતે દોલતના હકદાર વારસ થઇ પડયાં ને આપણાં શેઠ શેઠાંણીએ સુજમાં રોજા ખોયા."

"શું પણ ત્યારે શેઠાંણીનાં નામપર તે ડોસાજીએ કાંઇજ કીધું નહીં?"

"એક ખોટી પઇબી નહીં, અને સાંપુ તે વારસો મલવાની ઉમેદમાં શેઠે લખલુટ ખરચો ચલાવી કરજના ટોપલા માથે વધારી દીધા તે તો જુદા. હવે થયું એમ કે પેલા ડોસાજીનાં મુવા પછી થોડેક વરસે તેઓનો દીકરોબી ગુજરી ગયો, ને એકલી નાજાંમાય–"

"નાજાંમાય?" મેં ચોંકીને કહ્યું—કારણુ કે જ્યારે હું ભુલથી આ કુટુંબમાં દાખલ થયો ત્યારે મારાં બાઇએ કહેલા બોલો મને યાદ આવ્યા કે "એ કાંઇ નાજાંમાય હોય નહીં?"

"હા નાજાંમાય," બરજોજીએ ખુલાસો કીધો. "તું ચોંકયો શું કામ તે હું સમજયો. એ નાજાંમાયનેજ ઉચકી લાવાનું મને ફરમાંન હતું, ને તેને બદલે તું ઘુસી ગયાથી શેઠની એવી મકસદ એ રીતે ઉધી વલી ગઇ."

"હું તમારી વાતનો એ ભાગ કાંઇ સમજયો નહીં, દોસ્ત," મેં કહયું.

"તું સાંભલતો ખરો," બરજોરજીએ સમજાવ્યું. "અસલ એ નાજાંમાય પોતાના ભાઇનાં મરણથી બધો બાપનો વારસો પામી તેથી મોટા શેઠનો દોલો ત્યાં ભરાઇ રહેલો કે જો આપણા સોહલી શેઠનું નાજાંમાય સાથ થાય તો જ્યાં ત્યાંથી ચીચોરા આવે, પણ નાજાંમાયની કે તેણીની વીધવા માએની એ તરપ મુતલગ ખુશી નહીં એટલે જયારે એમ નહીં વલ્યું ત્યારે એક કાવતરાં ભરી ચોકી લખી દાગાથી તે ભોલી અબલાને અતરે ઉપાડી લઈ આવવાની ગોઠવણ થઇ."

"અને તેવી ઠગાઇભરી ગોઠવણમાં સોહલી શેઠ ને તેઓનો આ બાપ સામીલ થયો?" મેં ખરાં જીગરની અચરતી બતાવી, "એ...ા બદમાસોને શેઠયા કોણ કહે?"

બરજોરજી ખડખડ હસી પડયો.

"એટલેથીજ અકલાઇ ગયો કે કાવસ?" તેણે રમુજ પામી કહયું, "શેઠયા તે કાંઇ સારાંજ માણસ હોવા જોઇએ કે શું? થોડાક શેઠયાઓમાં બદી જેટલી હોય છે તેને અરધે હીસ્સે તારા ને મારા જેવા ગરીબમાં નહી હોય, ઘેલા. હું કાંઇ શેઠયાઓનો શત્રુ નથી ને તેથી તેઓ વચ્ચે શેઠયાના ઓદ્ધા ને મોભાને જેબ દીએ એવાં જવાહીરો છેજ નહીં એમ કેહતો નથી, પણ શેઠયાઓમાં ઘણાખરા તો નામનાજ શેઠયા બને છે. તેઓ બાતેનમાં આપણે નીશકલંક ગરીઓ કરતાં વધારે દોષીત ને હજારો દરજજે વધારે દીલના દાગેલ હોય છે. તેઓ બાહેરથી પાકી સાકી ધરમીમાં ખપવાનો દાવો કરે છે, પણ ભીતરેથી ગેલા, કુછંદી ને કપટી હોય છે. તેઓનાં એમ થવામાં વાંક પૈસાનો છે,—પણ હું એ મારી ભટાઇથી કંટાલો ખાતો જણાય છે તો આપણે આપણી અસલ બાબદપર આવ્યે. મને આટલું બોલવું પડયું તે એટલા કાજે કે આપણા મોટા શેઠનાં આ એક કાવતરાંથી તું હેરત

જણાયો પણ તું બાલક છે ને મેં ઘણી દીવાલી જોયલી છે, એટલે તારા શેઠયાઓને હું સારી રવેસે પીછાંણી શકયો છું. હું સોગંદ ઉપર કહી શકશ કે તેઓમાં સેહેંકડે પોનાસો ટકા બાહેરથી જેવા દેખાંવાનો દાવો કરે છે તેવા ખરેખરા છે એમ પોતાની છાતીપર હાથ મુકી સચ્ચાઇ સાથ તેઓ કહી શકશે નહીં."

"પણ વારૂં પછી નાજાંમાયનું શું ?" મેં વલી તેને તેની ભટાઇ ઉપર ઉતરી પડતો જોઇ અધીરાઇથી પુછયું.

"એ રીતે નાજાંમાય કાંઇ આવી નહીં, ને તેટલાં તું અમારી ઠડાવેલી જગ્યાએ આવી પોંહોંચ્યો કે તુંને નાજાંમાય સમજવાની અમે ઉલહાપ ખાધી, અને એક વાર એમ છક્કર ખાધા પછી શેઠને એટલી બેજાલત ને ધાસ્તી પેદા થઇ કે બીજે દનેજ પુને નીકલી આવવાનું તેમને ઠીક લાગ્યું."

"પણ વારૂં ત્યારે જ્યારે શેઠની હાલત એટલી બધી કરકાકર-ફીની છે ત્યારે હજી એવો મોટો ખરચ કાંય નીભાવ્યા જાય છે?" મેં પુછયું.

"તો હવે શું કરે? આબરૂ સચવાશે ત્યાંવેર સાચવશે. એક તો ખાંની પીનીની આદત પડી ગઇ તે હાથેથી અટકતું નથી, ને બીજું તો આજે જરા હાથ પાછો ખેંચ્યો કે કાલે સેહેંકડો માંગ-નારાઓનો ઘેરપર દરોરો પડે ને શેઠની આબરૂ લાખની છે તે ખાખની થઇ જાય."

"પણ ત્યારે હવે એ સઘલાંનો રસ્તો શું ?" મેં પુછયું.

"શેઠ રસ્તાનીજ શોધમાં છે કેની?" બરજોરજીએ કહયું; "બીચારૂં બકરૂં રેંહેંસાશે. ગરીબ બચારો સોહલી શેઠ, તે આપણી ખરી દયાને લાયકનો છે. એવા બેકદર માબાપને ઘેર અવતરવું એબી એક કદુવાજ છેની? સોહલી શેઠને કેઠેબી ખાડામાં નાંખવા માંગે છે, ને કાંણી કોચરી કોઇબી જોઇ કાઢીને પૈસા હોય તો ત્યાં તેનો ભવ ઉંધો વાલવાને એ લોભી માબાપે કમ્મર કસેલી છે."

"પણ સોહલી શેઠ ઘણું શીખેલો કેહેવાય છે!" મેં કહયું.

"તેથી શું થયું?" બરજોરજીએ કહયું, "એ છોકરો શી-ખેલો છે તેથીજ એટલો રાંક છે. એણે ઘણી પરીક્ષા પસાર કીધી છે, ને કોઇ વાર પોતાનાં માબાપનાં સુખ સારૂ પોતાનો આખો જ-ન્મારો ધુલ મેલવવા કાજે તે માબાપ સાથ અથડીબી પડે છે, પણ

ત્યારે માબાપ એકઠો આપઘાત કરવાની ધમકી આપે છે કે બીચારો લાચાર થઇ જાય છે. પણ હવે એમ ચાલી ચાલીને લાંબાં દહાડાવેર ચાલે એમ જણાતું નથી. હવે સૌ માંગનારા અધીરા પડી ગયા છે ને વધુ ધીરધાર સૌએ બંધ કરી નાંખી છે, એટલે ભોપાલું ફુટશે ત્યારે કાંઇ જેવું તેવું થશે એમ નથી."

ઉપલી વાતચીત કરતા અમો અમારા શેઠના બંગલા તરફ પાછા વલ્યા. એજ વખતે ત્યાં કંપાઉંડમાં એક ગાડી ધસી ગઇ, અને અમો તેના ઘોડાવાલાનાં "પેહસ"થી તુરત બાજુ થઇ ગયા તેવામાં બરજોરજીએ ગાડીમાં કોણ હનાં તે જોઇ લીધું.

"એ વલી નવું બીલ્લું," બરજોરજીએ મને કોપરીયું મારી કહ્યું.

"કોણ?" મેં પુછ્યું, "એ વલી એ ઘોડાની ધોહામમાં અત્યારે કોણ આવ્યું? આજે તો કાંઇ પારટી નથી."

"એ તો મંચી મીઠાઇવાલો," બરજોરજીએ કહ્યું; "સાત ગામડયાનો એક ગામડયો છે. પાધરૂં બોલતાં કે ચાલતાં વટીક આવડતું નથી પણ પૈસા થયા એટલે ઘણા કાએલ શેઠયામાં ખપે છે. અસલ રેહેવાસી તો ભાડેનો પણ ખુદા જાંણે કઇ મરતબે લક્ષાપતી થઇ ગયો ત્યારનો મુંબઇમાં આવ્યો ને અહીંના પેહલે વાંધેના શેઠયામાં ખપે છે. એની એક 'ભેંસ જેવી જાડી ને ઠીકરાં જેવી કાલી' દીકરી છે તેનીસે હવે શેઠ શેઠાંણી બચારા સોહલી શેઠને ફાંસમાં ઉતારવાનાં ફાંફાં મારતાં હશે. જોજે તો ખરો, એક ગમથી સોહલી શેઠને વાસ્તે આપણને દુઃખ ને બીજી ગમથી જોવાની મજાહ છે."

---

## પ્રકરણ ૧૭ મું.

### "ભેંસ જેવી જાડી ને ઠીકરાં જેવી કાલી."

અમો ઘરમાં આવીને પોતપોતાને કામે વલગ્યા, જે પછી કલાક એકે હું દાદર આગલ એક નોકર સંગાતે વાત કરતો હતો તે વખતે મોટા શેઠ, બાઇ, અને સોહલી શેઠ એક બટકા દોંગા ફરણે પારસી અને એક તેવીજ કીસમની છોકરી સાથે વાતો કરતાં હેઠે આવ્યા.

પેલા પારસીની ઉંમર વરસ સાઠેકની હશે. તેની વાતચીત

સઘલી ગામડયા ફેશન અને હલકા શબ્દોથી ભરપુર હતી, અને તોબી•તે જાંણે કેવીક કાબેલીયતની વાત કરતો હોય તેમ ખાખસુસ ખાસ્સે મોટે સાહદે મોટા ભારેથી બોલતો હતો, અને પોતે જાંણે કેવોંક નામીચો ફીલસુફ હોય તેવું દોલ ઘાલતો હતો. તેનું માથું મોટું, ગરદન ભરેલી અને ટુકી, મોહું લાલ ચણોટી જેવું, નાક લાંબું અને દુમ ઉપસેલી હતી. તેના બંધે હાથોનાં આંગલાં ઝપઝપ કરતી વીંટીઓએ ભરેલાં હતાં, અને ટુંકમાં તેનો સઘલો ઠઠેરોજ કહી આપતો હતો કે તે અચબુચ નસીબ જોર કરવાથી 'રંકનો રાય' થઇ નીકલેલો હતો, અને તેથી તેનું ભેજું તકોબરીના બહારમાં લગાર ચસકી ગયલું હતું.

જેવો એ મંચી મીઠાઇવાલો (હમણાં તો મનચેરજી શેઠ) હતો તબીજ તેની સોહાંમણી બેટી હતી. તે પોતાની બેટીની ખુબસુરતીની દગલે ને પગલે તારીફ કરતો હતો, અને તોબી વાંચનારને જો તે છોકરીની સઘલી ખુબસુરતીનો મારે પુરતો અને એકઠો ખ્યાલ એકદમ આપી દેવો હોય તો બરજોરજીએ ઉપર કહ્યું તેજ એકવાર ફરી કહીશું કે તે 'ભેંસ જેવી જાડી ને ઠીકરાં જેવી કાલી' હતી. વાતચીતપરથી મેં જાંણ્યું કે તેનું નામ દીનબાઇ હતું, પણ તેનો બાપ તેણીને પૈસાના લાડે 'દીનુમાય' કરી હાંક મારતો હતો.

"અરે ખચ્ચીત રે ધનજી હેટ," મટલો મીઠાઈવાલો દાદરની વલાંણુ લઇ ઉતરયો ત્યારે મેં તેને બોલતાં સાંભલ્યો, "એટલા કાલાવાલા હાંના કરવા? જરૂર આવહું. તમે ચાહીચેતીને નોરતુંજ કીધેલું—"

"નોરતું નહીં નોતરૂં બાવાજી," દીકરીએ ભુલ ભાંજી.

"અરે એ નોરતું નોતરૂં નાતરૂં હૈ એકનું એકજ," મટલાએ કાંઈક કેવીક કાબેલીયતથી પોતાની દીકરીને ચુપ કીધી હોય તેમ ખડખડ હસીને જવાબ દીધો; "મા મેં ભલા કે મેરા ભાઇ તો કેહે સુવા એક ઘેડ ને દુહરા કહાઈ"—અને અહીં સૌ ખડખડ હસી પડયાં.

હસવાનું જોકે કશું ન હતું—ઉપલી નજીસ કેહેવત હયાં મુતલગ લાગુ પડતીબી ન હતી, તોપણ મારા મોટા શેઠને જાંણે એ કેહેવતથી કેવીક રમુજ પડી ગઇ હોય તેમ મંચી મીઠાઇવાલાને રાજી રાખવા માટે પેટ ધરીને હસવા લાગ્યા, ને તેમને જોઈ

તેમનાં ધણીઆંણીએબી તેવીજ ફરજ ઉતારી એટલે એ પંચ-કમાં એકલા સોહલી શેઠ વના સૌ કાબેલ મટલાની ફીલસુફી ઉપર ધુમ હસતાં હતાં !

“તો દીનુમાય ધનજી હેટનું નોર–નોર–નોતરૂં યાદ રાખજે હો.—હનવારે હાંજે કેની? તે દહાડે બાહેરનું પીજન તો કંઠે નથી, નહીં?”

“પીજન નહીરે બાવાજી ઇજન,” વલી દીનુમાએ શરમાઇને ભુલ ભાંજી.

“અરે હવે તું હું તારૂં માથું ફોડયા કરે જો,” તેના બાપે હવે છછણી પડી કહ્યું; “ઈજન પીજન હૈ તું હીખ્યા કરની. હું કહું ધનજી હેટ, એ હીરા દીકરી પછવાડે મારા પઇહાની ધુલ મલે, પણ આપરે જાંણયે કે હીખહે તો પાંચે દહાડે હારે ઘેર ઉઠાઉ થાહે.”

“તો તો મુરબ્બી શેઠ,” ધનજી શેઠે ખુશામત કરી, “તમારા લાગવગ, પૈસા ને લાયકી પ્રમાણે એ બાઇને કાંઇ જેવો તેવો વર નહીં મલવાનો.”

“શું કરવા મલે?” મોટાં બાઈએ વલી ભમરડો ગુમાવ્યો, “અખઇ રહી ઘેર શોભત પુતરી છે તો ઉમરાવને ઘેર જશે.”

“તમારે મોંને હાકર,” મટલાએ પોતાની “ઘેર શોભત પુ-તરી”ની સ્તુતીથી ખુશખુશ થઇ જઇ કહ્યું, “પણ હું એમ ક-હેતો હતો જે હનવારે હાંજે કેંઠે બાહેરનું પી–પી–ઇજન નથી એટલે તમારેજ ઘેર આવહું. એનું હત્યાનાહ જાય લોકોને ઘેરનાં એ ઇજ-નના એટલા કંટાલા છે કે કોઇ કદાચ તમારા જેવાઓને રાજી રા-ખવાનેબી ફાવતું નથી. કેહજે ઘાંચીનો બેલ હો ગાઉ ચાલે તોબી જાંનો તાં.”

આ વલી બીજી ફીલસુફી! વાંચનાર જોશે કે મટલામાં ખોટા ઉચ્ચારના બોલો વાપરવાની ખોડ હતી એટલુંજ નહીં પણ તે કે-હેવતો વાપરીને પોતાની કાબેલીયત બતાવાનોબી જબરો શોખ ધરાવતો હતો, ને તેથી જ્યાં નહીં ઘટે ને નહીં બેસે ત્યાં તાંણી તોડીને નહી લાગુ પડતી કેહવતોથી છબડો કરી નાંખી પોતાનો રકાસ વધારે બનાવતો હતો.

એ ઉપર આપેલા નાદર નમુનાની કીસમનાં તાહેલાં ચલાવતું

આ શાહજન દાદરો ઉતરી રહ્યું, ને હેઠલા બણમાં લગાર હસાહસ કરી ગાડીમાં બેસવા ગયાં. સૌ કોઇ હસતું હતું—સૌ કોઇ મઝાહ મેલવતું હતું-પણ એકલો સોહલી શેઠ મેં આબાદ જોયું કે ખરો ગમખાર હતો. તેનાપર દીનુમાયની નજર વારેવારે પડતી હતી, ને તેઓની નજર એક થતાં તે ચોંકીને હસતો હોય તેવું મોં કરતો હતો, પણ તે હસવું મરતી વખતનાં આસામીનાં હસવા સરીખું ફીકું હતું !

ત્યાં આવતા સનવારનાં ઇજનની ફરી ફરીને યાદ આપી મારાં શેઠ શેઠાંણી મંચી શેઠ ને દીનુમાયને તેઓની ગાડીમાં બેસાડી આવ્યાં, ને તેઓની ગાડી હંકાલી ગઇ.

એ પછી મેં જે વીગતો અવારનવાર મેલવી તેનો સારાંશ મેં ઉપર આપ્યો તેજ હતો. આ મટલો ભાઠેલો એક ઘણો ગરીબ રેહેવાસી હતો, ને સુરતમાં નાનખટાઇ વેચી પુરૂં કરતો હતો. એમ કરતાં યાતો તેને તેના ધંધામાં કાંઇ ખાસ્સો તડાકો પડી ગયો, કે ઘરબેઠાં કાંઇ મોટા વારસાનો દલ્લો લાગી ગયો, જેથી તે મુંબઇ આવ્યો ને ત્યાંનો 'શેઠયો' થયો.

તેનામાં પોતામાં કે તેની દીકરીમાં લાયકાતો કેટલી હતી તે તો વાંચનારે જાંણી લીધું છે, અને તોબી તેવે ઘર સોહલી શેઠને પરણાવાને તેનાં કમબખ્ત માતપીતા તૈયાર થયાં હતાં. તેઓને પોતાને પોતાની હોરમત સાચવવા પૈસા જોઇતા હતા, ને તે પૈસા મંચી પાસ હતા એટલે બીજાં કશાંની તેઓને કનવાર કે દરકાર ન હતી. જે દીકરાની કેલવણી પાછલ તેઓએ પૈસાની ધુલ કરી તે દીકરાને શીખવીને સુખી કરવાને બદલે તેની મેહેનત ધુલ ને સંસાર ઉંધો વાલવાને આ દયાહીણ માબાપોને કશી અરે થતી ન હતી!

એવાં માબાપો શું થોડાંછે? પૈસાને ખાતર પોતાનાં બચ્ચાંને જીવતાં જાહનમના ગારમાં ગારવા માંગનાર અવિચારી ઘાતકી મા બાપોનો હું પુછું છું કે પારસીઓમાં કશોબી ટોટો છે?

આ પ્રકરણના જે બનાવો હું લખુંછું તે વેલાએ એવાં માબાપો ઘણાં હોવાનો મને જેવો જોઇએ એવો અભ્યાસ થયો ન હતો, પણ તે પછી (જેમ આગલ મારી વારતામાં આવશે તેમ) ઘણાં ઘરો ફરીને દુન્યાનો બોહલો રાહઘાટ જોઇ વલવા કેડે આજે હું અફસોશ કરૂં છું કે એવાં માબાપો જોઈએ તે કરતાં ઘણાં છે.

પોતાના લોભને ખાતર–પોતાની હોરમતને ખાતર—કે કદાચ પૈસાથી પોતાનાં બચ્ચાંને સુખી કરવાના ભુલ ભરેલા વિચારથી પોતાના દીકરા દીકરીઓનો આખો ભવ ને જન્મારો રદ બાતલ કરનારાં માબાપો આજના સુધરેલા દહાડાઓમાંથી થોડાં નથી. એ સુધરાપર સવાલ નાખનારી એક ખરો અફ્સોશકરવા જોગ બદી છે.

એવી બદીઓ માબાપપર અટકી હતી તે આજ કાલ જવાન્યાઓપર ઉતરી છે. પૈસાને ખાતર મટલા મીઠાઇવાલાની દીકરીના જેવી છોકરીઓને કબુલ રાખે એવી કીસમના ભીખારીઓ આજે બારણે બારણે રવડે છે. તેઓ કેલવણી પામી પોતાની કેલવણીને–પોતાનાં ભવીશનાં સઘલાં મોતેબર સુખને–કહો કે ખુદ પોતાને બી જે પૈસાની મોટી રકમ આપે તેમને વેચે છે, અને મટલા મીઠાઇવાલા જેવાં ગરજમંદ બાપો ગુપચુપ ગજવાંમાંથી મોટી રકમો આપી તેમને ખરીદે છે. એ રીતે પૈસાની પાપ કરાઉ લેવડ દેવડ લગનના પાક તરીકામાં પણ એવડી ભય ભરેલી હદ સુધી વધી ગઇ છે, અને તેમ થવા કાજે એ રીતે પોતાને વેચનાર જમાઇ ને તેને વેચતો લેનાર સસરો બેઉ એકસરખી રીતે આપણા કરડા–કટટા–હરડતા તીરસ્કાર, ફીટકાર અને લેઆનતને લાયક થાય છે એમ હું સમજું છું.

---

## પ્રકરણ ૧૮ મું.

### એક ભયંકાર ભેદ.

બીજા સનવારે પોતાના કરાર મુજબ મટલા મીઠાઇવાલા (મનચેરજી શેઠ)નું કુટુંબ પોતાની ભપકાભરેલી ગાડીમાં મારા શેઠને ઘેર જમવા આવ્યું. વાંચનારને રોશન છે કે ગઇ વેલાએ જ્યારે તેઓ આવ્યા હતા ત્યારે માતર પોતાની 'ગુલાબ જેવી' બેટીને લઈને આવ્યા હતા, પણ આજે તેઓ પોતાની સાથે પોતાની બેટી ઉપરાંત પોતાનાં મોહરદારનેબી લઈને આવ્યા હતાં. આ મોહરદારની ખુબસુરતી વરણવવા બેસવાની મારી ધારણા નથી, કેમકે વાંચનારને એટલુંજ કેહવું બસ થશે કે તેઓનું નામ માણેકબાઇ છતાં લોકોએ ઉકમાઇથી તેઓનું નામ 'મક્રી ઢીમરી' પાડયું હતું.

મક્રી ઢીમરી તેના વર કરતાંબી વધારે અભણ કમસમજ અને ફુવડ હતી. તે વરસ પચાસેકની એક અઢાર, ટટાર, બટકી,

ફરએ, 'બાવા ભાખરા જેવી' બાયડી હતી, અને તેણે પૈસા જોયલા નહીં ને જોયલા એટલે તેના વર કરતાંબી તે વધારે ઇતર, ટચાક અને હલકી હતી. તેના ગામડેના જંગલી ખવાસો તેનામાં પુરતી રીતે પ્રગટ જણાઇ આવતા હતા, અને અમારામાંથી જે નોકરોને તે રાત્રે ટેબલપર હાજર રેહેવાનું હતું તેઓ તેણીની હલકાઇની સઘલી વાતો આવીને અમારા ગ્રુપમાં કરીને પેટ ધરીને હસતા અને બીજાઓને હસાવતા હતા.

એ દીવસે ટેબલપર મારી વારી નહીં હતી એટલે મેં કાંઇ એ ફરમાસુ કુટુંબની ટેબલની 'મેનર્સ' નો અભ્યાસ કરી લીધો નહીં, પણ બીજા નોકરોનાં જણાવ્યા પ્રમાણે ડોસાં તો કેહાં જેવાં તકોબરી ભર્યાં બોલવે બાહદર હતાં તેવાંજ ગરગર એટલે પીવેબી બાહદર હતાં.

ડોસાંની વાત સઘલી કેવી કીસમની હતી તે કાંઈ જાંણવાનો વાંચનારને શોખ થાય છે? તેઓની સઘલી વાત "મારા બંગલા" ને "મારા ઘોડા"ને "મારી ગાડી" ને "મારી વાડી" ને "મારા નોકર" ને "મારા ચાકર" ને "મારા પૈસા" પર આવીને અટકી હતી!

એ રીતે કેટલાંક અઠવાડીયાં વહી ગયાં. મટલા મીઠાઇવાલાનું કુટુંબ અવારનવાર હવે અમારે ત્યાં આવતુંજ જતું હતું, માટે હવે સોહલી શેઠનાં દીનુમાય સાથ લગન નક્કી સમજાતાં હતાં, અને તે બીશે કેકાંણે ઠેકાંણે વાતો અને ટીકકા થતા હતા. ગમે તે હો, પણ એ રીતે એ વાત બાહેર પસરવાથી મોટા શેઠ ને મોટાંબાઇને તો ફાયદો થયો, અને તે એ કે જે નોકરો અને જે માંગનારાઓ તેમની તુટેલી આંતની વાત જાંણી અધીરા પડી ટાંય ટાંય કરતા હતા તેઓને ધીરજ મલી કે એ લગનથી જે ભારે રીતનો પૈસો આવશે તે સઘળું પાછું સમાધાન કરશે, અને વલી કેટલાક માગનારાઓ જેઓએ હવે શેઠ સાથ બ્યવહાર બંધ કીધો હતો તેઓએ માંફ માંગી લઇને પોતાની ધીરધાર પાછી ચાલુ કરી!

એવામાં પુનામાં એક શેઠયાને ઘર લગન નિકલ્યાં, અને અમોને ઇજન હોવાથી અમો સૌ ગયાં. નોકરોમાંથી ફકત બરજોરજી કાયમેન અને હુંજ ગયા હતા. લગન બરી ધામ ધુમનાં હતાં, અને તેઠાં તો સહવારથી હતાં પણ અમો છેક સાંહજેજ ગયાં હતાં.

સાહજનની મીજલસ વીસરજન થઇ, અને બૈરાંઓ જમી રહયા કેડે જ્યારે માટીડાઓની પેહેલી પંગત જમવા બેઠી ત્યારે હું બાહેર હતો, અને હું જ્યાં ઉભો હતો તેથી થોડેક દુર ટોલેબંધ ઉભેલા મરદોમાં કાંઇ હસાહસ ને બોલાચાલી ચાલતી તે ઉપર મારૂં ધ્યાંન ખેંચાયું. આસ્તે આસ્તે તેવાં ટોલાં વધતાં ગયાં, ને તેવી હસાહસ પણ વધતી ગઇ. એમ કરતાં મારી પડોશમાંનાં એક ટોલાંની નીચલી વાતચીતપર મારૂં ધ્યાંન ખેંચાયું.

"પણ એ દુકતી કોણની જો?" એકે પુછયું.

"બલા જાંણે કોણની," બીજાએ કહયું; "કોઇ હીરાભોગીનાં ખાનદાનની કહેછે, અને કોઇ વીરાજોગીનાં ખાનદાનની કહેછે. નામ તો પીરોજબાઇ કહે છે."

"પણ ત્યારે સાથવાલો કોણ?" ત્રીજાએ પુછયું.

"અરે ઓલખ્યો કેની?" એકે ઓલખાવ્યો, "પેલો જમસુ હકીમ–જમસુ ચણાપાપડીને નામે મસહુર છે તે. લુચ્ચાનો પીર છે. અથંગ જુગારી અને કુછંદી છે."

આ વાતપરથી મારૂં ધ્યાંન ખેંચાયું કે થોડેક દુર એક ધણોજ ઇસકી પારસી એક જવાંન છોકરી સાથ ઉભો રહી વાત કરતો હતો. તેઓની એ રીતમાં અમાર્યાદશીલ કશું હતું નહીં, પણ તોબી તેમના તરફ આટલા ટીક્કા થતા જોઈ મને વેહેમ પડયો અને તેથી મેં એક શખ્સને પુછયું. તેણે મને સમજાવ્યું કે "પેલો જમસુ કોઇ મોટા લુચ્છા તરીકે પારસીઓમાં જણાયલો હતો, ને તે અચબુચ પુનામાં આ જવાંન છોકરી સાથ આવ્યો હતો, જેથી સૌને નક્કી વેહેમ હતો કે તે છોકરી પોતાનાં બાબાપને તજીને તેનાસે નાહશી આવેલી હતી. જમસુ પરણેલો હતો, અને તો પણ તે એક બદમાસ હતો અને તેથી આ અટકલ ખરી તરીકે મનાતી હતી."

"પણ ત્યારે આજનાં લગનમાં એ ગુનેહગારોનું કામ શું?" એક ડોસાજી બાજુએ ફફડતા હતા, "એવા બદમાસોને નોતરવા હતા તો આપણુને શું ધકેલા ખાવા ઇજન થયાં?"

"અરે બાવા એતો દુન્યા એમજ નીભે છે," એક "દાહયા ડોસાએ" ઉપલા મોટા બાવાને સમજાવ્યું–કે જેનાં પોતાનાં મોંપર હજી તો મુછબી પાધરી ઉગી ન હતી—"લુચ્છાને લુચ્છો તેનાં મોંપર કોઇ કહી શકતું નથી, અને તેમ આ જમસુ ચણાપાપરીને

સૌ કોઇ ધીક્કારે છે ને ખુરૂં બોલે છે તોબી *તેના તોરથી તે જ્યાં ત્યાં શેઠૈયામાં ખપે છે. જુઓની, એનાં ઉભાં રેહેવાની અદા તો જુઓ. મેલી સાથ હસી હસીને વાત કરે છે ત્યારે જાંણે ગામનો નગર શેઠ !"–અને ખરેખર તેમજ હતું.

"અરે કદાચ જેને ઘર આજે શાહજવારી છે તેનો એ કાંઇ અતલગનો સગોબગો થતો હશે," એક ત્રીજાએ વલી મત આપ્યું.

આ બધલી વાતથી જમસુ ચણાપાપડીને અને પેલી અબલાને બરાબર જોઇને પીછાંણી લેવાને મને એક નહીં છીમાય એવી ઉલટ થઇ, તેથી જે ઝાડ તલે તેઓ ઉભાં રહી વાત કરતાં હતાં ત્યાંથી હું પસાર થયો. હું જતો હતો તે તરફ પેલી અબલાનું મોં હતું. એટલે જરા આગલ જતાં મને તે દીસવા લાગ્યું. તે જયાં ઉભી હતી ત્યાંજ એક ભભુકદાર રોશનીનું આરકું હતું એટલે તેના પ્રકાશથી તેનું મોં વધું પ્રગટ પડેલું હતું. તે મોં જણાય એવે તપ્રાવતે હું ગયો, અને મને વિજલીનો ઝટકો લાગ્યો હોય એમ હું ચોંકયો.

એ શું ? મારી આંખ મારાસે દગો રમતી હતી ? તે મેં ચોલી અને વધારે ખબરદાર થયો—જરા વધારે આગલ ગયો અને ફરીને વધારે ધ્યાંનથી જોયું. યા યજનદાન ! હું આ શું જોતો હતો ? જે અબલાને માટે આવો નજીસ દુર્વાદ બોલતો હતો—જે અબલા તરફ સૌ ધીક્કારની આંખે જોતું હતું, અને જે એક હરડતા લુચ્છા સાથ દેખીતી ખુશીમાં વાતો કરતી હતી તે કોઇજ નહીં પણ મારા મામાની છોકરી મારી માનીતી—મારી વ્હાલી ખુબસુરત શીરીન હતી !

---

## પ્રકરણ ૧૯ મું.

### સંતાપ.

શીરીન ! કેમ બને ?

આવી અસીલ, આવી અશરાફ, આવી સાફ, રાંક, પાકજાદનાર જેનાં મુખ ઉપર બચ્ચાં સમાન નિરદોશતા અને ફીરેસ્તાઇ સદગુણોનો પ્રકાશીત છાપ પ્રગટ પડેલો તે આવા અધમ ખુરાની સંપમાં એક પા ઘડીબી વાત કરવા ઉભી રહે એ ખ્યાલમાંબી ઉતરી શકે એવી વાત છે ?

અને તોબી અફસોસ! તે વાતને ખોટી માનવાને શું કારણ હતું? શું હું અંધલો હતો? સેંહકડો બલકે હજારો જવાંન નારો-માંથી જે સર્વોતમ સુદરીને હું વગર ગભરાતે ફકત એકજ પલમાં પીછાંણી કાડું તેજ સુદરીને ઓલખવામાં આ જગે હું ઉલઠાપ ખાઉં એ મનાયજ કેમ!

તે અબલા પોતાના બુરા હમશરીક સાથ વાત કરવામાં એવડી મશ્ગુલ હતી કે તેણીની નજર મારા સામે હતી નહીં તે તકનો લાભ લઇ હું વધારે પાસે ગયો, અને મેં જો કાંઈ બાકી હોય તો વધારે ખાત્રીપુર્વક તેણીની પીછાંણી લીધી.

હું દુ:ખથી ગભરાઈને આ ગજબનાક દેખાવથી ગોયા દેવાંનો બની ગયો. મને શું કરવું તે સુઝયું નહીં. મને લાગ્યું કે કોઈબી જોખમે હું ધસી જઇ તેણીને જાહેર થાઉં, અને દીલના દુ:ખભરેલાં જુસ્સાઓને આધીન હું તેમ કરવા જતો હતો તેટલાં તેણે પેલા બેમરવત પારસી સાથે ચાલું મુકયું. એજ વેલાએ અમારી નજર એક થઇ. તેણીએ પોતાની ચશમો ફેરવી મારા ગમ જોયું, પણ બીજીજ પલે ગભરાત શરમ યા કોઇ બીજી લાગણીઓની મારી તેણીએ તે નજર ફેરવી નાંખી, ને ચશમચોર થઇ ત્યાંથી દરવાજા આગલ આવી ઉભેલી ગાડીમાં બેસી પેલા સાથ એકલી જતી રહી

હું એ સઘલાંથી એટલો બેખબર બની ગયો કે પાસે એક ખુરસીમાં ધ્રસડાઇ પડયો. સારાં નસીબે કોઇનું ધ્યાંન મારાપર ખેં-ચાતું ન હતું. હું દુસ્કે દુસ્કે રડયો. મારી ખાત્રી થઈ કે શીરીને પાપનો રસ્તો ધારણ કીધો હતો, અને એક શીરેસ્તાનાં શએતાંનસે જઇ મલવાથી બેહેસ્ત પોતે ગોયા ગમની હાય વરસાવે તેમ મારાં જીગરની હાયથી હું હૈયાં સુનો થયો. મને લાગ્યું કે શીરીનને બદીનો રસ્તો અખ્ત્યાર કરવાની ફરજ પાડનાર હુંજ કમબખ્ત હતો, કેમકે મને ખ્યાલ થયો કે મને હસાડવા ખાતર યાતો તેના જુલમી બાપે તેને ઘરમાંથી કાઢી મેલી હશે, અથવા તો તે પોતે તેના જુલમથી ડરી અને કંટાલી અંતે ઘર મુકી નાહશી ગઇ હશે.—ગમે તે હો, પણ એ રીતે બાપનું ઘર તજવા પછી તેને કેઠે આસરો નહીં મલ્યો હશે ત્યારે બુરા જમસુ ચણાપાપડીનો આસરો તેણીએ શોધ્યો હશે, અને ફકત તેથીજ તે જે દરજે હતી તે દરજે પોંહોંચી હશે.

પણ ત્યારે રૂપાંબાઇનું શું થયું? તેણીએ પોતાની બેટીને કેમ જવા દીધી? શું તે ખહીના મરજનો અને પોતાના જાલેમ ભરથારના જુલમનો ભોગ થઇ પડી હશે? શું તેણી એટલી જલદી આ જેહાંન છોડી પોતાનાં એક પુરાં બચ્ચાંને એમ રવડતું મેલી ગઈ હશે? ઓ, એ વિચારજ મારૂં મગજ ફેરવી નાખવાને બસ હતો!

ફાટ ફાટ થતી છાતીએ અને દરદી હાલે એવાં તો બેધ્યાંનપણામાં હું ડુબી ગયો હતો, કે કોચમેન બરજોરજીએ પુકેથી આવી ખાસ્સે મોટે સાહદે તેનાં પાછલથી મને કેહવા પ્રમાણે બે હાંકો મારવા છતાં મેં તેને સાંભલ્યો નહીં, ને સાંભલવા પછીબી કેટલીક પલ સુધી હું જવાબ આપી શકયો નહીં. તે ભલા શખ્સે ઘણી મમતાથી ઘણો બજીદ થઇને એ મારી અચબુચ બીમારીનું કારણ જાંણવા માંગ્યું, અને મેં તેને શેહજ ફેર આવવાનું ઉડાવનારૂં કારણ બતાવી દુર કીધો.

પણ હવે શીરીનને કયાં મલવું? એ કમસમજ છોકરીને સમજાવીને નીતીની રાહ અખ્ત્યાર કરવાને લલચાવા સારૂં કયાં જવું?

તે રાત્રે હું ભુખ્યોજ સુવા ગયો, ને આખી રાત રડીને મારો તકીયો ભીંજવ્યો.

હું અથરત છું કે તે પછીના મારા દીવસો કેમ પસાર થયા. હું રાબેતા મુઆફિક સઘલું કામકાંજ કર્યો જતો હતો, પણ હું છાકટો હોઉં યા ઉંઘતો હોઉં એવી મારી હાલત હતી. મારા મીત્ર બરજોરજી સિવાય સારાં નસીબે બીજા કોઈનું તે ધ્યાંન ખેંચતુજ ન હતું, અને તેને તો હું જેમ તેમ ઉડાવ્યા કરતો હતો.

હું આગલ હમેશ બરજોરજી સાથ અવારનવાર ફરવા જતો હતો; હવે આખ્ખાં પુનામાં હું એકલોજ ભટકવા લાગ્યો. હું શીરીનની શોધમાં રવડતો હતો, પણ શીરીનનો—મારી માનીતી પ્યારી શીરીનનો—કશો પતો લાગ્યો નહીં.

એક વખત હું એક બાગમાંથી પસાર થતો હતો તે વેલાએ કોઇ બે અબલાઓ મારેથી થોડેક દુર પસાર કરતી હતી. તેઓ માહેલી એક વધારે નાઘલી ઉંમરની અબલા ઉપર મારૂં અકસર ધ્યાંન ખેંચાયું, કાંયકે તેણીની ચાલ ચલણમાં એક અતી ગમગીન અદા જલવાયલી મને નજરે આવી. મેં લગાર દુરથીજ તે નારનો ચેહરો

તપાસ્યો, ને મેં તુરત પીછાંણ્યો. તે મારા કદરદાંન શેઠ મેહેલાશાહની બેટી ગુલાં હતી.

ગુલાનું મારાપર કેટલું બધું હેત હતું તે વાંચનાર જાંણે છે, અને તેથી હું ધસીને તેને મલવા ગયો નહીં એમ કહીશ તો તે અચરત થશે, પણ મને તેમ કરવાને વજનદાર કારણો હતાં.

જો હું ગુલાંબાઇ આગલ જાત તો તે ભલી બાઇ મને જોઈ ખુશ થાત, પણ ખુનીની નાતરસ છુરીના ભોગ થઇ પડેલા તેણીના ભલા મરહુમ પીતાની માહા દુઃખભરી યાદ નવી રવેસે મને જોવાથી તેણીની છાતીમાં તાજી થાત, ને ત્યારે દેખીતી રીતે તેણી ગમ વિસારવા પુને આવેલી જણાતી હતી, તો મારા તરફથી તેણીને જરાબી દુઃખ પેદા થવા દેવાને મારૂં દીલ મુતલગ ચાલી શક્યું નહીં, માટે તેણીને જરૂર મલવાની મારી અતીશે ખાહેશ મને દીલમાંજ સમાવવી પડી.

અને તે ચેહરો! પોતાના બાપની હસતી ને હૈયાતીમાં એ બાનુંનો ગુલાબ સરીખો ખીલેલો ચેહરો આજે કરમાઇને જર્દ થઇ ગયો હતો. આગલ તેણી જે હતી તેનું આજે તે માત્ર ખોખું હતી તે જોઇને અને દયાહીણ નાતરસોએ આવી એક નેકજાદ અબલાને કેવો માહાભારત ગેરઈનસાફ અને અસહ્ય દુઃખ કીધું હતું તેની ગમખાર યાદે મને નવેસર ખરાં જીગરનાં દુઃખે રડાવ્યો. કેહવાની જરૂર છે કે એ આંસુઓમાં શીરીનની ખોહારીને લગતાં ગમનાં આંસુઓ તેટલીજ હદ સુધી ભેલાયલાં હતાં?

---

## પ્રકરણ ૨૦ મું.

### વણવેહેવાઇના ઢંગ.

સદગુણી શીરીનનાં નેકીની નોંક ઉપરથી ગબડી પડવાનો મને જે અતી અસહ્ય દુઃખ ભરેલો અભ્યાસ થયો તેણે મને મારી જીંદગી વટીક અકારી કરી નાંખી. હું આ બોહલી દુન્યામાં માબાપ અને વ્હાલાં વનાનો નમાયો હતો, અને તોબી શીરીનસે પીછાંણુ થવા કેડે હું કુલે દુન્યાની મોહબત અને માયા પામ્યો હોઉં એવો સુખભર્યો સધ્યારો મને થયો હતો, માટે જ્યારે મેં જોયું કે એ મારાં તકલીદ સુખનો મિનારો નહી જાણેલી અને નહીં માનેલી

રીતે જમીનદોસ્ત થઇ ગયો, ત્યારે મારૂં બાલક જીગર તે બલાપો, સંતાપ અને સેતમ તામોશ કરી શકયું નહીં.

અને તોપણ એ અકારી જીંદગીએબી જીવવા વના ચાલ્યું નહીં, એટલે હું મન મારીને મારી ફરજ ઉપર મંડતો. હું મારા વિચારોસે એકલો પડવાને પણ ડરતો, કેમકે તેમ થતાં શીરીનની ખોહારીનું દુઃખ આગના ભભુકપેરે મારી રગોરગમાં પસરી નીકલતું, ને તેથી હું સુનો બેહેરો બાહવરો બની જતો-તે એટલી બધી હદ સુધી કે અગર મેં મારા પોતા ઉપર જરા જોઇતો કાબુ નહી રાખ્યો હોત તો હું મારી એ અકારી જીંદગીનો આપઘાતનાં પાપથી છેડો પણ લાવતે ! એ સબબથી મને કામ વધારે વ્હાલું થઇ પડયું, અને હું કામમાં મન રાખી મારાં દુઃખની દાહે ભુલવાને હંમેશ મેહેનત કરતો હતો.

એક દીવસ મને કાંઇ કામસર સોહલી શેઠના ઓરડામાં જવું થયું. તેઓનું બારણું અરધું વાંકું કરેલું હતું તે મેં વગર ગરબડ કરવે ઉઘાડયું. એજ પલે સોહલી શેઠ જે બારણાં ભણી પીઠ કરી એક ટેબલ આગળ ખુરસી ખેંચી બેઠેલો હતો,—ને જેણે ટેબલ ઉપર પોતાનું માથું નાંખી દીધેલું હતું તે-પોતાના વિચારો વચ્ચે ચોંકી ઉઠયો, અને મને હજી જોયા વગર ટેબલ ઉપર ખીજવાત અને ભારે નીરાશાની ઢપે મુક્કી અફાલી બોલ્યો કે "ઓ ખુદા, ઓ ખુદા, હવે તો હદ થઇ. એના કરતાં તો મોહત ભલું, ને મોહત નહી આવે તો આપઘાત ભલો."

આ ભયંકર બોલો મેં સાંભળ્યા, ને ગરીબ સોહલી શેઠની ઉશ્કેરાઈ આવેલી ઉપલી હીલચાલો મેં અચબુચ અકસ્માતે જોઈ અને જાણી લીધી. એ મારા જવાન શેઠની મને ઘણી દયા લાગતી હતી—તેનાં આપસ્વાર્થી માબાપોની હીણી એકલપેટી ચાલપર મને જેટલો ધિક્કાર બરપા થતો હતો તેટલીજ સોહલી શેઠની તેઓનાં માબાપ તરફની વર્તણુકપર મને અજાએબી અને રેહેમદીલી પેદા થતી હતી, અને વલી આ ઉપલું સોહલી શેઠનું દુઃખ એવી ગંભીર કીસમનું-શાંત સમાધાનીની એકલવાઇ હાલત વચ્ચે અણદીઠ એ દુઃખ એવું ખરાં જીગરનું હતું કે તેઓને મારી હાજરીની અને મેં તેઓની હીલચાલ જોઇ હતી અથવા બોલતું સાંભળ્યુ હતું તેની જાંણ થવા દેવાને મારી મુતલગ છાતી ચાલી શકી નહીં,

ને હું તે મેં અરધું ઉઘાડેલું બારણું પાછું હળવે રહીને બંધ કરીને ત્યાંથી આવ્યો તેમજ નિકળી જવા માંગતો હતો. પણ તેમ બની શકયું નહીં, કાંયજે તેજ પલે બારણાંએ પોતાનાં મીજાંગરાં ઉપર ફરતાં ચીંચવાઇને અવાજ કીધો, અને સોહલી શેઠે તુરત ચોંકીને પાછું ફરીને જોયું. તે મને જોઈને પેહેલી પલે ચીરડાઇ ગયો ને મારાં આંગ ઉપર ધસ્યો. "સબુર કર, કાવલા-કાવસ," તેણે આવીને મારો હાથ પકડતાં કહ્યું, "ખરૂં કહે, તું હયાં કયારેકનો ભરાયલો છે?"

"હું તમોએ મને જોયો તેજ વખતે આવ્યો, સોહલી શેઠ," મેં કહ્યું, "અને તમોને એકલા ગંભીર વિચારમાં પડેલા જોઇ હું તુરત પાછો હટી જતો હતો."

"પણ ત્યારે હમણાં મારાથી બોલાઇ ગયું તે તેં સાંભળ્યું કે ની?" તેણે ધીમા ખોખરા સાહદે પુછયું.

"હું તે ના પાડી શકતો નથી," મેં કહ્યું.

"અને ત્યારે તુંએ જે સાંભળ્યું તેની જઇને તારા ભાંઇબંધ નોકરોમાં વાત કરશે, નહીં?" તેણે કાંઇક અજબ રૂપે જોશમાં આવી પુછયું.

"સાહેબ," મેં લગાર ગુસ્સાનો દેખાવ કરી કહ્યું, "હું કોઇની ગીબત કરવામાં કદી મોજ મેલવતો નથી, ને તેથી મારે માટે એવો હલકો વિચાર ધરાવી તમો મને ખચ્ચીત ગેરઈનસાફ કરોછો."

"ખરૂં, ખરૂં," સોહલી શેઠે તેની સુદ્ધ ઠેકાણે આવી હોય તેમ પોતાનાં કપાલપર હાથ ડાબી કહયું. "કાવસ હું દલગીર છું કે હું વીસરી ગયો કે તું એક શ્યાંણો ને સમજુ છોકરો છે. પણ વારૂં મને કેહે, શું અહીંના નોકરો બધા મને હસતા નથી ને આપસ આપસમાં મારી ઠેકડી કરતા નથી?"

"શેઠ," મેં કહયું, "જો એ સવાલનો હું જવાબ આપું તો હું તમારોજ ખાશ નોકર છું જાંણી મને કોઇ તમારી હાલતનો સવાલ કરે ત્યારે હું તેને આ વેલાનીજ પેઠે ખરી હકીકત કહી નહીં દઇશ તે વાત તમે કેમ માનશો?"

"ખરૂં કાવસ, વલી ખરૂં છે," તેઓએ કહયું. "આજે મારી સુદ્ધ ઠેકાંણે નથી-પણ તુંએ આજે જે જોયું અથવા સાંભળ્યું,

હોય તે વાત દીલમાંજ રાખજે"–અને મારી તરફનો કશોબી જવાબ મેલવવાંની કનવાર કરવા વના તેઓ ઓરડામાંથી બાહેર જતા રહ્યા.

એજ દીને સાંહજે મટલો મીઠાઇવાળો પોતાની મોહરદાર અને પોતાની ચેહરેનમુન બેટી દીનુમાય સાથે મારા શેઠને ઘેર ફરીથી જમવા આવવાનો હતો. મોટા શેઠે જે દીવસથી પોતાના દીકરા માટે આ કુલને શોધી કાઢયું હતું તે દીવસથી મોટી 'પારટીઓ' આપવી મોકુફ કરી હતી. એમ કરવાનાં ઘણાં કારણ હતાં. એક તો શેઠની તીજોરીનું તલીઉં આવી ગયા ઉપરાંત બાલેબાલ તેઓ કરજદાર થઇ ગયા હતા, બીજું તો મટલો મીઠાઇવાળો હાથ આવવાથી સોહલી શેઠને માટે કોઇ છાંડાવારી છોકરી એવી પારટીઓ આપીને બાહેર શોધવાની ખટપટ તુરત વેલા મટી હતી, ને ત્રીજું તો મટલો ને તેનું કુટુંબ એટલું અનાડી, અભણ અને એબીયલ સરીખું હતું કે તેઓને સુધરેલી સોસાયટીમાં પોતાનાં દોસ્ત અથવા મેહેમાંન તરીકે 'ઇનટ્રોડયુસ' કરવાને મારા મોટા શેઠને મોટી ખેજાલત લાગતી હતી,–અને તોબી વાંચનારે યાદ રાખવાનું છે કે એજ મટલા મીઠાઇવાલાની પેલી એબદશા સરખી દીકરી સાથે પોતાના દીકરાની શાદી કરી તેનો સંસાર ઉંધો મારતાં તે દયાહીણ બાપને કશી શરમ યા કશી શંકા થતી હતી નહીં!

રાત્રે મટલા મીઠાઇવાલાની ભપકા ભરેલી "બરૂમ" આવી ને તેમાં એ ઘેલા ઘાંચીનું કુટુંબ આવ્યું. એ દીવસે ટેબલ ઉપર હાજર રેહેવાની મારી વારણુ હતી એટલે મેં જોયું કે મટલા મીઠાઇવાલા કરતાંબી તેની ધણીઆંણી મક્કી ઢીમરી વધારે ઇતર અને તેથી વધારે ધિક્કારવા જોગ–વધારે છાકટી હતી!

તેણી એટલી તો બેઅખત્યાર દારૂ પીતી હતી કે ટેબલપરની રીતભાતનો તેણીને ખ્યાલ વટીક હોય નહી એમ નક્કી જણાતું હતું, ને મારા બીજા ભાઇબંધ નોકરોનાં કેહેવા પ્રમાણે આજે તો આ ડોસી હદજ કરી રહી હતી. તેને એટલો બેઅંદાજે દારૂ પીતાં જોઇ સૌ ગભરાતાં હતાં. મોટાં બાઈ ને મોટા શેઠ ખુરસીપર ખરવખર કરતાં હતાં, સોહલી શેઠ ગંભીર અકરવકર કરતો હતો, મંચી મીઠાઈવાલો ખંખારપર ખંખાર મારતો હતો ને દીનુમાયને ઠાંસાપર ઠાંસો આવતો હતો, પણ મક્કી ઢીમરી તેનાં ભાડેનાં અસલી ઘેર ને ગામની રાંધણીમાં એકલી ખાવા બેઠી હોય તેમ આસેપાસેની

જરાખી કનવાર કર્યાંવના જંગલમાંથી ઉંચકી લાવેલાં વાદરની પેઠે દખુસાપર દખુસા ભરતી હતી, તે ગલાસપર ગલાસ ભરી ભરીને દારૂ ગલાંમાં એક ટાંસે રેડતી જતી હતી!

મચી મીઠાઇવાલો મોટે મોટે સાહદે વાત કરતો ને વાત કરાવીને તેની ધણીઆંણીની સુદ્ધ ઠેકાણે લાવવા કે દારૂની વાત વીસરાવવા માગતો, પણ તે છાકટી ડોસીએ તો આજે જાંણે પારકે પૈસે આ દારૂની દીવાલી કરવાના કસમજ લીધા હતા!

હવે વાત બેહેકી. તેણી પોતાની ખુરસી ઉપર પવનમાં હીલતાં ઝાડપેરે ડોલવા લાગી, અને દારૂની અડગરી ને અટકાર વચ્ચે ફાડું ફાડું બકવા લાગી. એમ કરતાં તેણીની નજર મારાપર પડી. "હે ધનજી હેટ—હીક"—તેણે મારા ગમ જોઇ અડગરીપર અડગરી ખાતાં કહયું, "એ આ મુ—મુઓ છો—છોકરો હીક—કીએ ગામનો?—હીક. મુવો મ—મજેનો લાગે તો—હીક."

"તેણીનાં આ છેલ્લાં વાકયથી મને એટલી શરમ લાગી જે હું તેણીની નજર સાંમેથી ધિક્કાર સમેત ખસી ગયો. હવે દીનુમાય ઉઠી.

"માએજી" તેણીએ કહયું, "તમે આવો—હું તમારા હાથ ધોવરાઉં, તે પછી જરા અરેટાઇ જાવો. તમારૂં મદઇનું માંથું દુઃખતું હોશે."

"મ—મરેરે દીની," ડોસીએ કહયું, "તુંને કો—કોણે કહયું જે માથું દુઃખે? હીક—ખહ, ખહ—જ—જરા પેલી મોવરાંની બાટલી આપજો તો"—અને કોઇએ નહી આપી એટલે તેણે પોતેજ લાંબો હાથ કરી તે લીધી.—બીજી થોડીક પલો—અને મકી ઢીમરી બેઠી હતી તે ખુરસીપરથી ઢીમરાંની કાંની અફૂલાઇને હેઠે પડી!

---

## પ્રકરણ ૨૧ મું.

### બાપ અને બેટો.

નોકરોમાં દોડાદોડી થઇ ગઇ, ઓરડામાં ધબરાટ થયો—સૌ પોતાની ખુરસીપરથી ઉઠીને ઉભાં થયાં—ને દીનુમાયની ખુદા જાંણે ખરેખાત છાતી બેસી ગઇ કે તેણે છાતી બેસવાના તકસર ને ટાંકણુંસર ઢોંગ કરવાને દુરસ્ત જોયું.

મોટા શેઠના ચેહેરાપર આ વેલાએ મારી નજર ગઇ ને મેં તેઓને ઘણા ગંભીર બનેલા જોયા. તેઓની એક ઇશારતથી પુરૂષ નોકરો ને તેઓ સાથ હું પણ–બાહેર નીકલી ગયા, અને આ નામો- શીના દેખાવ ઉપર બારણાંમાંથી બાહેર જતાં ફરી એકવાર નજર નાંખ્યા વના મને ચાલ્યું નહીં, એટલે તેમ કરતાં મેં જોઇ લીધું કે સોહલી શેઠને ફાંસી ચઢાવાનો હોય તેવો તેનો ચેહેરો ફીક્કો અને ઉદાસ પડી ગયો હતો.

એ પછી અરધે પોને કલાકે "મનચેરજી શેઠ"ની ગાડી પો- કારવાનો હુકમ થયો, ને ગાડી બંગલા આગલ આવતાંજ તે ત્રણુ જણાં ઘર જવા નિકળ્યાં. તેઓને હંમેશ મુઆફિક આજે પણ કશું બન્યુંજ નહીં હોય તેમ મોટા શેઠ, બાઇ ને સોહલી શેઠ હેઠેવેર મુકવા આવતાં હતાં. આ વેલાએ હું દાદર આગલજ હતો ને મેં જોયું કે મટલો આજે ખાખસુસ હમેશ કરતાં વધારે મોટે ને સૌ સાંભળે તેમ વાત કરતો ઉતરતો હતો.

"અરે ફીકરૂં રે હાબ ફીકરૂં," તે ફીકરાં બોલપર ભાર મુકી નોકરોને સંભલાવા બોલતો–"ઘણાબી હકીમોની દવા ખાધી ને ઘણા- બી ડાકટરો મઠેલા પણ એ અભાગણું દરદ ભાગતું નથી, ને બો- લતાં બોલતાં ખાતાં ખાતાં કે બેઠાંબેઠાંમાં તે મકીબાઇને ઉભરઇ આ વે."

મટલા મીઠાઇવાલાનાં બોલવાથી મને કદી હસવું આવ્યુ ન હતું, પણ આજે એ બેવકુફ જે આસેપાસેનાં બધાંનેજ ગમાર ને બેવકુફ સમજતો હતો તે તેની સમજ શકિત માટે મને મુછમાં હ- સ્યાવના ચાલ્યું નહીં.

મટલા મીઠાઇવાલાનાં ગયા પછી મને ચેન પડયું નહીં. શી- રીનની સોહાંમણી સીકલ તેણીએ લીધેલાં પાપનાં પગલાંની યાદ સાથ મારાં મગજમાં તાજી થતી, ને મારૂં મગજ સંતાપના તાપથી આગપેરે તપી આવતું. એટલા માટે હું બાહેર ખુલ્લી હવામાં ગયો. રાતનો સમો હતો, ને બાગમાં થોડાંક ફાણુસ હતાં તોબી બે ચાર ઝાડોની ભરી લીધેલી વારની પછવાડે જ્યાં એક બાંક હતો ત્યાં ત- મામ અંધારૂં હતું માટે તે ઉપર જઇ હું નીરાંત કરી બેઠો.

હયાં બેસવાને મને પાંચ મીનીટ થઇ નહી તેટલાં મેં ઉતા- વળમાં તે તરફ આવતાં કોઇનાં પગલાં સાંભલ્યાં, અને પછી તુરતજ વલી તેની પુઠે કોઈ બીજું આસામી આવતું હોય તેવાં બીજાં પગલાં

સમજાયાં. એ પછી, મને સાહદ આવ્યો જે મેં તુરત મારા મોટા શેઠના સાહદ તરીકે પીછાંણ્યો, અને તેના જવાબમાં સાહદ મલ્યો તેથી મેં જાણ્યું કે આગલ જે દોડી આવ્યો હતો તે સોહલી શેઠ હતો, ને પછવાડે તેનો બુઢો બાપ હતો. તેઓ હું જ્યાં બેઠો હતો તેથી થોડેજ કદમ દુર મારી બેઠકની બરાબર સામેજ એકઠા થયા હોય એવું મને લાગ્યું ને ત્યાંજ હભા રહી તેઓ વાત કરવા લાગ્યા. હું રાતનાં સીહા અંધારામાં તેઓને જોઇ શકતો ન હતો, ને બેશક તેઓને પણ કશો ખ્યાલ ન હતો કે હું એટલો પાસે હતો, અથવા તેઓની વાત કોઇબી સાંભલતું હતું. તેઓની ઉશકેરાયલી ખાનગી ગુફતેગો સાંભલવાને મારૂં જરાએ મન ન હતું, પણ હું સમજ્યો કે એકાદ બે પળ તેઓ વાત કરી ત્યાંથી ચાલી જશે, માટે હું બાહેર નીકલવાને બદલે જ્યાં બેઠો હતો ત્યાં ગુપચુપ બેસી રહયો; પણ છુટા પડવાને બદલે તેઓએ જ્યારે વાત વધારે વાર ત્યાંજ ઉભા રહી આગલ ચલાવી, ત્યારે તે વાતની ગંભીરતા ને અરસ પરસના ગુસ્સાને દરમ્યાંન જાહેર થઇ તેઓની નહીં ઘટતી નાપસંદગી હરી લેવાને મારી હામ ચાલી નહીં, એટલે હું એ એતેફાકે તેમની સઘલી વાતચીત સાંભલી શકયો.

“સબર સોહલી,” મોટા શેઠ પુઠે આવી મારી જગ્યાની સાંમેજ સોહલી શેઠને પકડતાં કહ્યું હોય તે ઢપે બોલ્યા, “મને કહે તો ખરો કે તું કયાં જાય છે?”

“કયાં જાઉં છું?” સોહલી શેઠ ખરા ખીજવાત ને ઉંઘાડા તીરસ્કારની ઢપે બોલ્યો, “જ્યાં જવાશે ત્યાં જવશ. આ કંગાલ જગ્યાએ અને એવાં એકલપેટાં ઘાતકી માબાપો સામે તે હું કેટલીક ધીરજથી ઠડીને બેસી રહું? જે બલા સાથે તમોએ તમારી હોરમત સાચવવા મારૂં સુખ વેચી મને પરણાવા કાઢયો છે તે બલાકદીને કોઇ ખુબસુરત અબલા હોતે તોબી તેનાં આ નારવા માબાપોને ખાતર હું તેને પડતી મેલતે તો એવાં એક દુર્ગુણી છાકટાં કુટુંબમાં મને જમાઇ તરીકે આપતાં તમારાં દીલમાં જરાબી દગદગો થતો નથી?”

“દગદગો પુછેછે વારૂં સોહલી દીકરા?” ધનજી શેઠે કરગરીને—કગલીને કહ્યું. “તુંને એ રીતે તારી મરજી ઉપરાંત પરણાવાના ખ્યાલે અમારાં તો કલેજાં કપાઇ જાય છે, પણ બીજો રસ્તો

નથી. યા તો આપણુ સઘળાંઓનું સત્યાનાશ અથવા તો આ નાપસંદ લગન–તે વના બીજો કશો ચારોજ નથી."

"તો ભલે સૌનું સત્યાનાશ વલો," સોહલી શેઠે ઘણુાંજ જોશથી—જહનુનથી કહ્યું; "હું સાફ કહુંછું બાવાજી કે એ મટલાની દુકતી સાથ હું કદી નથી પરણુવાનો. આપણે મેહેનત મજુરી કરી પુરૂં કરશું, પણુ એવા પૈસાવાલાને ઘેરની દીકરી લાવવાથી જે પુરૂં થશે તેથી જુદીજ કીસમનાં સુખથી આપણે આપણું પુરૂં કરીશું. હવે હું ઠેડાવ કરી ચુકયો છું ને તે ઠેડાવ કદી હું ફેરવનાર નથી. તમોએ બેશાશક એ મટલાને કાલે કેહેવડાવવું જે એ કાંઇ ભરોસે ભુખ્યો નહી રહે."

"અને કાલે"—ધનજી શેઠે ઘણાજ ધીમા, ઘણાજ ગમગીન–ગંભીર સાહદે કહ્યું—"અને કાલે માંગનારાઓ આવી આપણું ઘર તારાજ કરશે, ને તારા બાપની કરોડો રૂપીઆની હોરમત ફકત એ તારા ઠડાવને ખાતર તમામ ધુલ મલશે."

"પણુ તેનું મને શું કહોછો?" સોહલી શેઠે ખરેખર ચીરડાઇને કહ્યું. "તમોએ અત્યારમાંજ મને શું થોડું નુકશાંન કીધું છે? તમોએ પોતે પોતાને લુટયા છે એટલુંજ નહીં પણુ મનેબી લુટીને તમોએ ખાલી કરી નાંખ્યો છે"

"સોહલી—સોહલી"—ધનજી શેઠે કહ્યું.

"હવે સોહલી સોહલી શું?" સોહલી શેઠે કહયું; "મને ખરી વાત બોલવા દેઓ. હયાં કોઇ ત્રીજું સાંભળનારૂં નથી તો ખરી હકીકત મને કહી લેવા દેઓ. જો તમોએ ખરચાલ—હદ બાહેર ઉડાઉ હાથે મારા મોટાબાવાની દોલત ફનાફાટીયો નહી કરી મેલી હતે તો તે એટલી બીસીયાર હતી કે તે મને અને મારાં બચ્ચાંઓનેબી મનમાનતી રીતે ચાલતે ને પુરતી થઈ પડતે. તે તમોએ ખરચી ખાધી એટલુંજ નહીં પણુ કાકાના બેહેસ્તી નવલુએ મારાં નામપર કરેલા ત્રીસ હજાર રૂપીઆબી તમોએ મને વાહીને મારી સહીઓ કરાવી લઇ તમારાં નામપર કરાવી લીધા, ને પછી તેબી ઉડારી મેલ્યા."

"સોહલી—સોહલી," ધનજી શેઠે અરધે રડતે સાહદે કહયું, "આજે તું અતેરૂં કરે છે. હું શુગરાનાં કરૂં છું જે સીહા અંધારૂં છે, કેમકે એક દીકરાના તીર જેવા ઠબકાના બોલોથી બાપને જે

શરમાવું પડે છે તે શરમ અંધારામાં તે દીકરો જોવા પામતો નથી. અને તોબી તું મને કેટલો ગેરઇનસાફ કરે છે.. તારી માએ અને હું જે કાંઇ કરીએ છીએ તે તારેજ ખાતર કે કોઇને ખાતર? અમે જીવી જીવીને હવે કયાં વેર જીવવાનાં? તો અમારાં મુવા બાદ અમારાં બચ્ચાંની આંટ નહીં તુટે તેના તો આ પછાડા મારીએ છીએ, ને તું બેકદર થઇ આવો અપજશ આપે છે? તુંને સારે ઠેકાંણે ફકત એટલાજ ખાતર અમો પરણાવવા માંગીએ છીએ–"

"કેવું સારૂં ઠેકાંણું!" સોહલી શેઠે માહા ધીક્કારથી, તીરસ્કારથી–અનકાર્થી હસીને કહ્યું. "સારાં ઠેકાંણાંમાં જોઇએ તો અભણ મટલા મીઠાઇવાલા અને છાકટી મક્રી ઢીમરીની દીકરી દીની!" અને હયાં અતીશે તકોરથી દેવાનાં આદમીના હસવાની પેઠે તે મોટેથી હસી પડયો.

"છોકરા, છોકરા આજે તું દીવાનો થયો છે," ધનજી શેઠથી હવે નહીં તામોસ થવે કહ્યું.

"તો નહીં શું?" સોહલી શેઠે કહયું, "મારાં માએ બાપે મને દેવાંનો બનાવી મેલ્યો તો દેવાનો નહીં કાંય થાઉં! પણ બાવાજી હું ફરી અને ફરીને કહુંછું કે હવે હું ઠેડાવ કરી ચુકયો છું, અને તે ઠડાવ હું મુતલગ ફેરવનાર નથી.

"તો મારો ઠેડાવબી સાંભળી લે," ધનજી શેઠે હવે કહયું–ને તેઓનો સાહદ આપણાં રૂવેરૂવાં ઉભાં કરે એવી કીસમનો ધારો–જારો–ખોખરો હતો. "અગર તું એ તારા ઠેડાવથી સર ફેરવનાર નથી તો મારોબી ઠેડાવ જાણી લે કે આવતી કાલે તારાં કેહેવા મુજબ હું મટલા મીઠાઇવાલાપર નાની ચીઠી લખશ ખરો, પણ તે ચીઠી લઇને કાવલો દરવાજામાંથી બાહેર જશે નહીં તેટલાં હું મારા ઓરડામાં ફાંસો ખાઇને મારો જીવ કાઢી નાંખશ એ મારો તારા જેટલોજ નકકી ઠેડાવ છે. હવે બોલ શું કહે છે? તું શું તારા બાપનો આડકતરી રીતે ખુંની થવા તૈયાર છે?"

"નહીં, ઓ ખુદા નહીં?" સોહલી શેઠે ઉતાવલા ગભરાટમાં જવાબ દીધો. "પણ શું ત્યારે આપણે માટે બીજી એકે બારી નથી?"

"એકબી નહીં," ધનજી શેઠે કહ્યું, "સિવાય કે મંચીનાં જેટલોજ દોલતવાલો તુંને કોઇ બીજો સસરો મલી જાય, કે જે બનવું તમામ મુશ્કેલ છે."

"નહીં બાવાજી તમામ મુસ્કેલ નથી," સોહલી શેઠે હવે નરમ પડી જઇ વિચારવંત ઢપે કહયું. "જુઓ, હું અહીંથી કાંઇ કામને બ્હાંહણે આ કારજ તોડી નાંખ્યા વગર પાછો કાલે મુંબઈ જાંઉ, અને ત્યાં જઇ કોઇ એવી પૈસાવાલી અને મારાં મનને વધારે અનુસરતી છોકરીની એકાદ બે માસ રહીને ખોલ ચલાઉં. તેમાં જો આપણે ફાવ્યા તો ઘણું સારૂં, નહીં તો અંતે તે પછી એ મંચીની છોકરીને આપણે કબુલ રાખશું."

"દીકરા તારો એ વિચાર ઘણોજ નેક છે," મોટા શેઠેબી હવે તદન નરમ પડી જઇ કહ્યું, "પણ તું બે ત્રણ મહીનાની ઢીલ કરવા માંગે છે તે અરસા સુધી માંગનારાઓ થોબશે નહીં, કેમકે તેઓ જાંણે છે જે આ ચાલું મહીનામાંજ લગન તો થવાનાં છે."

"તો ઠીક છે, તેનોબી આપણે રસ્તો કરીએ," કલાબાજ સોહલી શેઠે કશાંથી માહત નહીં થતાં કહ્યું, "કાલે મારાં ગયા પછી હું મુંબઈમાંનાં 'અખબારે દરપણ'માં મારા વગથી એક ફકરો ઘુસાડશ કે "શેઠ ધનજીભાઇ બેહેલા બોગાના સાહેબજાદા ભાઇ સોહોરાબશાહની શાદી પુનેવાલા શેઠ મનચેરજી મીનોચેહેરજીની એકપુરી બેટી સાથ જે ચાલુ માસમાં બરી ધામધુમથી થનાર હતાં તે એ બેહેલા બોગાનાં ખાનદાંનનાં કોઇ દુરનાં ખેશીનાં મરણના શોગમાં તુરત વેલા બે ત્રણ માસ મુલતવી રાખવામાં આવ્યાં છે." આ ફકરાથી આપણું ઘણું કામ સરશે. એકતો માંગનારાઓ લગન નક્કી છે સમજી બે ત્રણ માસ વેર ઘણીજ ધીરજથી ને વધતી ખુશીથી નરમ પડશે, બીજું તો મંચી એ રીતે આપણાં પુરાતન ખાનદાનમાં તેની દીકરી પરણાવાની છે તેની વાત પેપરમાં જાહેર થવાથી ખુશ ખુશ થઈ જશે, ને ત્રીજું તો હું જે મકસદે મુંબઈમાં જાંઉ છું તેનો એ મંચીને કે કોઇનેબી જરા પણ વેહેમ આવશે નહીં."

આ સઘલું મોટા શેઠનાં ધ્યાનમાં બરાબર ઉતર્યું, ને તેઓએ એ ગોઠવણપર ખુશી બતાવાથી તેઓ બંને ધીમેધીમે ત્યાંથી એજ વીગતપર વધારે વાત કરતા ચાલતા થયા.

તેઓને કેટલી થોડી ખબર છે કે તેઓનાં આ કલાબાજ કાવતરાંની માહીતગારી તેઓના પોતાના જેટલીજ એક ત્રીજાનેબી છે!

---

## પ્રકરણ ૨૨ મું.

### ગુલાં અને શીરીન.

બીજી સહવારે આગમચની રાત્રે થયલા ઠેડાવ મુજબ સોહલી શેઠ મુંબઇ જવા નીકલ્યો, અને સાથે મારા મીત્ર ભાઇ બરજોરજી કાચમેનને લેતો ગયો. તેનાં ગયા પછી નોકરોમાં વાત ફેલાવામાં આવી કે શેઠનું કોઈ લગાર દુરનું સગું મરણ પામવાથી સોહલી શેઠને એ રાતે મુંબાઇ અચબુચ જવું થયું હતું.

એ પછી ગયાં પ્રકરણમાં સોહલી શેઠે સુચવ્યા પ્રમાણેનો એક ફકરો 'અખબાર'માં છપાયો ને તેમાંથી બીજાં પત્રવાલાઓએ ઉતારો કરી લીધો, કાંયકે મોટા શેઠ હજી સોસાયટીમાં મોટા ગણાતા અને જણાતા હતા. આ ફકરાના સબબે માંગનારાઓને મોટી ધીરજ મલી, ને તેઓ ઘણી ખુશીથી વધતી ધીરધાર કરવા પડયા.

એ રીતે કેટલાંક અઠવાડીયાં વહી ગયાં પણ સોહલી શેઠ કાંઈ પાછો આવ્યો નહીં. મંચી મીઠાઇવાલો ને તેનું કુટુંબ તો કાયદાસર અને રાબેતા પ્રમાણે પોતાની મુલાકાતો અમારા શેઠ શેઠાણીને આપ્યાંજ જતાં હતાં, એટલે હજી કોઈને સ્વપ્ને પણ વકી નહીં હતી જે એ કારજ તુટવાનું છે, અથવા તેને માટે બાહરે બાહેર કાંઇ ગરબડ ચાલે છે. સોહલી શેઠનાં મોટા શેઠપર અવાર નવાર કાગલો તો પુશ્કલ આવતાં, પણ તેઓ જે ખોલ કરવા નીકલ્યા હતા તેમાં કેટલી હદ સુધી ફતેહમંદ થતા હતા તે હું કશું જાંણી શકતો હતો નહીં.

એક દીવસ હું ફરતો ફરતો ઘણો દુર નીકલી ગયો, અને ત્યાં એક જગ્યેથી પસાર થતાં એક બંગલાની દેવાલ ઉપર મેં મારા બેહેસ્તનશીન શેઠ મેહેલાશાહાના ભાઇના છોકરા નાદરશાહ જેઓ પુનામાં મોટા માસ્તર હતા તેઓનાં નામનું પાટીયું વાંચ્યું. વાંચનારને યાદ હશે કે શેઠનાં ખુંનની કેફીઅત સાંભલી તેઓનાં જે સગાંઓ અમારાં ઘેરમાં આવ્યાં હતાં તેઓ માંહેલો આબી એક હતો, અને મેં થોડુંએક પર ગુલાંબાઈને પુનામાંજ ફરતી દીઠી હતી એટલે હું તુરત અનુમાન કરી શકયો કે તે બાંનુ એજ ગ્રહસ્થનાં ઘરમાં પોતાની કાકી સાથે હવાની ફેરબદલી સારૂ આવી રહી હશે. આ વેલાએ તેણીને મલવાને મને અતીશે મન થયું, કેમકે તેણીને

મલીને કમબખ્ત શીરીનને લગતી અવલથી આખેર વેર સઘલી હકીકત કહી એ ભલી બાઇની સલ્લાહ લેવાનો મારો એરાદો હતો.

એ ઉપરથી હું બંગલાના દરવાજા આગળ ગયો જ્યારે તેમાંથી મેં એક લાલ્યા નોકરને પસાર થતો જોયો. મેં તેને થોભાવ્યો, અને "મેહેલાશાહ શેઠનાં ગુલબાઇ અંદર છે યા નહી" તે પુછયું. "નહીં છાબ," તે લાલ્યાએ કહ્યું, "તેવણુ તો છેટાંણી છાત છુરત તરફ ગયલાં."

"શેઠાણી કોણુ ?" મેં પુછયું.

"એ કુંવરબાઇ અમારાં છેટાંણી, ઓલખ્યાં કેની ?" લાલ્યાએ ઓલખ આપી, "આ અમારા નાદરછેટનાં માએ."

"એ બાઇઓને સુરત કેમ જવું થયું ?" મેં વલી પુછયું.

"છું કરે છાબ," નીમકહલાલ લાલ્યાએ ખરી વફાદારીની ગમગીનીમાં જવાબ દીધો, "મારતાઓનું છ્યાનાંછ વલી જાય તે મેહેલાછા છેટને છરીથી મારેલા તેરની એ બાઇની બહુજ માંઠી અવછ્છા થયલી. છેટનો જમાઈ દાદીબા છેટની બધી માલ મીલકત લેઇને બેઠો ને એ બાપડી રવરી મરેલી. પણુ એને કાંઇ પઇછાનો ગમની મરે છે જો છેટ, એને તો એના બાપનાં ખુંનનીજ આગ હજી બલ્યા કરે—પણુ છેટ તમારી આંખમાં આંછું આવેલાં, તમે છેટના કાંઇ છગા થતા ઓછો?"

"નહી બા, પણુ તે શેઠની મારાપર અતી ઘણી મેહેરબાંની હતી," મેં તે મેહેરબાંનીઓની યાદે દચકાંથી ગુંગલાતી છાતીએ જવાબ દીધો, ને પછી ત્યાં વધુ વાર નહીં થોભાયાથી હું ત્યાંથી એકદમ ફરીને ચાલતો થયો.

હું થોડુક આગલ ગયો નહી કે પુઠેથી ધસારાબંધ આવતી એક તેજી ઘોડાની ગાડીપર મારૂં ધ્યાન ખેંચાયું. હું સેહેજ બાજુ થઇ ગયો. તે એક ઉઘાડી ફેટન હતી, અને તેમાં એક ઓરત અને એક મરદ બેઠેલાં હતાં. તે ગાડી મારા પાસથી ઉતાવલી પસાર થતાંજ અંદર કોણુ બેઠાં હતાં તેપર અચાનક મારી નજર પડી, ને મારાથી ઉછલીને 'શીરીન' કરી મોટેથી બુમ મરાઇ ગઇ.

શીરીને મને જોયો યા નહીં તે હું ચોકસ કહી શકતો નથી. જોયો હોય તો તુરત અખાડા કીધા એમાં લેશ પણુ સંદેહ નથી,

અને તોપણ ગાડી મારી નજર આગળથી નીકલી જવા પછીથીબી ક્ષણીક પલ સુધી હું તેજ તરફ ટીકતો ટીકતો ઉભો રહયો.

પણ વાંચનાર પુછશે કે શીરીનની સાથે કોણ હતો?—અફ્‌સોસ, તેના જવાબમાં મારે કહેવું છે જે તે કોઈજ નહીં પણ પેલો લુચ્છો જમસુ ચણાપાપડી હતો. તે તેની સોડમાં બેઠેલો હતો ને શીરીન તેનાસે ખોલ્લી ખુશીમાં હસી હસીને વાતો કરતી હતી! એ હસવા વચ્ચે—તેણીનાં એ પાપની નામોશી વચ્ચે પણ તેણી અતીશય મનહર જણાતી હતી, અને તોબી એજ તેની ખુબસુરતી તેને એક શરાપ અને કદુવા થઇ પડી હતી ને તેણીએ પાપરાહ અખ્ત્યાર કરી હતી, તો મેં ઇચ્છયું કે મેં આજે તેને જીવતી જોઇ તે કરતાં મુવેલીજ જોઈ હોત તો મારી લાગણીઓને ખાતર તે બેહેતર થાત.

---

## પ્રકરણ ૨૩ મું.

### નવું કારજ.

ઉપલા બનાવોને વલી એકાદ બે અઠવાડીયાં ગુજરવા કેડે મારા શેઠના બીજા મારા ભાઇબંધ નોકરો વચ્ચે ગુસ-ગુસ ચાલી રહી કે સોહલી શેઠનું મંચી મીઠાઇવાલાની છોકરી સાથનું કારજ તો તુટવાનું છે, ને સોહલી તો મુંબઈમાંનાજ કોઇ શેઠયાને ઘેર અદરાવાની તૈયારી કરે છે!

એ વાત પેહેલી બોલાયાને બે દીવસ થયા પછી ત્રીજે દને મને બરજોરજી કોચમેન તરફથી એક કાગલ મલ્યો. તેમાં તેણે લખ્યુ હતું કે તે રોજ મને યાદ કરતો હતો, ને રોજ મારાપર કાગલ લખવા માંગતો હતો, પણ કાંઇને કાંઇ અડચણના સબબે તેમ કરવું તેને ફાવતું ન હતું. એ પછી તેણે પોતાની ખુશી જાહેર કરી લખ્યું હતું કે "મંચી મીઠાઇવાલાની દીકરી દીની સાથનું સોહલી શેઠનું કારજ તો હવે તદન તુટી જવાનું છે, કેમકે સોહલી શેઠ અતરેના ફરદુનજી પટેલ નામના એક શેઠયાને ઘેર અદરાવાનો છે. તેની છોકરી ૨૧ વરસની સોહાંમણી ને દેખાવલી છે, ને તેણીનું નામ આઇમાય છે. એ આઇમાયને તેનો બાપ પોતાની ગુંજાસ પ્રમાણે મોટી રીત આપવાનો છે, જેથી મંચીની દાકણ જેવી દીકરીને પડતી મેલવાનું મોટા શેઠ ને શેઠાંણીને પણ સારૂં લાગ્યું છે."

મારાબી પગારો ચઢી ગયા હતા, પણ જ્યારે હું ખુશી થયો કે સોહરાબી શેઠને બીજું શ્રીમંત સાસરૂં હાથ લાગ્યું, ત્યારે તે ફક્ત એટલાજ માટે કે દીની કરતાં કોઇ વધારે લાયક ખાનદાન તેને મલી ગયું હતું, પણ મારા બીજા ભાઇબંધ નોકરો તો જ્યાં ત્યાંથી જે તે એક ઠેકાંણે લગન થઇ જાય તો ચઢેલા પગારોની પીડા પટે તેથી ખુશી થતા હતા.

પણ હવે મંચી મીઠાઇવાલો જ્યારે જાણશે કે આટલા આટલા દીવસ વેર તેને ફક્ત એક ઓથાં તરીકે હાથતાલી આપવામાં આવી છે ત્યારે એ ભાઠેલો કોણ જાંણે શું એક કરશે તેની મને ચટપટ થવા લાગી. એ ચટપટનો જલદીજ નીવેડો આવ્યો, કેમકે તેજ દીને સાંજે હંમેશ મુઆફેક મંચી પોતાની મોહરદાર અને બેટી સંગાથે પોતાની બે ઘોડાની ભપકા ભરેલી ગાડીમાં અમારા બંગલામાં આવ્યો. એ વેલાએ સારાં ભાયગે હું એટલા આગલજ હતો એટલે શું થયું તે સઘલું હું જોઇ અને જાંણી શકયો.

શેઠ અને શેઠાંણી મંચીની ગાડી દરવાજામાં આવતી ઉપરથી જોઇને તુરત બાહેર જતાં હોય તેમ હેઠે ઉતરી પડયાં, અને દાદર પરજ એ ઘેલા ઘાંચીનાં કુટુંબને મલ્યાં.

"ઓ હો હો ધનજી હેટ, કોણના વેહા કરવા નીકલી પડેલા?" મંચીએ દાદરપરજ અધવચ્ચે શેઠને રોકી રાખેતા મુઆફેક પોતાની કાબેલીયત બતાવી પોતાનો રકાસ ચલાવ્યો, "દીનુમાય, તારા હહરા થતા તો જેરે જોઈએ તેરે કામમાં ને કામમાં ને મમભાઈ ગામમાંજ હો, હા–હા–!" અને જાંણે શું એક કેહેવત બોલી કેવીક કાબેલ રમુજ કીધી હોય તેમ મટલો હસી પડયો એટલે તેની ઓરત અને છોકરીએ તુરત તેનો દાખલો પકડયો.

પણ આજે એ શું મોહકાંણ! હંમેશ ધનજી શેઠ કાંઇ દમ જેવું નહીં હોય તોબી ખડખડાત હસી દીએ, અને શેઠાંણી તુરત તેમ કરવા ઉતાવલ કરે, પણ આજે તો કોઈ વ્હાલું મરી ગયું હોય તેમ ગંભીર ને કરડાં થસ થઇ ઉભાં હતાં!

"હેં, એ હું થીઉ?" મટલો મીઠાઈવાલો દઘાઇને એમથી તેમ ને તેમથી એમ પોતાનું અધમણીયું માથું હલાવી હલાવીને સૌનાં કોઠાં જોઇ રહ્યા કેડે અચરત થતો બોલ્યો, "એ બધાંને ભુત ભરાયો હોય તેમ હું ઉભાં?"

"એ વાય, ભુત કોણને ભરાય જે?" હવે શેઠાણીએ સટકણુ પાડયું, "વલી એવું તે શું મુવું બોલવાનું? વાય વાય મંનચેરજી, તમોને તો કાંઇ વાત કરવાના સકારજ નથી."

હવે સલગ્યું.

"હું? હું? હકાર નથી?" મંચીની મોહરદારનું ઉપર્યું, "હાંના હકાર નથી રે? એવું તે હું બોયલા જે તમોને ચચરી આવેલું."

"મરેરે આવાંબી કોઇ લોક છે," શેઠાણીએ વીંજણ્યું, "ચચરેની મુવાં કેહેતાંનાં અભેતાં તભેતાંઓને."

ત્યાં જોવા જેવું થઇ પડતે, કેમકે મંચીની મોહરદાર ભાઠેલી હતી ને તેની દીકરીબી તેવીજ હતી, એટલે એ સરખે સરખાંને કાંઇ પુછવું પડતે નહીં, પણ મંચીએ તેમને ચુપ કરી પોતેજ એ શું બનાવ હતો તે જાંણવાની તલપ કરી.

"પણ ધનજી હેટ કાંઇ કેહો કે એ હું થીઉ?" મંચીએ સમજાવીને પુછયું.

"થયું કાંઇ નથી મનચેરજી," શેઠે લગાર દમામમાં ને ભપકામાંજ કહયું, "પણ અમો બાહેર જઈએ છીએ તેથી આજે મલાશે નહીં, ને હવે પછીબી તમારે અમારે કશો વેહેવાર રહી શકશે નહીં."

"હેં એ હું કેહે?" મંચીએ ઝેર ફાકયું હોય તેમ હવે જીવ કાઢી નાંખ્યો, "તારી તાકાત હું કે મારી દીકરીનું નામ પડાવીને હવે વેહેવાર નહીં રાખવાનું કીએ?"

"અરે મુવાં રે, મુવાં નગુણાં," હવે દીનુમાય વચ્ચે પુરાઇ, "મુંવાંએ મારૂં નામ અમથું હલકું પાડયું. માય બાપનાં થતાં મરેરે, તે મુવાંઓને પેહેલાંથી ના કહયું જે એ મુવાં આપરે ઘેર લાયકનાં નહીં પણ—"

"અરે પણ તું હાંની બીહે જો દીનુ," બાપે સધ્યારો આપ્યો "હરકાર દરબાર છે કે બલી ગેઇ? કબુલાત આપીને એનો પોયરો નહીં હું પરણે? તેને મુકીને તેના બાપહે પરણાઉં તોજ હું મંચી ખરો."

'તેને મુકીને તેના બાપસે પરણાઉં' બોલવાની મંચીની કાબેલીયતપર હું મારાં વાંચનારાંઓનું ધ્યાંન ખેંચું છું. તે ખુબખ કેહેવા માંગતો હતો કે પરણાઉં ને ફર પરણાઉં ને તેથી પ્રકટ બાપનો બોલ વાપર્યો હતો, પણ આ વાકયમાં બાપ બોલ વાપરીને તેણે કેવા છબરડાની રમુજ કરી નાંખી હતી તે સમજવું સેહેલ છે.

પણ હવે જે ગાળાગાળી ચાલી તે જેટલી રમુજી તેટલી દુઃખ પેદા કરનારી હતી. રસકસપર ઉતરેલાં પાંચે સાથે એકી વારે બુમ પાડતાં હતાં, અને તેથી ગોંધીયારૂં થવાના સબબે ઘણાક નોકર નફરો બાહેર નીકલી આવ્યા હતા, ને આ રકાસ જોતા હતા.

"અહીં આવ દોલા આએ ભાઠેલાને લાત મારીને અહીંથી બાહેર કાઢ," શેઠે ઘણું પાકી આવવા પછી એક બાવરચીને હોકમ કીધો, અને "આયો સાહેબ" કરી બાંગ મારી દોલો પોતાની જગ્યાપર જરા હીલી હાલીને પાછો ત્યાંજ ઉભો થઇ રહયો.

"અરે લાત હું તે મારે", મટલો રખે દોલો આવીને લાત મારે માટે તુરત ઉતરતાં ઉતરતાં બોલ્યો, "આગલ તો આવ તુંને ને તારા આ ભીખારી હેટને હાથે હેઠે ગબડાવી દઉ."

"મુવાં ભીખારી," મક્કી ઢીમરી કરર દઇને કટકા મોરીને જતી જતી બોલી, "મુવાં ભીખ કાંય ની માંગતાં. પાહે પૈહા નહીં તેથી રીતની ભીખ લેઇને દીકરો પરણાવા નીકલેલાં, ઘરેરે તમે પરણાવતાં અદરાવતાં."

"આગ લાગે રે મુવાંનાં ઘેરબાર પર," દીનીનું પોતાનું ઘેર ખરેખર બલી ગયું હોય તેમ અતીશે બલાપા ને ભારે ખીજવાટના ખારથી બોલી, "મુવાં પૈસાનાં કુતરાં, મુવાંના ગધેડા જેવા દુકતા સાથે પરણવા અદરાવાને હું તો પેહેલેથી નાની નાજ કેહેતી હતી."

"અરે હું બતાવા એનો કેવો હવાદ ચખાડા તે," મંચી મીઠાઇવાલો જે રખેને દોલો લાત બાત મારે માટે સૌથી પેહેલો ગાડીમાં ચઢીને ભરાઇ બેઠો હતો તેણે અંદરથીજ બુમ મારી, "ચાલ રે મક્કી, ચાલ રે દુકતી; " બહ હવે થઇ ચુયકું, જેણે મંચી મીઠાઇવાલાને છેયરો તેનાં જીવતાં માએ બાપ મુવાં."

શેઠાણી તો ઉપલી ગાલોથી કાતરની પેઠે પોતાની જબાં ચલાવતે, પણ સાંમે સઘલા નોકર નફરોને ભેગા મલેલા જોઇને શેઠે ડોલાના દાબથી તેઓને ચુપ રાખ્યાં, ને પછી હજારો હજાર ગાલો વચ્ચે જ્યારે મંચીની ગાડી ઉપડી ગઇ ત્યારે કાંઇ બન્યુંજ નહીં હોય તેમ મારાં શેઠ શેઠાંણી પાછાં માલ પર જતાં રહ્યાં.

આ કેવી નામોસી ! જેઓને તેઓના દુર્ગુણોને ખાતર નહીં પડતાં મેલેલાં, જેઓના દુર્ગુણો જાણ્યા છતાં આંધલાં આંખ વીચાં મણાં સાથે ખરી ખુસામતના આવકારો આપેલા, અને જેઓની

ઉપર મરી ફીટવા સરીખું માન અને હેત બતાવામાં આવ્યું હતું તેઓને હવે ગરજ સરી રહેવે આવાં અપમાન વચ્ચે હાંકી કાઢવામાં આવ્યાં એ જેટલું આવનારાંઓને તેટલુંજ હાંકી કાઢનારાંઓને શરમ ભરેલું નથી? એવી પૈસાની મતલબી આપ લેને માટેનાં લેઆનત ભરેલાં લગનને લગન કોણ કેહેશે? અને તોબી હું ફરી ફરીને પુછુંછું જે આપણા વચ્ચે એવાં લગનનોની કશીબી કમી છે? એજ રીતે—લીલાંઉનો સામાન હોય તેમ જે વધતી રીત આપે તેને ઘેર દીકરી દીકરા પરણાવનાર માય બાપો શું થોડાં છે? મંચી મીઠાઇવાલો રીતના ભુખા એક ભીખારીને તેનાં માંગવા મુજબ ભીખ આપવા નીકલ્યો, અને તેથી એક ફીટકાર પામેલી બદીને તેણે નહીં ઘટતું ઉતેજન આપી સંસારના પવીત્ર કાનુનોને એબ અને હીણું લગાડયું તેની સજામાં તેને જે બેજાલત સાથ અમારાં મકાનમાંથી આજે હાંકી કાઢવામાં આવ્યો તે ઉપર મને પરમ સંતોશ થયો, પણ જો તેનો એ વાંક હતો તો ઇનસાફની રાહે મને કબુલ કર્યા વના ચાલતું નથી જે મારાં શેઠ શેઠાણીનો તો ખરે ઘણો વધારે વાંક હતો. તેઓ તો આપસવાર્થી હેતુઓને આધીન રહી એકથી વધુ આસામીઓના સંસારની ધુલ કરવા માંગતાં હતાં, તો શું તેઓનું એ પાપ વગર સજાએ પસાર થશે?

મારાં શેઠ શેહાંણીએ મંચી ને તેનું કુટુંબ છેરાઈ પડી એટલો બધો ધાંન બગાડશે એવી વકી નહીં રાખી હશે, પણ હવે તો વાત એટલી બધી હદસુધી બગડી હતી કે કદીને ગરજને સર પાછી સલ્લાહ કરવી ઘટે તો તે કદીબી નહીં બની શકે! નોકર નફરો વચ્ચેના આવા ફેસાદ પછી ધનજી શેઠ કદીબી મંચી સાથ સલ્લાહ કરવા રાજી થાય, ને મંચી પોતે આવાં ભારે અપમાન પછી કદીબી પોતાની દીકરી આપવા કબુલ કરે એ સ્વપ્ને વકી નહી રાખી શકાય એવી વાત હતી, એટલે સારાંશ એ જે મંચી મીઠાઈવાલાને ત્યાંનું સોલી શેઠનું કારજ પાછું નહીં સંધાય એટલી હદ સુધી તુટી ગયું.

બીજે દીવસે શેઠ શેઠાંણીને સોહલી શેઠનું એક કાગલ આવ્યું, જેથી તેઓએ તેજ દીને બપોરે મુંબાઈ જવા તૈયારીઓ કરવા માંડી. મને ભય થયો કે જો બધાંને જવું પડશે તો મનેબી જવું થશે, ને હું હોમલા ખુંધા કે દીનશાહ દારૂવાલાના હાથમાં સપડાઇ•

જવશ, પણ એ મારી ધાસ્તી તુરતજ ખોટી પડી, કારણ કે જલદીજ જાહેર થયું કે શેઠ અને શેઠાંણી ફકત એક નોકર ને આયાનેજ લઇને જનાર હતાં, ને બાકીનાં નોકર નફરો હયાંજ રેહેનાર હતાં. મારાં શેઠ શેઠાંણી દેખીતી રીતે નવાં વણવેહેવાઇ ને વહુની મુલાકાતે જતાં હતાં.

તેઓનાં ગયા પછી બીજે દીને અમારા બંગલાપર માંગનારાઓએ ધમાલ અને ધાર પાડી, ને તેઓને સમજાવીને ઠંડા પાડતાં પાડતાં અમોને મરવા પડવા પડયું. દીની સાથનું કારજ તુટી ગયું અને શેઠ શેઠાંણી અચબુચ મુંબઇ જતાં રહયાં તે વાત આગ પેરે ફાટી નીકલી, ને તેથી સૌ ગભરાતમાં પોતાનાં નાણાંના તગાદા કરવા નીકલી પડયા હતા. દાલવાલા, દારૂવાલા, ઘીવાલા, તેલવાલા અને એકથી અનેક ધંધાદારી—કાપડીયા, સોની, ઝવેરી અને સવ કોઇ પોતાનાં દોઢીયાંના રોદરા રડતા આવ્યા હતા. તે સૌને ઘણી મુશ્કેલાઈએ અમોએ સમજાવીને પાછા કાઢયા, જે દીનીનું કારજ તુટવાનું અને શેઠ શેઠાંણીનું મુંબઇ જવાનું કારણ ફકત એ કે મુંબઇમાં સોહલી શેઠને એક વધારે માતબર અને વધારે લાયક સાસરૂં હાથ લાગ્યું હતું.

પાછલથી મને ખાનગી ખબર મલવા મુજબ માંગનારાઓમાં આ સઘલો ગભરાટ ફેલાવનાર કોઇજ નહી પણ મંચી હતો. તે પોતાની નામોશીનાં વેરમાં જયાં ત્યાં જઇ માંગનારાઓને ઉશ્કેરી આવતો હતો, ને કેટલાકોને તો લાંચ આપીને ઘેર આગલ ખુલ્લા મોટા ફેસતા કરવા મોકલતો હતો!

આગમાં તેલ—શેઠ શેઠાંણીના એ રીતે જવા પછી બે અઠવાડીએ નવી મોહકાંનના સમાચાર ફરી વલ્યા. નોકરોમાં ધીમી ગુસ-ગુસ ચાલવા લાગી કે ફરદુનજી પટેલને ત્યાંનું કારજબી તુટયું, ને સોહલી શેઠ વલી રવડી મુવો!

બીજેજ દને મને બરજોરજી કોચમેનનું એક કાગલ મલ્યું. તે ટુંકું હતું ને ઉતાવલમાં તેમાં નીચલું ચીતરી કાઢેલું હતું:—

"ભાઇ કાવસ

તું શેઠ શેઠાંણી ને સોહલી શેઠની ખાંનગી વીગતો ઘણી જાણે છે એટલે તુંને વીશ્વાસથી સેહેજ જણાઉં છું જે અહીં તો બધું સાતરે સાત થઇ ગયું છે. ખુદા જાણે શા સબબથી નવા વેહેવાઇએ સઘલું ભાંજી નાખ્યું છે. સોહોલી શેઠને ફાઇઆ

વળી અંધાગાંમાં મારચો છું, ને તેનો હાથ મોરચાર્ગો છે. હવે સઘલું નખ્ખોદ નક્કી છે. શેઠ શેઠાંણી આજે રાતની ટરેનમાં તારી તરફ આવવા ઉપડવાનાં છે.

" લા૦ તારૂં ભલું ઇચ્છનાર ભાઈ

બરજોરજી."

---

## પ્રકરણ ૨૪ મું.

### ખુલાસો.

તેજ રાત્રે સાડા સાત વાગે જે ગાડી પુનામાં આવી પુગી તેમાં મોટા શેઠ અને શેઠાંણી આવ્યાં. તેઓને લેવાને સ્ટેશનપર ઘરની ગાડી ગઇ હતી તે જ્યારે અમારા બંગલાના કંપાઉંડમાં દાખલ થઇ ત્યારે ઘણાક નોકર નફરો મેં જોયું કે તેઓને લેવાને મસે બાહેર આવી ઉભા રહ્યા હતા, પણ બાતેનમાં એમ કરવાનું ખરૂં કારણ તો એ હતું કે ફરદુનજી પટેલને ત્યાંનું કારજ ખરેખર તુંટું હતું ને હવે નખ્ખોદ નક્કી હતું કે નહીં તે તેઓના ચેહેરા ઉપરથીજ પામી જવાને નોકરો અતીશે અધીરા થઇ ગયા હતા.

આ અધીરતાનું કારણ વાંચનારને ફરી ફરીને સમજાવવું પડશે નહી. સૌને પેટ લાગ્યું છે, અને તેથી પોતાના હલાલ પરસેવાથી પેદા કરેલા દરમાયાની જે મોટી મોટી રકમો આ ખરચાલુ અને કરજદાર શેઠયાપર ચઢી ગઇ હતી તે રકમો પાકશે યા નહીં તે શેઠ શેઠાણીનાં મોં ઉપરથીજ ચતુર ચસમે પાંમી જવા સારૂ સઘળા નોકરો આકલા થાય એ બીલકુલ માંફ કરી શકાય એવું હતું.

હું પણ એ સઘળા નોકરો ભેગો આગલા ખણમાં હાજર હતો, પણ વાંચનારને હું ખાત્રી આપું છું કે મારી લાગણીઓ બીલકુલ બીજીજ કીસમની હતી. હું પણ શેઠ શેઠાંણીનું મોં જોઇ ખરી હકીકત પામી જવાને અતી આતુર હતો ખરો, પણ તે જેટલું મારે પોતા માટે તે કરતાં ચાર ઘણું વધારે મારા જવાંન શેઠ સોહોરાબશાહ માટે હતું. મંચી મીઠાઇવાલાની એબદશા દીકરી દીની સાથે એનું કારજ તુટવાથી મેં ખરેખરા સધ્યારા ને છુટકારાનો દમ ખેંચ્યો હતો, અને એ જવાનને એક વધારે લાયક સાસરૂં હાથ લાગ્યું તેથી હું ખરાં જીગરથી ખુશી થયો હતો, પણ તે પાછું તુટવાના જે સંતાપજનક સમાચાર ફરી વલ્યા હતા તેણે મને ઘણો દલગીર કરી મેલ્યો હતો, એટલે વાત કેટલી હદ સુધી

બીગડી હતી તે મારા કરતાં સોહલી શેઠને સારૂ જોઇ લેવાને હું વધારે આતુર અને ઉલટમંદ થયો હતો.

ગાડી બારણાં આગલ આવી ઉભી. મારો મિતર બરજોરજી કોચબોકસપર બેઠેલો હતો, અને અંદર શેઠ, શેઠાણી ને સાથે ગયલી આયા કરી બેઠાં હતાં. પેહેલે મોટા શેઠ ગાડીમાંથી ઉતર્યા. તેઓનો ચેહેરો હમેશ કરતાં અતી ઘણો વધારે ફીક્કો, ઉદાસ અને દુ:ખ આધીન હતો. એ પછી મોટાં બાઇ ઉતર્યાં. તેઓએ માંથે પાટો બાંધેલો હતો, અને ચિંતાથી અધમુવાં થયલાં સરખાં જણાતાં હતાં. તેઓ ગયાં હતાં ત્યારે તદન સારી પેઠે હતાં—આવ્યાં ત્યારે ખાટલો સેહેવી આવ્યાં હોય તેટલી હદ સુધી માદાં અને નાતવાંન જણાતાં હતાં.

સોહલી શેઠ સાથ હતો નહીં. પાછલથી ખબર મલવા મેલે તેણે માર ખાધો હતો અને તેથી તેનો હાથ મોરચાયો હતો ખરો, પણ તેની માંદગી કોઇબી રીતે એવી ફીસમની નહીં હતી કે તે જો પોતાનાં માબાપ સાથ અતરે પાછો આવવા માંગત તો નહીં આવી શકતે. તે લગભગ તદન સારી હાલતમાં હતો, પણ આ નવું કારજ તુટવાની નવી નામોશી પછી તુરત તેને આવવાને શરમ લાગી હતી માટે એ વાતનો વખત વીસરાવી તે એકાદ દીવસ પછવાડેથી આવવાનો હતો.

આ અને બીજી વીગતો તેજ રાત્રે મેં બરજોરજી કોચમેનને મોંઢેથી જાંણી. અમો કામથી નવરા થયા કેડે ખુશનુમા ચાંદરણું હોવાથી સાથે લગાર બાગમાં લટાર મારવા ગયા, અને ત્યાં એ મારા દોસ્તે મને જોઇતી સઘલી વીગતો પુરી પાડી.

"સોહલી શેઠના હકમાં આ બીજું કારજ તુટવાથી બહુજ નરસ થયું," બરજોરજીએ ખરાં જીગરના બલાપાથી કહ્યું. "આપણે જાણ્યું કે વારૂ ચાલો સૌ સમાધાન થયું, પણ એ તો સાંબો નવો ફેસતો ને લોકમાં નવી હસી થઇ."

"પણ હવે બચાવની કાંઈજ બારી રહી નથી?" મેં આતુરતાથી પુછ્યું.

"હવે કયાં બારી લેવા જાય?" બરજોરજીએ સમજાવ્યું; "બારીમાં બારી મંચી મીઠાઇવાળાનું ઘેર હતું, અને મોટા શેઠે જરા પગભર થવા જેવું થયું નહીં થયું તેટલાં તો તેનેબી લાત

મારીને ઘેરમાંથી ઉતાર્યો, તો હવે નખ્ખોદ વના કાંઇ બીજા રસ્તો હોય બી?"

"પણ ત્યારે પટેલને ઘરનું એ કારજ તુટવાનું કારણ શું?" મેં પુછયું; "ત્યાં એક વાર તો સઘળું નક્કી હતું?"

"નક્કી તો હતુંજ તો," બરજોરજીએ કહ્યું, "અને તે જો થઇ જાતે કેની તો સઘલી કાસર મટતે. સોહલી શેઠને લાયકનુંજ તે સાસરૂં હતું. જે આઈમાય કરીને છોકરી હતી તે ઘણીજ શીખેલી, દેખાવળી અને સર્વ પ્રકારે સારી હતી. આપણા સોહલી શેઠને માતબર સાસરૂં જોઇતું હતું, અને તે છોકરીને શીખેલો ને પાસ થયલો વર જોઈતો હતો, અને તેણીનાં માય બાપને પોતે પૈસાવાળા હોવાથી સામી બાજુએ પૈસા જોવાની કશી જરૂર હતીજ નહી એટલે એ ચોકઠું ઠીક બેસતે, પણ તેટલાં થયું એમ કે હાથનાં કીધેલાં રહી રહીને છેક હમણાં હેડે વાગાં. તુંને યાદ છે મેં તારા આગળ પેલી નાજામાયની વાત કરી હતી તે?"

"જેને બદલે તમો મને ઉંચકી લાવ્યા તેજ?" મેં યાદ આપી.

"તેજ," તેઓએ કહ્યું. "એ નાજામાય જેને એક ઠાગાથી ચીઠી લખી ઉપાડી લાવવાની હતી તે હવે પરણી ચુકી છે, અને તે તેના વર સાથે એક ચોકસ લગનમાં ગઇ હશે જ્યાં મોટા શેઠ, બાઇ ને સોહલી શેઠને બી ઇજન હોવાથી તેઓને તેઓ સાથે હું પણ ગયો હતો. અહિં મોનું ચાંપી બેસી રેહેવું જોઈતું હતું તેને બદલે મોટાં બાઇએ તે નાજામાયને બોલાવી, અને તેને પેલી ઠાગાની ચીઠી કોણે લખી હતી તે કાંઇ ખબર પડી હશે એટલે તેણે આપણાં બાઇની ત્યાંજ ધુલ કાઢી નાંખી. આથી વાત બેહેકી અને તરાતરી વધી પડી. એ તરાતરીમાં સોહલી શેઠ ને મોટા શેઠબી સામીલ થયા, ને નાજામાય તરફથી તેનો વર ને તેની માય ઉમેરાયાં. આથી આપણાંવાલાંનો હુરીયો હુરીયો થયો, ને કોઇની છોકરીને એમ ઠાગાથી ખોટી સહીની ચીઠી લખવા ખાતર આપણા એ શેઠયા જેવા શેઠની હોરમત જતી રહી. એ ફેસાદની વાત ફરદુનજી પટેલને કાંને ગઇ, ને આગમાં તેલ-તેજ વખતે વલી તેઓને પુનેથી નનામાં કાગળ મલ્યાં, જેમાં મંચીની દીની સાથનું કારજ ઠગાઇ ભરેલી રીતે તોડવાની વીગતવાર હકીકતો લખાઇ ગઇ, ને વલી વધારે એવું જણાયું કે મંચી સોહલી શેઠ ઉપર,

લગનનો કોલ તોડવાની ઠગાઇની ફરીઆદી માંડવાની તૈયારી કરતો હતો! વળી બીજેજ દને સોહલી શેઠને રસ્તામાં કોઇ પોસાગીરોએ અંધારામાં માર્યો, ને તેનો હાથ મોરચાયો—"

"એ લેયાનત ભરેલું કામ કોણે કરાવ્યું હશે?" મેં વચ્ચે પડી પુછ્યું.

"સેહેતાન જાણે," બરજોરજીએ કાંને હાથ દઇ કહ્યું. "કોઇ વ્હેમ લાવે છે કે નાજાંમાયના વરનું એ કાવત્રું, ને બીજાંઓ ધારે છે કે મંચી મીઠાઇવાળાનું એ કામ."

"હું બી એમજ ધારૂં છું," મેં મત આપ્યું. "મંચીમાં લુચ્છા લટખટ ભાઠેલાના બધા ગુણો જણાય છે ને તેણેજ પોતાના પૈસાનો એ લેયાનત ભરેલો બુરો ઉપ્યોગ કીધેલો હોવો જોઈએ."

'હા, પણ એ સઘલાંનું પરીણામ એ થયું કે ફ્રરદુનજી પટેલે પોતાની દીકરીનું કારજ સોહલી શેઠ સાથ ઘણા ગુસ્સાથી તોડી નાખયું," બરજોરજીએ પોતાનો ખુલાશો આપવો જારી રાખ્યો; "તેણે જોયું કે મોટા શેઠ નામે મોટા હતા પણ કામે તદ્દન ખોટા હતા, અને ઉપર ઉપર તેઓની આબરૂના વાવટા ઉડવાના જે તેને સમાચારો મલતા ગયા તેણે તેનું માથું ફેરવી નાખ્યું. આ નવું કારજ તુટવાથી શેઠશેઠાણીને એવું ભોંયમાં ભરાવાનું થયું કે તેઓએ તુરતજ અતરે નીકલી આવવાની તૈયારી કરી ને મને સાથે આવવાનો હોકમ કીધો, કાંયજે બાઇની તબીએત એ બનાવથી વધતી બીગડેલી જણાઇ."

"ત્યારે હવે શું થશે?" મેં ચિંતાથી પુછ્યું.

"શું થાય વળી?" બરજોરજીએ કહ્યું, "પટેલને ઘેરનુંબી કારજ તુટવાની વાત આગપેરે માંગનારાઓમાં ફાટી નીકળશે, ને તે ફાટી નીકળતાં વાર લાગશે તો તે વધતી ઝડફ્થી ને વધારે સહરાગત ભરેલા ગભરાતથી તુરત ફેલાવાને શેઠનો શત્રુ મંચી મીઠાઇવાલો તો તૈયાર છેજ, તો વલી થશે એમ કે કાલ થતાં માંગનારાઓની ધમાલ ચાલશે, ને શેઠ શેઠાણીને આ વાડી વજીફ્રા ગાડી ઘોડા સૌ મુકીને નાહસી જવું પડશે."

હયાં આ દુ:ખ ભરેલી વાત અમો વચ્ચે બંધ પડી ને અમો સુવા ગયા, પણ મને ઉંઘ આવે તે પેહેલાં સઘલો વખત આ પડી ભાગેલા શેઠયાની નામોશીની વાતને તે નામોશી અટકાવા ઉંચે

દમે ઉપર ઉપર તેણે મારેલા અનેક પછાડા વગેરે ઉપર મને ઘણા વિચારો આવ્યા અને ગયા, અને ઘણો બલાપો બરપા થયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### નફ્ખોદ.

બીજેજ દને સાંહજે સોહલી શેઠ પણ આવ્યો. તે એકલોજ આવ્યો. તેનો હાલ તેનાં માબાપ જેટલોજ હાડમાર થયલો, હીણાયલો, અફ્ડાયલો હતો. તેનો હાથ જોલીમાં હતો.

આવ્યા પછીથી તે ઘણું કરીને પોતાના ઓરડામાંજ ભરાઇ રેહેતો અને હું અવાર નવાર તેના ઓરડામાં કામેકાજે જઇ લાગતો તો તેને ખડી પડીને લખવાજ મંડેલો જોતો હતો. તે કાંઇ જુદી જુદી ચીઠીઓ લખી બીડીને મુકતો હોય એવું કાંઇક મને જણાયું. તે તેનાં માબાપની સાથે ફ્કત એકજ વાર—જમવાનેજ વખતે ટેબલપર એકઠો થયો, પણ તે મેં જોયું કે બીજા કશાં કરતાં નોકરોને અમસ્થું બતાવા ખાતર વધારે હતું. ટેબલપર મારીજ ઉભું રેહેવાની વારણ હતી, ને મેં જોયું કે તે માબાપ અને બેટા વચ્ચે કાંઈ જીવ જેવી વાત ચીત થઇ નહીં, એટલુંજ નહી પણ ટેબલનું ખાણું જે હજી રાબેતા મુઆફ્ક ભરચકરનું હતું—અને જે ટેવ ઉપર મને ખચ્ચીત ધીક્કાર અને અફ્સોસ ઉપજતો હતો—તે ખાનું પણ ઘણું કરીને સેવટે ભરેલું ને ભરેલુંજ ઉંચકી લઇ જવામાં આવ્યું, કેમકે ત્રણમાંથી એકબી પણ ભરી ભુખે જમ્યું ના હતું.

એ પછીની સહવારે જ્યારે હું ઉઠયો ત્યારે નોકર નફ્રોમાં હેઠે કાંઈ ગરબડ હતી. આગલો દરવાજો ઉંધાડો પડેલો સહવારે સૌથી પેહેલે ઉઠનારે જોયો, ને તેથી પાછલી રાતની આગમચ ઉઠીને ઘરમાંથી એ બાહેર કોણ ગયું તેની જુસ્તેજો ચાલતી હતી. એ વેળાએ મારૂં ત્યાં જઇ લાગવું થવે તેહેકીકગાં જણાયું કે સઘલા નોકરો ઘરમાં હતા પણ ફ્કત બરજોરજી કોચમેન ત્યાં નહીં હતો, એટલે પોતાનાં અથવા શેઠનાં કાંઇક કામ સારૂ તેજ સક્કારે ઉઠીને બાહેર ગયો હતો

એ પછી હું રાબેતા મુઆફિક સોહલી શેઠના ઓરડા ભણી ચાલ્યો. હું સમજતો હતો કે તેઓ હજી ઉંઘાયલા હશે એટલે તે ઓરડાનું બારણું મેં આસ્તેથી ઠોક્યું, અને જવાબ નહીં મલ્યો એટલે મેં તેને એક નરમ આંચકો મારયો, તો તે અલગુંજ હોવાથી તુરત ઉઘડી ગયું. હું અંદર ગયો. અંદર કોઇ હતું નહીં—સોહલી શેઠ ઓરડામાં નહીં હતો.

મેં જયાં તેનાં બાહેર જવાનાં કપડાં રહેતાં હતાં તે ખુંટી જોઇ. તે પણ ખાલી હતી એટલે આટલું તો નક્કી થયું કે સક્કારે ઉઠીને બરજોરજીજ બાહેર ગયો હતો નહી પણ સાથે અથવા જુદો સોહલી શેઠ પણ બાહેર ગયો હતો. હું ઓરડાની અધવચ્ચે આ સઘળા વિચારો કરતો ઉભેલો હતો તેટલાં તે ઓરડા માંહેલી સોહલી શેઠની ડ્રેસીંગ ટેબલ ઉપર મારી નજર ગઇ, અને તે ઉપર એક કાગળ પડેલું હતું તે ઉપર મારૂં અકસર ધ્યાન ખેંચાયું. હું આગળ ગયો. તે એક બીડેલી ચીઠી હતી અને તેના ઉપર મારા મોટા શેઠને નામનું સરનામું સોહલી શેઠનાજ હરફમાં કરેલું હતું.

હવે હું ગભરાયો, અને તુરત તે ચીઠી લઇ મોટા શેઠ પાસ ગયો. તેઓ પોતાના ઓરડામાંજ હતા. હું કાગલ લઇ ઓરડામાં દાખલ થયો ત્યારે તેઓ લગાર અચરત થયા. "એટલા વારમાં શું આજે પોસ્ટ વેંહેચાયો?" તેઓએ પુછયું.

"નહીં સાહેબ," મારા જવાબથી તેને કેવું દુઃખ થશે તેનો દયાથી ખ્યાલ કરી મેં ગમગીનીથી કહ્યું, "પણ આ કાગલ સોહલી શેઠની મેજ ઉપરથી મને મલ્યો ને સોહલી શેઠ ઘેરમાં નથી."

"સોહલી શેઠ નથી?" મોટા શેઠે ફાલ ખાઈ કહ્યું, "જોઉં કાગલ?" અને જાણે કાગલ આપવાને હું આનાકાની કરવાનો હોઉં તેમ તેઓએ અતી ઉતાવલાં જંગલી જનુન સાથે મારા હાથમાંથી તે છીનવી લીધો–ત્યાંજ ઉખેડયો, ને તુરત વાંચ્યો. તે મેં જોયું કે કશો લંબાણ ન હતો. એક સાદાં નાધકલાં નોટપેપર પર થોડી ઘણી લીસોટીઓ લખાયલી મેં દુરથી જોઈ, અને તોપણ મેં જોયું કે જે લખાયું હતું તે ટુંક પણ પુરતું હતું, કેમકે શેઠનાં મોં ઉપરનો રંગ તે વાંચતાં તુરત ઉડી ગયો, અને તેઓને કાંઇક ધ્રટકો લાગ્યો હોય તેમ એકાદ બે પલ તમ્મર ખાઇ તેઓ પાસેની એક ખુરશીમાં બેસી—બલકે ફસડાઇ પડયા.

હું કુદકો મારી આગલ દોડયો. "શેઠ, કાંઇ જોઈએછ? કોઇને બોલાઉં સાહેબ?" મેં ઉતાવલથી પુછયું-પણ નહીં. હું એક નોકર આસામીનાં દેખતાં દીકરાની ચીઠી વાંચ્યા કેડે આટલો, ગભરાટ કરવાની નબલાઇ બતાવા ખાતર તેને શરમ લાગતી હોય એવું જણાયું, ને તેથી એક શેઠયા તરીકેની તેની ગરૂરીને નવો જખમ લાગો હોય એમ લાગ્યું. તેણે મને પોતાની પાસે જવા દીધોજ નહીં, પણ જ્યારે ઉપલા સવાલ મેં પુછયા ત્યારે તેના જવાબમાં ફકત મને ઓરડામાંથી બાહેર જવાને અધીરાઇથી નીશાંણ કરી—અને હું વધારે વાર ત્યાં નહીં થોભતાં ગુપચુપ બાહેર ગયો.

સોહલી શેઠ પોતાનાં માબાપની ચાલથી તોબાહ બોલી તેઓનો પડખો અને તેઓનું ઘર સદા સુધીનું તરક કરી ગયો હતો એ દીસ્તી ખરી વાત હતી. મને પ્રથમ તો ભય થયો કે સોલી શેઠે કદાચ કેઠે નીકલી જઇ જીવપર કીધું હોય, પણ આ વાત તુરત મેં નામંજુર કરી, કાંયકે મને યાદ આવ્યું કે સોલી શેઠની સાથે બરજોરજી કોચમેન ગયો હતો. જો તે આપઘાત કરવાનો હોત તો એકલોજ જાત, પણ સાથે જ્યારે એ નોકરને પોતાના વિશ્વાસમાં લઇ પોતા સાથે લઇ ગયો ત્યારે તે ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે આપઘાત કરવાનો સોહલી શેઠનો વિચારજ ન હતો, પણ તે ફકત પોતાનાં માબાપનેજ સદા સુધીનાં છોડી ગયો હતો.

સોહલી શેઠ જેવો એક કેલવણી પાંમેલો જવાંન દુન્યાદારીથી રદ થઇ એ રીતે જંજાલનો મારેલો નાહસતો ભાગતો અને હાડમાર થતો ફરે એ શું થોડાં દુઃખની વાત હતી? તે પોતાની કેલવણીથી સોસાયટીને કદાચ કેટલો ઉપયોગી થઇ પડતે, પણ પોતાની હોરમત્તને ખાતર તેની સઘલી હોરમત બાલકે જીંદગીની ધુલ કરી તેનાં માબાપે અંતે તેને તેઓનું ઘર સદા સુધીનું છોડવાની ફરજ પાડી હતી એ કેટલું અફસોસ કરવા જોગ હતું!

અને તે માબાપના પોતાના શું હાલ થયા છે? પૈસાદાર વેહવાઇ હાથ કરવાના તેમના પછાડા અંતે કેવા વ્યર્થ ગયા છે, ને તેનું પરીણામ કેવી હાડમારી, કેવી નામોશી, કેવી હોરમતની ધુલમાં આવ્યું છે! વળી તેમ છતે તેઓ હવે પોતાના એક સપુતને ખોહી બેઠાં છે, અને હવે-આટલે અસુરે તે દીકરાને માટે તવલે છે! અવારનવાર મેં એકઠી કરેલી વીગતો પરથી જણાયું કે સોહલી શેઠ કયાં•

ગયો હતો તે તેણે ચીઠીમાં કશુંબી જણાવ્યું ન હતું, ને તેથી તે વીશે અંધારાંમાં રહી ખરા બલાપા ને ખરા વીલાપમાં મારાં બુઢાં શેઠ શેઠાંણીએ તે અને તેની પછીનો એક દીવસ કાઢયો.

એ પછી ત્રીજે દહાડે આફ્ત આવી. જુદા જુદા માંગનારાઓ સર સામાન ઉપર ટાંચ લઇ આવ્યા, અને મોટા શેઠને પોતાની જાહોજલાલી, પોતાની મોતેબર મોટાઇ, પોતાનો સઘલો દમામ તરક કરી—વાડી ગાડી ને રાચ રચીલું સઘલું પડતું મેલી નામોશી વચ્ચે પોતાનું ઘર મુકી જવું પડયું.

સરકારનાં માણસોને આવતાં જોઈનેજ તેઓના ગુરા ગગરી ગયા, અને આજ તુલકમાં તેઓ અધમુવા થઇ ગયા હતા તે ગોયા એથી પુરા થઇ રહ્યા.

તેઓએ આ મેહેલ સરીખું મકાંન છોડી જવા આગમચ સરકારનાં આસામીઓ સાથ બંધ બારણે એક લંબાણ પણ એકાંત મુલાકાત કરી ને પછી રાતોરાત ગુપચુપ તેઓ ગયાં.

તેઓ કયાં ગયાં તે ચોકસ નોકરોમાં જણાયું નહીં, પણ સુરત નવસારી કે એ બાજુનાં એકાદ ગામડાંમાં જવાના ઠરાવથી તેઓ નીકલ્યાં એમ વાત થતી સંભાલાતી હતી.

અને હવે તેઓનાં ગયા પછીની સહવારે તે મકાંનમાં ખોહારીની ધમાલ ચાલી રહી. કેટલગો છપાયાં અને તે મેહેલમાંના દરેકે દરેક સાંમન ઉપર નંબરની ટીકીટો ચોહોરવામાં આવી. એક નાહનામાં નહાનું સ્ટેંડ કે નજીવી વસ્તુઓ વટીક આ નવી આફ્તનો ભોગ થઈ પડી.

લીલાંઉની વાત જાહેર થતાં તે સામાન જોવા પગે અને ગાડીઓમાં ઢગલે ઢગલે લોક આવવા લાગ્યું. લીલાંઉને હજી બે દીવસનો વીલંબ હતો ને તે અરાસામાં સૌ સૌને બરની ચીજો ખરીદી લેવાનો આગમચથી વિચાર કરી રાખવા મારા શેઠનું સઘલું કીમતી ફરનીચર જોવા મેલવામાં આવેલું હતું.

અમો સઘળા નોકરો હજી નોકરીમાંજ હતા, કેમકે મોટા શેઠે જતી વખતે વડા કારભારીને બોલાવી એકાંતમાં કહ્યું હતું કે સરકાર સાથ કરેલી ગોઠવણ મુજબ પુણા અને મુંબઇના બંગલા (જેનાં ખોખાં ગીરવી મુકેલાં હતાં એટલે તે સિવાય તે) ના સઘલા સામાનની ઉપજમાંથી સઘલા નોકરોના પગારો દોકડેપાયે ચુકવાવનો

ઠરાવ થયો હતો, અને પછીથી માંગનારાઓને ભાગ પડતું આપવાનું હતું. આથી જ્યાંવેર લીલાંઉ પુરાં થાય ત્યાંવેર અમારે તે બંગલામાંજ રેહેવું હતું.

પણ જીવ વગરનું જેમ ખાલી ખોખું તેમ શેઠ શેઠાંણી વગરનો આ બંગલો હવે મને કરડવા આવતો હતો. બીજા નોકરોને મારી પેઠે વિચારો આવ્યા હોય કે નહી તે હું કહી શકતો નથી, પણ શેઠ શેઠાણીનાં એ નામોશી ભરેલી રીતે પડી ભાગવાથી મને ખરાં જીગરનું ઘણું દુઃખ થયું. તેઓ જ્યારે આ મકાંન છોડી ગયાં ત્યારે નોકર નફરોને ખાખસુસ પાછલા ભાગમાં રાખવાને કારભારીને તાકીદ કરવામાં આવી હતી, એટલે તેઓ ગયાં ત્યારે કેવી લાગણીઓ સમેત ગયાં તે અમો જોઇ અથવા જાણી શકયા નહી, પણ તે વીશે કલ્પના દોડાવવી કોઈ રીતે કઠણ કામ હતું નહીં. જ્યારે તેઓ પોતાના આરાસ્તે કરેલા ઓરડાઓ છોડી નીકલ્યાં હશે –મોટા સંગેમરમરના દાદરપર થઇ ઉતર્યાં હશે.—સદા પોતાની ભપકા ભરેલી જોડીની ગાડીમાં બેસતાં હતાં તેને બદલે આજે એક મરેહાલ ઘોડાની ભાગી ટુતી ખરખરીયાં જેવી ભાડુતી શીગરામમાં બેઠાં હશે—ને જ્યારે તે ગાડીએ બંગલાનો કંપાઉંડ છોડયો હશે ત્યારે તે પૈસામાં પોખાયલા શેઠયા ને તેની ઓરતને કેવું દુઃખ થયું હશે તે સમજવુ અતી ઘણું સેહેલ છે.

અને ત્રીજે દને લીલાંઉની ધમાલ ચાલી. તહરેવાર ધંધાના વેપારીઓ, સંખ્યાબંધ કુટુંબો અને ઢગલા બંધ અલપ્રાતુઓ ખાશ તમાસો હોય તેમ સહવારથી આવવા માંડયાં. સઘલે ઠેકાણે હસી ખુસી ધામધુમ દોરદપટની ધમાલ જણાંતી હતી–જેનું એ મકાન હતું અને જેનું એ રાચરચીલું હતું તેની નસલ ગુમ થઇ ગઇ હોય તેમ તેને યાદ કરનારૂં કે તેની પડતીમાં તેને માટે દયાનો એક હોથ વટીક ફફડાવનારૂં આ ધમાલ વચે કોઇ હતું નહીં!

લીલાંઉની સરૂઆતમાંજ મંચી મીઠાઇવાળો પોતાની ઓરત ને દીકરી દીનુમાય ભેગો પોતાની ભપકા ભરેલી 'બરૂનમાં', બેસી આવ્યો. મારા શેઠનાં કીમતી ફરનીચરનો મોટો ખરીદદાર તેજ. હતો. તે તેઓની પડતીમાં એક નજીસ જંગલી મોજ લેતો હતો, અને શેઠે તેને અને તેનાં કુટુંબને આપેલી હાથતાલીનાં વેરમાં આ અભણ ગામડયો મારા શેઠનો સઘલો સામાન ખરીદી લેવા આવ્યો

હતો. તે કોઇને પોતાથી વધવા દેતો નહી ને મોટી મોટી બીડ કરી તે પોતે સઘલું પોતાનાં નામપર રખાવતો. એમ કરતાં તે ખડખડ હસતો, ને એ ફરનીચરના આગલા માલેકને હીણું લાગે તેમ ખાંખસુસ તેની ઠેકડી કરવાજોગ ઢપે મોટે સાદે બોલતો હતો.

સઘલું પાણીને મુલે વેચાયું. જોકે ખુરશી ઉપર ઉંચો ઉભો રહી લીલાંઉની બરાડ મારનાર એક ચીજ વેચાઇ જતી હતી ત્યારેજ લગાર દમ ખાવા થોબતો હતો, અને જે બોલતો હતો તેના ફકત અરધાજ ઉચ્ચારો કરી અરધું બોલવાનું પોતાના ફેશનએબલ સાદની ગરબડમાં ગડાવી મેલતો હતો, તોપણ એટલી ઉતાવલ સાથેબી લીલાંઉ એવી ધમાલ ને ધામધુમ સાથે ચાર દહાડા ચાલ્યું. મારે જણાવાને ભુલવું જોઇએ નહી કે એજ રીતનું વેચાણ મુંબઇના બંગલાની મીલકતનું પણ એજ દીવસો પર થયું હતું.

ચોથે દીવસે નોકરોને પગારો ચુકવી આપવામાં આવ્યા. હવે મારે કયાં જવું? હું મારા બીજા ભાઇબંધ નોકરોને એ વીશે પુછી તેઓની સલ્લાહ લેવાનો એરાદો કરતો હતો પણ તેઓ પોતે પોતાનું ફોડી લેવામાં એટલા ચકચુર હતા—પોતાના ગાંસડા પોટલા બાંધવા અને કેટલાકો ભાત્યાં પોત્યાં પણ તૈયાર કરવામાં એટલા રોકાયલા હતા કે મને કાલજી કરી સલ્લાહ આપવાની કોઇ કનવાર કરે એવું ત્યાં જણાયું નહીં, ને હું ખામોશ રહ્યો. પણ પાછો ને પાછો સવાલ ઉભો થતો કે કયાં જાઉં? બીજા નોકરો તો પોતપોતાને વતન પોતપોતાનાં વ્હાલાંઓનાં પ્યારભર પાસમાં હરખ સમેત જવા તૈયાર થતા હતા-કોઇ આગલથી નક્કી કરી મુકેલી નવી નોકરી પર દોડવાની ઉતાવલ કરતા હતા, પણ હું વ્હાલાં વનાનો નમાયો, આ બોહલી દુનયામાં મારૂં એવું કયું ઘર હતું જે હું તે તરફ જાઉં? અફસોસ, આ વિચારે મારી આંખમાં નવી રવેસે પાણી આવ્યાં, અને રડીને મેં મારી દુ:ખની લાગણીઓથી ઉભાતી અને ઉંચકાતી છાતીને ખલાસી આપી. ધનજીશાહા બેહેલાબોગા શેઠની નોકરી ગોયા મારૂં પોતાનું ઘર હતું, ને તે ઘર મુકી રસ્તા ઉપર રવડતો થવા કાજે મને બહુ દુ:ખ થયું.

પણ બંગલો છોડી જયા વના કાંઇ ચાલ્યું? મારા ચઢેલા સઘલા પગારો એકઠા મલવાથી તુરતવેલા મારા પાસ નાણું પુરતું હતું એટલે હું નીકલ્યો, ને મારા શેઠના બંગલાથી લગાર દુર એક

ગરીબ ભથ્યારખાંણું હતું તે તરફ હું ગયો. ત્યાં જઇ મેં સસતી કીંમતે રોજને હસાબે ખાવાનું અને રાત્રે સુવાનું ઠડાવ્યું, ને મારી અતીઘણી જવાન વયથી પેલા પારસી ભથ્યારા ને તેની એક ફ્રરએ બાવા ભાખરા જેવી બૈરીને બેવિશ્વાસ આવતો જોઇ મેં ચાર દીવસનો લવાજમ આંગ ઉપર ચુકવી આપ્યો. આથી મને તે મકાંનનો આશરો મલયો, અને હયાંથી રોજ હું પુનામાં એકાદ બીજી નોકરીની ખોલમાં નીકલતો હતો.

એમ કરતાં ત્રણ દીકટ દીવસ લગભગ ગયા ને તેજ દીવસે બપોરે મને એક ઠેકાંણેથી એક નોકરીની ખબર મલી. તે મારાં ભથ્યારખાણાંથી ૩ માઇલની વેગલાઈએ હતું. ત્યાં કોઈ શાપુરજી કંત્રાકટર નામે એક પારસી અને તેની બાયડી રેહતાં હતાં, ને તેઓની હાલત મધ્યમ કરતાં લગાર ચઢતી. હતી, તેઓ કાંઇ છેક ધનવાન હતાં નહીં, તોબી મને કેહેવામાં આવ્યું પાસે ઠીક પૈસો હતો. આ પૈસાનો મોટો ભાગ શાપુરજીને સારાં નસીબે સસરો ચીચોરાવાલો મલ્યો હતો તેથી તેની બૈરી મારફતે મલ્યો હતો, અને પોતેબી ધંધામાં ઠીક પેદા કરેલું હોવાથી હવે તે ધંધામાંથી 'રીટાયર' થયો હતો. તેઓને ત્યાં નોકરો તો હતા, પણ તોબી મારા જેવી ઉમ્મરનો કોઈ છોકરો ફેરા-આંટીને સારૂ ને ઉપરનાં કામ માટે જોઇતો હતો. આ નોકરી મને ઠીક પડશે એમ લાગ્યું, માટે હવે હું તેનું ઠેકાણું લઇ નીકલ્યો.

---

## પ્રકરણ ૨૬ મું.

### મારી ત્રીજી નોકરી.

હું તેજ સાંહજે સાપુરજી કંત્રાકટરને ઘર પોંહોંચ્યો. તે ઘર પુણાના એક દુરના ભાગમાં લગભગ એકાંતમાં હતું, અને આ પારસી કંત્રાકટર—મેં પાછલથી જાણ્યું તેમ—ઘણા વરસથી તેમાં ભાડે રહેલો હતો.

એ ઘર એક નાઘલા બંગલાની કીસમનું હતું. તેમાં જવા પેહેલાં એક ભાગેલા દરવાજામાં થઇ આજુબાજુ બેદરકારી વચ્ચે ઉગેલાં જંગલી સરખાં ઝાડ ને ઘાસ વચ્ચે પડેલા એક સરલ રસ્તા ઉપરથી જવું થતું હતું, ને કેટલુંક અંદર જવેથી બંગલો આવતો હતો.

બંગલામાં પેસતાંજ કોઈ ગરીબ ઘાટીનું ઝુંપડું હતું ને તેનાં કુડી એઍક પોરીયાંઓ ધુલમાં રગડોલાતાં હતાં. મેં ઇધાંણી નક્કી કરી લેવાના હેતુથી તેને સાપુરજીનું નામ આપી પુછ્યું, ને તેણે બાહેર આથી મારાથી થોડેક દુર એક પારશી બાઈ અને એક લાલ્યો ચાલતાં હતાં તે તરફ આંગલી બતાવી કહ્યું કે, 'એ આગલ ચાલેછ તેજ શાપુરજી શેઠનાં ધણીઆંણી.' આ ઓલખ મેલવતાંજ હું ઉતાવલે કદમે ચાલ્યો, પણ ઉતાવળની કશી જરૂર હતી નહીં. તે બાઇ એવાં તો ઠંડે કલેજે એટલી ધીમી ચાલતી હતી કે એક છ વરસનું બચ્ચું પોતાની સાધારણ ચાલે તેને તુરત પકડી પાડે. પેલો લાલ્યો પોતાની બાઈની પુઠે ચાલતો હોવાથી બાપડાને તેનેબી તેવીજ થાકવી નાખનારી ધીમી મુવેલી ચાલે ચાલવું પડતું હતું.

હું જ્યારે તે લાલ્યા પાસેથી પસાર થયો ત્યારે મેં જોયું કે તે અરધો મરે હાલ જેવો માદા સરીખો હતો, ને તેના અકેક હાથમાં અકેક નાહનું સફેદ કુતરાનું બચ્ચું આપેલું હતું.

હું તેને મુકી આગલ ગયો. તે બાઇની લઢણ પરથીજ જણાતું હતું કે તે કોઇ મગરૂબ મીજાજી તુમાખદાર અબલા હતી. તે ચાલીસેક વરસની અરધી અઢોર હતી ને તોબી પતલી ને ઉંચી હતી.

હું જ્યારે તેની અડોઅડ થયો ત્યારે તે મને જોઈ અચરતીમાં દંગ થઇ ઉભી રહી. "શું જોયછ રે, પોરીયા?" તેનો દમ બંધાઇ જતો હોય ને એટલું બોલતાં તેને કેવીક મેહેનત પડતી હોય તેમ દમામના ઢોંગ ભરેલે સાહદે ભપકામાંજ તેણીએ પુછ્યું.

"મેં સાંભલ્યું, બાઈ સાહેબ," મેં કહ્યું, "કે તમારે ત્યાં એક નોકરી છે તે—"

"અરે મરેરે," તેણીએ ટણુકો કરી કહ્યું, 'પણ નોકરીને વાસ્તે મુવો અડુખરા જેવો બાઇ માણુસના આંગપર ધસી આવતાં કાંઇ શરમાતો નથી? પછવાડે રેહે ને બંગલે જઇએ ત્યારે આગલ આવજે"–અને તેણીએ આપણી શાહનશાહ બાનું વિકટોરીયાને છાજતા ઠઠેરાથી મને પાછલ પડવાને ભપકામાંજ ઇસારત કરી. આપણે જોયું કે એ પાંણીએ કાંઇ વાલ ચરે નહીં, તોપણ હજી સઘલું તપાસી જોવાના હેતુથી તેણીના હોકમ સામે સેહેજ ડોકું નમાવી હું પાછલ પડયો.

અને હવે જાણે મુવાંની પાયદસત નીકલી. પેલી બાઇ ગંભીર દબદબામાં આગલ, તેની પછવાડે તેવાંજ ધીમાં કદમે પેલો લાલ્યો, ને વળી તેની પછવાડે તેટલીજ હસવા જેવી હદ સુધીની ધીમી ચાલે હું પોતે એ રીતે ચાલવા માંડયું. હું મારૂં હસવું કાંઈક મુસ્કેલાઇએ દાબી શકતો હતો.

એમ કરતાં મેં જોયું કે પેલા લાલ્યાના હાથ કુતરાં ઉંચકતાં થાકી આવ્યા કે શું તે તેણે ઘણાં અલગ હાથે તેમને હેઠે ઉતારીયાં, ને તેમનાં ગલામાં જે દોરી હતી તે વડે તેમને ચલાવા માંડયાં. પેલી બાઇ આજુબાજુ કે પાછું જોયા વના ઉંચા રોબથી સીધુંજ જોઇ ચાલતી હતી, એટલે પેલા લાલ્યાની આ લુચ્ચાઇ તે જોત એવો સંભવ હતો નહીં, પણ તેટલાં કમનસીએ તે બાઇનો રૂમાલ પડી ગયો, અને તે લેવા તે પાછી ફરી વાંકી વલી, જેમ કરતાં તેની પેલાં કુત્રાં પર નજર પડી!

તે લાલ્યાએ આ જોતાં તુરત તે કુત્રાંને પાછાં ઉપાડી લીધાં પણ આ જાણે તે લાલ્યાએ મોટામાં મોટો વાંક કીધો હોય તેમ તકોબરીના તોરથી ડોલા કાઢી તેણે કહ્યું, "કેમ જીવણ?"

"હા, જી છાબ બાઇ," પેલા લાલ્યાએ અરધે રડતે અરધે હસતે સાહદે બચાવમાં બોલવાનું કાંઇ નહીં હોવાથી આકરો ગાભરો ને તોતરો બોબરો થઈ કહ્યું, અને પછી આગલ કાંઇ બોલવાનું નહીં હોવાથી ચુપ રહયો.

"તેં મોટામાં મોટો ને કદીબી નહીં માફ થઇ શકે એવો વાંક કીધો છે," બાઈએ કહ્યું. "તે વાંક તેં જાણીજોઇને મારી આંખો આગલ કીધો છે, ને તે ઠગાઇનું કાવત્રુ મારે—"

"હાજી છાબ બાઈ," પેલા લાલ્યાએ દર પલે વધતા જતા ગભરાટથી કહ્યું, "પણ આ કુત્તાં લઇ કરીને ભારી બહુ છે તે ધ—

"હવે સાંબો જવાબ ના આપ," તે બાઈએ અરધી ચીંચવાઈને કહ્યું; "તું જાણેછ કેની કે હું કદીબી નોકર માણસોનું સાંબે જવાબ આપેલું તાંમોસ કરી શકતીજ નથી. હલકાં માણસો બાઇ માણસનાં મોંનાપર તરડાઇ આવે તેનાથી વધારે મોટો વાંક બીજો છેજ નહીં,"—અને તેણીએ પોતાનાં નેણ મારા તરફ ફેરવ્યાં, એવી મકસદથી કે હું તેની સાંબે બોલી શકીશ નહીં એ મારે આગળથી અભ્યાસ કરી લેવું.

જ્યાં લાલ્યા જીવણના વાંકની આ ગંભીર તપાસ પુરી થઈ, ને પાછું આગળ મુઆફીક સાજન ચાલવા લાગ્યું. આપણે આટલા વારમાંજ એટલુંબધું જોઇ લીધું હતું કે બંગલાવેર જવાનું પેહેલા વિચારે ઠીક લાગ્યું નહીં, પણ વલી ત્યાંથી ને ત્યાંથી પાછું ફરવાનું સારૂં નહીં લાગે એટલે હજી પુરી ખાત્રી કરવા મેં બંગલામાં જવાનો ઠરાવ કીધો, અને અમો આવી પોંહોંચ્યાં.

તે બંગલાનો દેખાવબી ઉદાસ, એકાંત અને ગંભીર હતો. તેમાં સઘલું સ્મસાંન જેવું ચુપ અને શાંત હતું. તે બાઇ આગલા ખણમાં જતાંજ પાછી ફરી ને તેણે વલી જીવણ તરફ જોયું. "જીવણ," તેઓએ કહ્યું, "આજના તારા વાંક ઉપર હું હવે પછીથી વિચાર કરશ, ને તેને વાસ્તે તુંને શું સજા કરવી તે હું હવે પછી કેહેવશ"–અને હવે તેણે મારી તરફ ફરીને કહ્યું, "મારી પછવાડે આવ, પોરીયા."

તે બાઇ ત્યાંથી પાસેના એક કુસાદે પણ જુના ખખ થઇ ગયલા દાદરપર થઇ માલ ઉપર ગઈ, અને હું તેની પુઠે ગયો. તેણી ગઇ તેવી આગલા હાલમાં ગઇ. ત્યાં એક કોચ ઉપર બેસી એક બીજી પારસણ કાંઇ સદરો સીવતી હતી, અને તેણીમાં તે બાઇના જેવો રોબ કશો જણાયો નહીં તેથી, તેમજ તેણીને જોતાંજ તે પોતાનું સીવવાનું ફેંકી દઈ ઉઠી ઉભી થઇ તેથી મેં જાણ્યું કે તે કોઇ આ બાઇ—જેનું નામ મેં પાછળથી જાણ્યું તેમ કુંવરબાઇ હતું તે–ના હાથ નીચે દાયા સરખી કોઇ હશે, ને ખરેખર તેમજ નીવડયું.

"કેમ માય, જી ભરાયાં ભાર ફરી આએવાં!" અને મેં જોઇ લીધું કે આ તો કોઇ ભરૂચી હતી–"ભે ગરી જીવ વેરાયો."

"નહીં આસીબાઇ," પેલી બાઇએ કેટલીક ઠાક લાગી હોય તેમ ખુરશીપર બેસી જતાં કહ્યું, "પેલી કેહેવત છે કે આગમાંથી નીકલી વનમાં ગયાં તો ત્યાંબી આગની આગ, તેમ ઘેરમાંથી બે ઘડી બાહેર ગઇ તો મુવું ત્યાંબી બરી મરવાનું થયું."

"કાંએ કાંએ," પેલી ભરૂચીને જાંણે કેટલોક ગભરાત થયો હોય તેમ ઢોંગ ભરી આતુરતાથી પુછ્યું, "એવું તે શું થઇ આએવું?"

"પેલો મુવો જીવણ, તેણે આજે ટાઇગર ને રોઝને ચલાવ્યાં!" કુંવરબાઇએ કહ્યું.

"ઓ ભાપ!" જાંણે શું એક આફત આવી હોય તેમ

પેલી ખુસામતખોર ભરૂચીએ પોતાની શેઠાંણીને રાજી રાખવા હાથપર હાથ અફાળ્યા.

"હવે એવાં માણુસને રાખવાં છાજે ?" કુંવરબાઇએ કાંગલી થઇ પુછ્યું.

"ઓ નારે માય," ભરૂચીએ ભરી આપ્યું, "એવાં માણુસોને આપરાં ઘેર બારપરથી ઓવાયરાં."

"વારૂં છોકરા હવે તારી વાત," કુંવરબાઇએ મારા ભણી ફરી કહ્યું. "તું આગલ કાંહાં નોકરી હતો ?"

"શેઠ ધનજીશાહ બેહેલાબોગાનાને ત્યાં, બાઈ સાહેબ," મેં કહ્યું.

"ધનજીશાહને ત્યાં ? સારી વાત છે. આજે પડી ભાગો તો શું થયું, બાકી તે હતો તો શેઠયો."

"તો તો, શેઠયા જેવો શેઠયો," પેલી ભરૂચીને કાંઇ બોલવાનું નહીં હતું તોબી તે વચ્ચે પુરાઈ.

"ને તારૂં નામ શું ?" બાઇએ પુછ્યું.

"મારૂં નામ કાવસજી, બાઇ," મેં કહ્યું.

"કાવસજી ?" પેલી બાઈએ અચરતીની ઢપે કહ્યું, "મરેરે ચાકરડાઓનું તે તે શું નામ? દુન્યાનો બધો રંગજ બદલાતો જાયછની ! વળી ઘણું તો દોલા સોલા કાવલા એમ નામ હોય પણ કાવસજી કેવું ? હેં આસીબાઇ તમે કોઈ દહાડે કોઇ ચાકરડાનું કાવસજી નામ સાંભળ્યું હતું ?"

"ઓ નારે માય," ભરૂચીએ ભદરા ઉતાર્યા, "કભીભી નહીં. સુવું એ તે શું નામ ?"

"પણ તોબી નામ સાથ આપણુને કાંઇ કામ નથી," બાઇએ વિચાર ફેરવ્યો.

"તો તો, નામ સાથ શું કામ હોય ?" ભરૂચીએ વલી ફરવી તોલ્યું.

"વારૂ તારી ઉંમર શું ?" બાઈએ પુછ્યું.

"સોલ વરસની, બાઈ સાહેબ," મેં કહ્યું.

"ઘણીજ નાધલી ઉંમ્મર," બાઇએ ટીકા કીધા.

"ઘણીજ નાધલી," ભરૂચીએ તુરત ટેકો આપ્યો, "એ શું ચાલવાનો ?"

"નહીં, ચાલશે," બાઇએ મત આપ્યું.

"હા, તો તો ચાલશે," ભરૂચીએ વલી ફેરવ્યું.

"વારૂં જો મારાં ઘરમાં તો ચાર વાગામાં ઉઠવાનું—"

"ચારને ટકોરે"—ભરૂચીએ વધાર્યું.

"ને સોજું સાજું સાફસુફ સામન સુમન સૌ મનને જાંણ્યું રાખ્યા જવું."

"દીવા જેવું," ભરૂચીએ સમજાવ્યું.

આ ફારસ સઘલો વીગતે આપતાં ઘણું લંબાણ થઇ જાય માટે હાંજ અટકીશ. સારાંશ કે એ નોકરી મારે નહીં કબુલ રાખવી હતી, પણ શેઠાંણી કુંવરબાઇએ "સાંબુ ના બોલ" ને ભરૂચી આસીબાઇએ "ખબરદાર, સાંબુ ના બોલ" કરી મને કશુંબી બોલવાજ દીધો નહીં. એ ઉપરથી તુરત વેલા તો મારા મનપતીજના પગાર વગેરેનું નક્કી કરી લઇ હું આવતી સહવારે આવવાનું કહી બાહેર નિકળ્યો.

બાહેર જતાં આ મારી નવી નોકરી માટે મેં ગંભીર વિચાર કીધો. મેં જોયું કે મારી નવી શેઠાંણી હાથે કરીને અરધી ઘેલી બનેલી હતી. તેને દમામ ને તોર ને ભપકો ને મીજાજ બતાવામાં કાંઇ હુસ્યારી જણાતી હતી, ને તેમ કરવા જતાં તેણી સામો પોતાનો રકાસ બનાવી જોનારની નજરમાં હલકી પડતી હતી. વલી વધારે કમનશીબે તેણીએ પોતાના હાથ નીચે એક સહીયર રાખી હતી, જેણી એક અભણ ભરૂચી હતી અને તેણીની બુરી ખાશયત ખુસાંમત કરી શેઠાંણીને ભરી આપવાની—બલકે વધુ બગાડવાની હતી. તે એક એવી જાતની હલકી ભરૂચી હતી કે પોતાનું તરીયારૂં તાહરૂં થવા તે તેની બાઇ જો સુરજને ચાંદ ને ચાંદને સુરજ કહે તો તેને વગર તકરારે એકદમ એકમત થવાની. મોટે ઘેર એવી ઓરતો ને એવા ખુસામતખોર મરદો ઘણા હોય છે. તે દલદરો પોતાનાં ભેજાંનો ઉપયોગ જાંણી જોઇને કરતાં નથી, અને પૈસાથી અથવા એવાં કોઇ કારણથી અરધાં ચેડાં ઘેલાં બનેલાં ચીબાવલાં 'શેઠ શેઠાંણીઓને' પોતાની આપમતલબી કુતરા સમાન ખુસાંમતથી વધતાં છગાવી મેલેછે. એવી 'કેરેકટરો' આપણા ખરા ધીક્કારને લાયક છે, ને મેં જોયું કે આ ભરૂચી આસીબાઇ તેઓમાંની એક હતી.

પણ હવે કરવું કેમ? એ નોકરી કબુલ રાખવી કે નહીં? મેં પુખ્ત વિચાર કીધો. હાલ હું નોકરી વગર રવડતો હતો, ને

તુરત નવી નોકરી મલવાનો સંભવ નહીં હતો તેવામાં જે છે તે એ કરી તુરત વેલા એ નોકરીમાં મેં કરેલા કરાર પ્રમાણે બીજી સાહવારે જવાનો મેં ઠરાવ કીધો.

હું હવે મારાં ભહયારખાણું તરફ જતો હતો, અને રસ્તામાં જતાં એક કાપડની દુકાંણ આગળ મેં દુરથી કોઇ અબળાને ઉભેલી જોઇ. હું વધારે આગલ ગયો, ને કોણ? તે શીરીન હતી!

શીરીનને માટે મેં ઉપલી વીગતોમાં બોલવું મોકુફ કીધું હતું તેથી વાંચનાર એમ નહીં સમજયાં હોય કે તેણીને માટે હું બળાપાથી ઓછો બળતો હતો, અથવા મારો પ્યાર અસલ કરતાં કોઇબી દરજજે ઘટીને કમી થયો હતો.—લેશ નહી. એવી એકબી રાત નહીં હતી કે જયારે શીરીન સદગુણની રાહ પાછી અખ્તયાર કરે તેની દુવા ચાહા વના—અથવા તેણી પાપમાં પડી ભાગી તે માટે બળતાં જીગરના બળાપાનાં—અફસોસનાં આંસુ વરસાવી મારો નાહનો તકીયો ભીંજવ્યા વના હું ઉંઘાઇ ગયો હોઉં—ને તેથી શીરીનને એક વાર મોંએ મો જોતાં મારી છાતી હરખથી ઉભાઇ ગઇ.

છેલ્લી મેં શીરીનને જોઇ હતી ત્યારે તે છકેલ, ઉદાઉ, બેશરમ જેવી જણાતી હતી. જમસુ ચણાપાપડીની સંગતમાં તેણી દુન્યાની લાજ ગોયા મુકી ચુકી હતી, પણ આજે હું શીરીનને જોતો હતો ત્યારે મેં જોયું કે તેણીને મેં પેહેલી જોઇ હતી ત્યારે તેણી જેવી સાહલેશ, શરમાલ, નમાની, હોસાનમંદ જેવી સાદી શોભીતી રાંક દેખાતી હતી તેવીજ આજે પણ હતી!—આજે તેજ મર્યાદશીલ લેહેંકો, તેજ સરમાલ પણ મીઠી ચશમો, સઘલું અસલી, સઘલું જુનું જોયલું જણાતું હતું. એ કેટલો ફેરફાર! એ ફેરફાર થયો કેમ?

શીરીને મને જોયો ને આગલ તે મોં ફેરવતી હતી તો આજે મને જોતાંજ તેણીની આંખ અપાર હરખથી ચમકી નીકલી! તેણી એકલીજ ઉભી હતી.—એકજ પલ, અને હું તેણીની આગલ જઇ ઉભો.

---

## પ્રકરણ ૨૭ મું.

### નીરદોશ કે દોશીત?

શીહીન? કેમ બને?

પુનામાં આવવા કેડે આજવેર હું જે શીરીનને તેણીનાં પાપ વચ્ચે પડી ભાગેલી ભ્રષ્ટ હાલતમાં જોતો હતો તે સુંદર પણ દે-

ખીતી છકેલ, ઉડાઉ, ખરચાલ, અમર્યાદશીલ ખુરી શીરીનથી આ શીરીનં કેટલી જુદી! શું શીરીન સુધરી ગઇ હતી? શું પાપી જમ્સુ ચણાપાપડીનો પડખો મુકી તેણી પોતાની ભલી માવતરની ઓથે પાછી જઇ પડી હતી? આ વેલાએ હું જે શીરીનને મારા સનમુખ ઉભેલી જોતો હતો તેણીમાં મેં ગયાં પ્રકરણમાં કહ્યું તેમ તેજ આગલી અદા, તેજ આગલો અદબ, તેજ અસલી સલુક, તેજ પેહેલી સભ્યતા, તેજ સાલેસાઈ, તેજ નેકી, ને તે સઘલાં ઉપરાંત તેજ અસલ સાદાઇ સાથનું તેજ સર્વોતમ સ્વરૂપ જેવું ને તેવું હું સચવાઇ રહેલું જોતો હતો, કે જે સઘલું શીરીન સાથ મારી સર્વથી પેહેલી ભાગ્યશાલી પીછાંણ થઈ ત્યારે તેણીનામાં જોવામાં આવ્યું હતું.

પણ ત્યારે આજ તુલક મેં શીરીનને એ સઘલી સદગુણથી ઉલટી રીતીઓમાં મસ્ત જોઇ તે શું એક ખાલી ખ્યાલી સ્વપનું હતું? લેશ નહીં. લગનોમાં ને ઠેકાંણે ઠેકાંણે મેં એજ શીરીનને જમસુ ચણાપાપડીની સંગતમાં જીવતી જાગતી હાલતમાં ખરેખર ખાત્રી પુર્વક જોઈ હતી.—પણ લંબાણ તર્કનો સમો ન હતો. આજવેર જમસુ ચણાપાપડીની સંગતમાં જ્યારે 'શીરીન' હતી ત્યારે તે મને જોઇ યાતો શરમ કે યાતો ધાસ્તી કે ધીક્કારથી મોં મરડતી હતી, પણ આજે જયારે જેમ મારી નજર શીરીનપર તેમ શીરીનની નજર મારાપર પડી ત્યારે તેણીએ અતી મીઠાસથી હસી મને દોકાંના એક પ્યારભર લેહેકાથી પાસે બોલાવ્યો, અને તે તકનો લાભ લઇ સઘલો ખુલાસો એ ખુદ સુંદરીને મોંહથી પામવાની મકસદથી આશા અને હરખથી ધડક ધડક થતી છાતીએ હું તેની સામે જઇ ઉભો.

શીરીને મને તુરત પોતાનો નાંધલો બરફ સરખો સફેદ, સુંદર, નાજુક હાથ આપ્યો, જે મેં પ્યારથી દાબ્યો. મેં ઘણું બોલવા માંગ્યું પણ હજારો જુદી જુદી કીસમની લાગણીઓથી મારી છાતી એટલી ઉભાઇ જતી હતી કે તુરત મારાથી કશું બોલી શકાયું નહી.

"કાવસ, વ્હાલા કાવસ," શીરીને પોતાના સદાના મધુર કોમલ સરોદે કહ્યુ, "તુંને જોઇને હું ખરાં જીગરથી ખુશ છું. અરે આપણે કેટલુંએ મલ્યાં, ને એકમેકની કેટલી વાતો આપણુને જાંણુવાની છે! પણ તપાસજે કાવસ, સાંભી દુકાંનમાં મારા બાપ છે. તેઓ અંદર કાંઇ કાપડ લેવા ગયા છે."

મેં ગભરાતની નજર આ સાંભલી તે દુકાંનમાં ફેંકી, અને મારા જીવલેણ શત્રું હોમલા ખુંધાને મેં દુરથી પીઠેથી જોયો. એક હાથપર શીરીનને જોતાં જ્યારે મને હરખ થતો હતો, ત્યારે તેજ શીરીનના આ કદરૂપા કદરબીહાંમણા બાપને જોતાં મારા હોસકોસ ઉડી ગયા. વાંચનાર જાંણે છે કે તે મારા બાલક જીવપર નાતરસ-પણે ટાંપેલો હતો. મેં તેનો એવો તે શો બગાડ કીધો હતો કે તેને એ નાતરસ પગલું લેવાની ફરજ પડે તે મને ખબર નથી, પણ દીનશાહ દારૂવાલાની સંગતમાં તે પોતાનાં ઘેરમાં મારો જીવ લેવાની તૈયારી કરતો હતો ને તેથીજ શીરીને મને તે ઘરમાંથી નહસાડી મેલ્યો હતો એ વાત દીસ્તી ખરી હતી.

"ગભરા નહીં, કાવસ," મને ગભરાતો જોઇ શીરીને તુરત સધ્યારો આપ્યો, "બાવા હજીતો હમણાંજ દુકાંનમાં ગયા છે, ને તેઓને પાછા નીકલતાં જરા વાર લાગશે તેટલાં આવ આ ઓથામાં ઉભો રેહ, ને મને ખરેખરૂં કહે વ્હાલા કાવસ કે તું સુખી હાલતમાં તો છે? તુને કાંઇ તંગી તો નથી ?"

"શીરીન," મેં ગમગીનીથી કહ્યું, "તારા પેહેલા સવાલનો હું શું જવાબ આપું તે તારેજ સમજી લેવું જોઇએ."

"હા, જો તું આપણાં છુટાં પડવાનાં દુઃખને વીશે કેહેતો હોય તો ખરૂં માનજે કાવસ," તેણીએ તેવીજ ગમગીનીમાં કહ્યું, "કે હું અને માય તારાં જેટલાંજ દુઃખી થયાં છીએ. અમારા દહાડા રડતાંનાજ જાય છે, કાવસ."–અને શીરીનની સુંદર પ્યારી ચશમોમાં આંસુ ચમકી નીકલ્યાં.

"હા, પણ ત્યારે તારી માતાને મુકવાનું તુંને શું કારણ મલ્યું શીરીન?" મેં પુછ્યું. "તારાં એ પગલાંએ મને જખમી કરી નાખ્યો."

શીરીને મારાં એ બોલવાથી કાંઇ એવી તો અપાર અચરતીથી મારા ગમ જોયું કે વલી જમસુ ચણાપાપડીની સંગતમાં શીરીનને મેં જોઇ હતી તે એક સ્વપ્ના સરીખુ માંની લેવાને મને મન થયું. શીરીન મારાં ઉપલાં બોલવાનો જવાબ આપવા જતી હતી, પણ તેજ પલે તેણીની નજર સાંમેની દુકાંનમાં ગઇ, કે તે ચોંકી. "નાહસ કાવસ નાહસ," તેણીએ ગભરાતમાં કહ્યું, "તારા મામા બાહેર આવે છે, જલદી જતો રહે."

મેં ગભરાતની ચશમો દુકાંણુમાં ફેંકી•ને હોમલા ખુંધાને દુકાનમાંથી બાહેર આવતો જોયો. તેણે હજી મને જોયો ન હતો, તે તકનો લાભ લેઇ જેમ એક જંગલી ફાડી ખાનાર જનાવરના દસ્તથી બચવા હું નાહસું તેમ શીરીનપર એક અહેસાંનની ચશમ ફેંકી હું ત્યાંથી નાહસી ગયો.

હું નાહઠો તેવો મેં તુરત વેલા જે ભઠયારખાંણુંનો આશરો લીધો હતો ત્યાં જઈનેજ મેં પગ થોભાવ્યો. હું મારા ઓરડામાં ગયો, અને એકાંત ગંભીર ઘોર કરવા બેઠો. હું ફરી અને ફરી અને ફરી મારાં મનને પુછતો કે શું એ તેજ શીરીન હતી કે જેને જમસુ ચણાપાપડીની સંગતમાં મેં આટલી બધી વાર જોઇ હતી?—અને તોબી જ્યારે તેની માને મુકી જવાનું મેં કહ્યું ત્યારે તેણી ખરેખરી નીરદોશ હોય તેમ એટલી અચરત થતી જણાઇ હતી કે મને ખ્યાલ થયો કે યાતો શીરીન ખરેખરી તે બતાવા માંગતી હતી તેમ નીરદોશ હતી ને હું ભુલાવો ખાતો હતો, અથવા તો તે કોઇ ઠગારી હતી, જેણીને દરેક પ્રકારની બદીનો અભ્યાસ હોવો જોઇએ તે માંહેલો આ પણ એક હતો કે ખરેખરી પાપી છતાં નીરદોશ અવતાર બાહેરથી ફતેહમંદી સાથ ધારણ કરી શકતી હતી.— અને તોબી તેનું હોસાંન! શીરીન પાપી હોય તોબી મને પ્યારી લાગે એમ હતું. તેણીની અપાર સુંદરતામાં સલો હોય તોબી તે કાંઇ એવી કીસમની સુંદરતા હતી કે તે જોનારના દીલમાં પાક પ્યારનો ઝરો વ્હેતો કર્યા વિના કદી રહેજ નહીં. મધથી ચીકાર ભરેલાં એક પ્યાલાંમાં ઝેરનો ભેલ હોય તેથી મધનો મીઠાસ કાંઇ સમુલગો જતો રેહતો નથી. ઘણાંક ફુલો વાસમાં ઝેરી હોય, પણ દેખાવમાં તેઓ ખરેખરાં મનહર અને લલચાવનારાં હોય છે.

વલી શીરીને એ નિરદોશતાનો દેખાવ કરી મને ઠગ્યો હતો તેની સાબેતીમાં તુરત મને બીજો એક ખ્યાલ થયો. મારો મામો હોમલો ખુંધો પુનામાં આવ્યો હતો તે ખાસ શીરીનને જુલમથી કે સમજાવી પટાવીને પાછી લઇ જવા નહીં હોય તો બીજું શું? તે કાંઇ મને શોધવા કે પકડવા તો આવ્યોજ ન હતો, કેમકે તેમ હોત તો અત્યાર તુલકમાં તેમ કરી રેહેત, પણ તેવું કશું જણાતું હતું નહીં. મને તો લાગ્યું કે તેને ખબરબી ન હશે કે હું પુનામાં છું.

પણ હજી ખબર નહીં હોય ને હવે પછી તે બે ચાર દીવસ પુનામાંજ રહે તો? એ મને નવી ફ્રાલ પડી. જો તે મારા જીવપર ટાંપેલોજ હતો, તો તેની નજરે પડવામાં એક જોખમ હતો, પણ મેં જેમ વધારે વિચાર કીધો તેમ તે પુનામાં વધારે વાર રહે એ વાત મારા ધ્યાંનમાં ઉતરી નહીં. જો તે શીરીનને ચણાપાપડીથી દુરજ લઇ જવા આવ્યો હોય તો પુનામાંજ વધારે વાર રહેવાને બદલે તે જેમ જવાય તેમ જલદી પુનામાંથી સાંમો નીકલી જવાની ઉતાવલ કરે એ સ્વભાવીક હતું. તે છતાં હું કાંઇ હજી છેક બાલક કે નાદાન ના હતો. હવે મને પોતાને મારી સંભાલ રાખવી ઘટે એવી ઉમરમાં હું હતો, ને હું એ ખુનીના સપાટામાં આવી નહીં જાંઉં તેવી સંભાલથી ફરવાનો મેં ઠરાવ કીધો.

બીજી સહવારે હું મારી નવી નોકરીએ ઠરાવ પ્રમાણે જવા નિકલ્યો. વાંચનારને કેહેવું પડશે નહીં કે હું આખે રસ્તે શીરીનનીજ યાદ ને શીરીનનાજ વિચાર કરતો ચાલ્યો. હું અરધેક રસ્તે પોંહોંચ્યો એટલે પુનામાંનાં એક જાણીતાં મોટાં હોટલ આગલ એક ઈશકી બ્રોહામ મેં ઉભેલી જોઇ. તેને એક તેજી દેખાવનો ખુબસુરત ઘોડો જોતરેલો હતો, અને એક હીંદુ કોચમેન રેન હાથમાં લઇ હાંકવાને તૈયાર કોચબાક્ષ ઉપર બેઠેલો હતો, કે જ્યારે એક બીજો ઘોડાવાલો તે ગાડીનું બારણું ઉઘાડું પકડી તૈયાર ઉભો હતો. બરાબર એજ પલે તે હાટેલનાં બારણાંમાંથી જમસુ ચણાપાપડી મોટે સાહદે કોઇ ગામડયા દેખાવના પારસી સાથે વાત કરતો નિકલ્યો. મને એ વેલાએ કાંઇ અજબ વિચાર આવી ગયો. બ્રોહામની પછવાડેથી એક કાચનો નાહનો ગાલો હતો તેમાંથી મને ગાડીમાં કોઇ ઓરત બેઠેલી જણાઇ, અને મને ભય ઉત્પન થયો કે રખે તે શીરીન હોય. આ ખાત્રી કરી લેવાનો સમો હતો. હજી તો જમસુ હાટેલની સીડીપરથી ઉતરે તેટલાં હું કુદકો મારી ગાડી આગલ ગયો—પેલા ઘોડાવાલાને હું શું કરૂં છું તેનો જરાબી વિચાર કર્યા વના એક આચકા સમેત દુર કીધો, ને મેં ગાડીમાં દોકાવ્યું તો—તે શીરીન પોતે હતી!

એજ પલે કોઇએ મારી ગરચીપર હાથ નાંખ્યો, ને અરધી બેભાંનીના ત્રાસથી મારાં ગુમતાં મગજ વચ્ચે મને હડસેલો મારી ગાડીનાં બારણાં આગલથી વગર દયાએ ફેંકી દીધો. હું જઇને હાટેલની સીડીપર પડયો, ને મારૂં માથું સીડી સાથ જોરથી અફ્ળ.

લાયું. તુરત મને બે ત્રણ ખડખડ હસવાના સાહદ આવ્યા, જેમાં એક મેં જમસુનો અને બીજો શીરીનનો તરીકે પીછાંણ્યો !

મેં ગાડીમાં દોકાવ્યું ત્યારે શીરીને મને જોયો હતો ને વલી મો મરડયું હતું તેના વિચારે મને જે અસહ્ય દુઃખ થયું તે દુઃખે હું પડ્યો ને મને જે સખત વાગ્યું તે દુઃખની આગને મારી નાખી. હું પડ્યો હતો ત્યાંથી મારાં માથાંની કલ સમાલતો ઉઠું તે પેહેલાં તો પેલી બ્રોહામ ત્યાંથી પવનવેગે નીકલી ગઇ.

"બચ્ચા, ચોરી કરવાજ ગયલો કે હેં ?" મેં પુઠેથી જમસુ સાથ વાત કરતાં હોટેલમાંથી બાહેર આવેલા પેલા પારસીને ખડખડ હસતાં બોલતાં સાંભલ્યો. "એનું હલાનાહ જાય દેખતાંને આંધરાં કરીને તે ચોરી કેમ કરી મરવાનો ઉતો જે ? ચાલ ઠીક હજા થઇ. માથું તો કેવું અફ્ડાયલું જો કે જાંણે—" આ બેકદરના વધુ બોલો નહીં તાંમોસ થવાથી હું ત્યાંથી તેજ પલે માથું દાબતો ચાલી ગયો.

ત્યારે અંતે જમસુ પાછો ફ્રોવ્યો. તે રાતો રાત શીરીનને તે બીજી સહવારે મુંબઇ જાય તે પેહેલાં તેના બાપના આસરામાંથી પાછો ફુસલાવી લાવી શકયો ખરો. તે નીચ એ અબલાની ખોહારીપરજ મંડયો હતો એટલે તે તેણીએ અખ્ત્યાર કરેલી નેકીની રાહ પરી એક વાર ચુકાવી દેવામાં ફતેહ પામ્યો હતો ખરો, અફસોસ !

---

## પ્રકરણ ૨૮ મું.

## હું સરસ કે તું ?

આ દુઃખી ખ્યાલો કરતાં ચાલતો હું મારી નવી નોકરીવાલાં મકાંનમાં પોંહોંચ્યો. હું પેલા ભાગેલા દરવાજામાં દાખલ થવા જતો હતો તેટલાંજ મને એક પારસી મલ્યો. તે અધુરા ભપકાથી એસકી બનેલો હતો ને વલી અરધો અઢોર થયલો હતો એટલે વધારે એબીયલ જણાતો હતો. તેનો દેખાવજ અણગમો હતો. તે જ્યાં ત્યાં ચુંચી શકમંદ આંખે જોતો હોય તેમ ચાલતો આવતો હતો. તેણે મને જોયો, ને જાંણે હું ચોરી કરવા ભરાતો હોઉં ને તે મને પકડતો હોય તેમ તુરત આવી મારી ખાંધપર હાથ મારી મને ઉભો રાખ્યો. "કોણ છે રે તું ?" તેણે દમામમાં પુછયું, "પેલો આજે આવવા કહી ગયો હતો તે કાવલો કે ?"

મેં સભ્યતાથી હા પાડી.

"તો જોજે રે બચ્ચા, હું તારો શેઠ થાઉં છું," તેણે પોતાની ઓલખ આપી. "ઘેરમાં હું કેહું તેમ કરવાનું, તારી શેઠાંણી કહે તેમ નહીં. શું, સમજ્યો કે?" અને તેણે મારૂં ખભું પકડી મને સારી રવેશે ઢંઢોલ્યો. મેં જવાબમાં તાબેદારીનું દોકું નમાવ્યું, ને જરાક હસી ખુશીના ખંખાર મારતો મને મેલી તે ચાલતો થયો.

આ નવું કૌતક હતું. એ મારો નવો શેઠ શાપુરજી કનત્રાકટર બતાવા માંગતો કે તે ઘરમાં તે વડો હતો, જ્યારે તેની ઓરતમાં મેં જેટલું જોઇ લીધું હતું તેટલાંથી હું સમજતો હતો કે તે વડી આઇજી થવા માગતી હતી. હવે જોવાનું હતું કે કોણ કોણને જીતેછે.

હું ઘરમાં ગયો. ઘરમાં મુવાનું મસાંન હોય તેવું સઘલું શાંત અને ચુપ હતું. મારી શેઠાંણી કુવરબાઇ તેણીની માનીતી સહીઅર આસીબાઇ ભરૂચી સાથે આજે આખો દીવસ બાહેર ગયલી હતી, એટલે હું નોકરોના ખણમાં ગયો ને વાંચનાર માનશે? ત્યાં લાલ્યા જીવણ ઉપરાંત એક રાંધનારી પણ હતી અને તે બન્ને તવાઈ સુકાઇને 'દાંડા જેવાં' થઇ ગએલાં હતાં!

એમ થવાનું કારણ બપોરે ખાનાપરજ મેં જોઇ લીધું. મને કેહેવાનેબી શરમ ઉપજે છે પણ વાંચનારને સમજ પડવા ખાતર કહ્યા વના ચાલતું નથી કે મારૂં ભોજન એક આઠ વરસનાં બચ્ચાંનું પેટ નહીં ભરાય તેટલું–બલકે કદાચ તેથીબી કમી હતું, ને તેનાં ઓછાં પ્રમાણ ઉપરાંત તે સ્વાદ વગેરેમાંબી ઉતરતું ને હલકું હતું. સારાં નસીબે સહવારે બનેલા દુઃખભરેલા બનાવોએ મારી ભુખ મરી ગઇ હતી, એટલે મને ખાવાની રૂચી ન હતી અને તેથી હું ખાધું નહીં ખાધું કરી ઉઠી ગયો.

સાંહજે ચા મલી તે ધુકરાયલાં ઉકલેલાં કસ્વાદ પાંણી વના બીજું કશું ના હતું. ટેસ્ટને માટે જે કાંઇ નાખવામાં આવતું હોય તે તો રહ્યું, પણ સુકી ચાનાં પાંચ સાત દાણાબી કીટલી ભરી પાંણીમાં નાંખવામાં આવ્યાં હોય એ શકની વાત છે. તેમાં દુધ તો નહીં હતું તો ખેર, પણ ખાંડ કે પતાશા પણ નહીં હતા! એનું મેં કારણ પુછ્યું, ને રાંધનારી ડોસી (ડોસીબાઇ) એ જવાબમાં જણાવ્યું કે સખી વજુદબાઈ કુંવરબાઈ નોકર આદમીઓ માટે આઠ દહડાની ખાંડ સામટી દર સોમવારે કાઢી આપે છે, ને તે

એટલી બધી આપે છે કે ગમે એવી કરકસરે વાપરવા છતાં બુધવાર—ને ઘણું તો બ્રેસપતવાર સુધીમાં પુરી થઇ જાય છે, ને પછી વલી સોમવાર આવે ત્યાંવેર એ લખલુટપણાંની સજામાં મોરી ચા પીવી પડે છે. સારાંશ કે આજે શુકરવાર હતો એટલે તે અને તેની પછીના બે દીવસો ચા વગરનાજ કાઢવાનો મેં ઠડાવ કરી તે ચા મેં ઘોલી નાખી.

રાતનું ખાનુંબી પણ એવાજ રડાકુટાનું હતું, ને મને લાગ્યું કે એવા હાલે નોકરી કીધાથી હું તેવોના જેવોજ તવાઇને દુરબલ થાઉ તેમાં કશી નવાઇ કેહેવાશે નહીં.

બીજી સહવારે મને શેઠ શેઠાણીની હજુરમાં તેડી મંગાવામાં આવ્યો. મને કપડાં આપવાની બોલી હતી એટલે શેઠે પૌતાનાં કપડાં મને આપવા કાઢયાં હતાં તેમાંથી ક્યાં આપવાં અને કયાં રાખવાં તેની હું હાલમાં દાખલ થયો ત્યારે શેઠ શેઠાણી વચ્ચે જોશ ભર ઝીક્કર ને રકઝીક ચાલતી હતી—અને તોબી મને જે કપડાં આપવાનાં હતાં તે એવાં તો ફક મારી ગયલાં હતાં કે તેનું સવરૂં કયું ને અવરૂં કયું તેબી જણાતું ન હતું!

"મરેરે આવોબી કાંઇ જુલમ છે!" હું ઓરડામાં ગયો ત્યારે શેઠાણી કુંવરબાઇને મેં બોલતાં સાંભલી, "પણ એ બધાં નવાં ને નવાં કપડાં આપી દેવાની કાંઇ જરૂર? બોલોની આસીબાઇ આવો જુલમ તે હવે કેમ ખમાય?"

"નહીં ખમાય માય નહીં ખમાય," શેઠાણીને તે ભરૂચીએ ભરી આપી. "શાપુરજી બાપ તમેબી શું કરવા જીદ કરોચ?"

"તમે ચુપ રહો આસીબાઇ," શેઠે દોલા કાઢી કહ્યું, "મારાં ઘરમાં હું શેઠ છું, ને મારે ગમશે તેમ કરશ તે વચ્ચે આવવાનો કોઇનો હક નથી."

"એટલે," શેઠાણીએ ટણકાના ફુંફારાથી કહ્યું, "તે હું ઘેરની જીવતી જાગતી ઘેરધણીઆંણી ક્યાં ગઈ જે? માતીડાઓને ચાકર નફરોની વાત વચ્ચે પુરાવાને હક શું છે જે? કેમ બોલ્યાં નહીં આસીબાઇ?"

પણ આસીબાઇ આ વેલાએ શેઠના દોલા જોઇ દબાઇને ચુપજ રહ્યાં. આથી શેઠાંણીનું વધતું પાકી આવ્યું, ને તેઓ આસીબાઇપર ઉખર્યાં. "મરેરે મુવાં તમેબી માંજનું જોયા કરોચ? બધું મારૂં

ઘેર લુટાઈ જાય છે. આ માતીદો લખલુટ ખરચો ચલાવી મારા બાપની આપેલી બધી દોલત ફના ફાટીઓ કરી મેલે છે, ને મારા તરફથી બોલવાવાલું કોઈ ખુદા વગર મલે નહી?"

"તારી એટલી બધી જીદ કેમ?" શેઠે કહ્યું, "કાવલાને એ કપડાંબી તું આપવા નથી દેતી તો તારી બોહસપર એથી સરસ આપશ." આ રકજીકમાં મેં જોઇ લીધું કે માટી બઇએર વચ્ચેનો મોટો બગાડ ઘરમાં સરસાઇ મેલવવાને લગતો હતો. તેઓ પોતાની એ રકજીકમાં એટલાં બેમહલાજે થયાં હતાં કે હું આગલ ઉભો હતો તેથી લજવાઇનેબી તેઓ ચુપ થયાં નહીં, ને ઓર મને તેમના એ ખાનગી ફેસાદથી શરમાવું પડયું.

પણ એ ફેસાદનું પરીણામ મારા લાભમાં ઉતર્યું. મને જે કોચરાનાં સાલના અસલી તુવાનાં કરડી ખાધેલાં જુનાં ખખ કપડાં મલતાં હતાં તેમાંબી મારી કંજુસ બાઇએ વાંધો કરવાથી શેઠે જીદના માર્યાએ તેથી ઘણું વધારે સરસ એટલે તેઓનાં પોતાનાં ચાલુ બરનાં કપડાંની કેટલીક જોડ કાઢી આપી, તે તેથી વચ્ચે હું ગરીબ માણસ કમાયો.

---

## પ્રકરણ ૨૯ મું.

## આસી ભરૂચી.

મારા આગલા શેઠોને ત્યાનાં ખાનપાન સાથ આ ઘરની કંજુસાઈ સરખાવતાં મને ખચ્ચીત રમુજ ઉપજતી હતી. હયાં કોઇ દહાડે ખાનુ તો થયુંજ ન હતું. મારા શેઠે મને પોતાનાં કપડાં કાઢી આપ્યાં તેથી વાંચનારે કાંઈ એમ નહીં સમજવું કે તે જીવનો દુલ્લો હતો. તે તેની હેતાલી ધણીઆંણીના જેટલોજ સુમ હતો, પણ એ તો ફકત જીતાજીતની વાતપર જીતી જવા તેણે મને એ રીતે નવાજ્યો હતો. એવાં કંગાલ કંજુસોને ત્યાં મારા જેવાં કરમનાં લીલાં નોકર નફરો રહે તો તેમાં વાંચનારે અચરત થવું નહીં, કાંય કે નોકરીઓ મલવી કાંઇ સેહેલ વાત ન હતી, ને તેથી સઉને પોતપોતાનાં પેટના ગુજારા માટે કેઠેબી પગ ઠેડવી રેહેવાની ખરેખરી જરૂર હતી.

શેઠાંણી રોજના રાંધણીમાં પચાસ ધકેલા ખાતી, ને ચોખા, દાળ વગેરે જણસો ઉંધાડી ઉંધાડીને જોતી કે તેમાં કેટલો ખારો

પડયો છે ને તેમાંથી નોકરોએ કેટલુંક તફડાવ્યું છે. ધણી ધણીઆંણીને મેં રેહેતે રેહેતે જોયું તેમ મુતલગ બનતું ન હતું. તેઓ જરા જરામાં મરાઈ પડતાં હતાં, અને ઘરમાં "હું વડો" ને "હું વડી" ની પંચાતો કરતાં હતાં. મારી શેઠાંણી જરા ચીકાશદાર ઘરની હતી એટલે તે પોતાના ધણીને ચાહવા બદલે ગરૂરીથી ધીક્કારતી હતી, ને એવા એક સાદા કનત્રાકટરને ઘેર તેણીને બચગીથી પરણાવા ખાતર તે પોતાનાં માબાપને કદુવા દેતી હતી. તેઓને કશાં છોકરાં હતાં નહીં, ને તેથી એવી ખરી કંગાલીયત વચ્ચે આસીબાઇ ભરૂચી શેઠાંણીને ઠીક સહીઅર થઇ પડી હતી. તેણીને તે પગાર આપતી હતી જે તે ખુશીથી કરતી હતી, કાંયકે આ ખુશામતખોર ભરૂચી બાજે વખત પોતાની બાઇ તરફથી પોતાના શેઠ સાથે લડવા ઉતરવાનેબી ચુકતી નહીં. તે તેની બાઇની હલકી પ્રકારની બોલેબોલ ને ડગલે પગલે ખુશામત કરતી હતી. તે તેના ટાણાટપલા ને જાંસાબોરા ખમતી હતી. તે તેણીનાં કંટાલાભરેલાં ટાહેલાંઓને ઢોંગભરી ઉકમાહથી ઉતેજનો આપતી હતી. વલી કુંવરબાઇને કશાં છોકરાં ન હતાં એટલે તેને બે પાલેલાં કુતરાંઓપર સ્વભાવીક પ્યાર હતો, ને આખા ઘરમાં એ બે ચોપગાંજ ધરાઇને ખાતાં હતાં.

મારી નવી નોકરીમાં રહ્યા કેડે કેટલેક દીવસે હું કાંઈ કામસર હાલમાં ગયો ત્યાં પેલી ભરૂચી એકલીજ હતી. તે આ તકનો લાભ લેઈ મને જોતાંજ મારા ભણી આવી. "કેમ ભાપ કાવસ," તેણે કહ્યું, "તુંને આ ચાકરી કેવી જણાયચ? તારો પગાર એટલો મોટો મેંજ કરાયવો જો!"

"વારૂં પછી?" મેં શું બોલવું તે નહીં સુજવાથી પુછયું.

"પછી શું ભાપ?" તેણે કહ્યું, "એ જે તુંને તારા પગારમાંથી દર મહીને મને પુછવું પડશે."

"શું?" મેં નેણ ચઢાવી કહ્યું.

"જો તારા પગારમાંથી તું મને ત્રણ રૂપીઆ ધર મહીને આપતો જશે તોજ તું એ નોકરીમાં ઠડી રેહેશે, ને નહીં તો વેહેલોજ અહીંથી રસ્તો લેશે."

"જો એ બાઇ," મેં કહ્યું—અને મને એ ઓરત વાસ્તે જે સખત તીરસ્કાર પ્રથમથીજ બેસી ગયો હતો તે આ તેનીસે વાત કરતાં હું છુપાવી શકયો નહીં— "મારી ચાલ કાંઈ તારા જેવી

ખુશામતખોરી નથી. તું એમ દમ ભરાવી મારા પાસે એક પઈબી લઇ શકશે નહીં. હું મારા પસીનાના પૈસાનો હજી રૂડો ધરમ કરશ, પણ તુંને તેમાંથી એક ખોટો પૈસોબી મલશે નહીં."

"ઓ તું મરેરે મુવા ઘેવ!" તેણીએ ધ્રુડીને કહ્યું, "ઠીક છે મુવા, એનો સવાધ તો તુંને એવો ચખાધશ કે મુવો જનમ સુધી યાધ કરશે."

મેં માહા તુચ્છકાર ને તીરસ્કારનાં આ નીચ ખુશામતખોર ઉપર નેણ ધ્રુડકાવ્યાં, અને પછી ઓરડામાંથી ગુસ્સાભેર જતો રહયો.

એ દીન પછી મારાં દુશ્મનોની ટીપમાં આ આરીબાઇ ભરૂચીનું નામ નવું ઉમેરાયું.

મારૂં ઘણું મન થયું કે આ લુચ્છી ભરૂચીની સઘલી વાત શેઠ અથવા શેઠાંણીને કેહેવી, પણ મારી સામે એક મરદ નહીં પણ એક ઓરત હતી, એટલે લાજનો માર્યો તેના સામે ફરીયાદ જવાનો મારો વિચાર હું અમલમાં લાવી શકયો નહીં. વલી મેં જાણ્યું કે ઘડીભર હું ફરીયાદે જાઉં તોપણ એ ભરૂચી મારી શેઠાંણી કુંવરબાઇ સાથ જે વગ ધરાવે છે તેપરથી ફાવી જશે ને ઓર મારી હસી થશે, એટલે તુરત વેલા આગલ શું થાય છે તે તપાસતાં ચુપ રેહેવામાંજ મેં ડહાપણ જોયું.

એ વાતને કેટલાંક અઠવાડીયાં ગુજરી જવાથી તે લગભગ વીસરાઇ જવા માંડી. એ પછી મારાં સાંભલવામાં આવ્યું કે શેઠાંણી કુવરબાઇની એક સાવકી બેહેન હવાની ફેરબદલી સારૂ અમારે ત્યાં આવવાની હતી. કુંવરબાઇના બાપ પાસે પૈસો હતો તે વાંચનાર જાંણે છે. કુંવરબાઇની પોતાની મા મરી ગઇ હતી, જે પછી તેનો બાપ એક બીજા કુટુંબમાં પરણ્યો હતો, અને તે બીજી બાયડીથી તેને આ એક છોકરી થઇ હતી. આ છોકરી હજી કુવારી હતી, ને તેણીની મા પણ મરી ગયલી હોવાથી તે પોતાના બાપ સાથે મુંબઇમાં એક બંગલામાં રેહેતી હતી. તેના બાપે તેને એકલું રેહેતાં સોહવાય નહીં કરી એક સહીયર આપી હતી અને તે તેની બેહેન કુંવરબાઇની સહીયરથી તદન જુદાજ પ્રકારની હતી. કુંવરબાઇને સહીયર રાખવાને જે મન થયું હતું તે પોતાની બેહેન ખુરશેદને તેમ કરતાં જોઇનેજ હતું, અને જ્યારે ખુરશેદને (વાંચનાર મારી વારતામાં આગલ જોશે તેમ) એક ઘણીજ ભલી સહીયર•

મલી હતી, ત્યારે બાપડી કુંવરબાઇને આસીબાઇ ભરૂચી જેવી એક લુચ્છી ખુશામતખોરી મલી હતી.

ઉપલી સઘલી વીગતો ખુરશેદબાનું અથવા ખરશેદબાઇનાં અમારે ત્યાં આવવા આગમચથી અમારે ત્યાં રાંધવા રહેલી બાઇને મોંથી મેં જાણી લીધી. ખુરશેદ આજ સુધી કદી પોતાની બેહેનને ત્યાં આવી ન હતી—પણ કુવરબાઇ પોતાના બાપને ઘેર અવાર નવાર જતી હતી તેની સાથે અમારી રાંધનારી ડોસીને એકાદ વાર જવું થયું હતુ, એટલે તે ઉપલી વીગતો મને આપી શકી હતી.

મારાં શેઠ શેઠાંણીના બખીલ ખવાસનો આટલો અભ્યાસ કીધા કેડે જ્યાંરે વાંચનાર જાંણશે કે તેઓએ મોટા પાયાપર આ પહરોણાં-બાઇની મદારતની ધામધુમ ચલાવી ત્યારે તે અચરત થશે, પણ એમાં અચરત થવા જેવું કશું છે નહીં. કુંવરબાઇના બાપ પાસ પૈસા હતા અને પૈસાની બાજુએ બધાં ઢલી પડેછે, તો મારા શેઠ શાપુરજી ને તેની બાનું કુંવરબાઇ જેવાં પૈસાને પ્યારથી એકઠો કરનાર એજ નબલાઇનો ભોગ થઇ પડે એ કુદરતી હતું. કુંવરબાઇ હજી તેના બાપની કજા રજાએ ને મારો શેઠ તે ઘાંખરાએ તાકો ઘડી કરવાના વખતે બીજો ફાલો મેલવવાની ઉમેદમાં હતો, અને તેને ખાતર ખુરશેદની સારી રવેશે ખાતરદારી કરવાનો આ બેઉ માટી બઇએરે એકમત થઇ ઠરાવ કીધો હતો. વલી સદાનાં જેઓ સુમ હોય છે તેઓ જો પોતાની મકસદ કે મતલબસર ખરચવા આવે છે તો સારૂં ખરચી નાંખેછે, અને તેજ રીતે હાલ અમારે ત્યાં થતું હતું. ખુદ મકાંનમાં મરામત ચાલતી હતી, અને જે ઘણુંક જુનું ખખ ફરનીચર વગેરે હતું તેની જગ્યે સઘલું નવું આવવા લાગ્યું. આથી અમો સૌને ઘણી ખુશી લાગી; કાંયકે એ સદાનાં સ્મશાંન જેવાં ઘરમાં કાંઇક નવા પ્રકારની જીંદગીની ગરમી આવેલી લાગી, ને એ ધામધુમની ધમાલમાં ને નવા ફેરફારોથી અમારી એકની એક ઢપની ચુપ જીંદગીને કાંઇક નવી તાજગી મલી.

અંતે એ સઘલી દેખાદેખીની તૈયારીઓબી થઇ રહી, ને ખુરશેદ જે દીવસે આવવાની હતી તે દીવસ આવ્યો. હું કુદરતી રીતેજ આ ખુરશેદ કોણ હતી ને કેવી હતી તે જાણવાને આતુર થયો, કાંયજે મેં જોયું કે તે જો મારી શેઠાંણીના જેવાજ સઘલા હલકા ખવાસો ધરાવતી હશે તો કાંઇ જીવ જેવો ફાએદો અમોને

થનાર નથી, પણ તે જો મોઝીલી–શોખીલી હશે તો તેને આ એકાંતવાસ ગમશે નહીં, ને યા તો તે એમાં ખુશીનું નવું લોહી ઉમેરાવશે, અથવા તો તે જે એક બે મહીના રેહેવાની હતી તેને બદલે એક બે અઠવાડીયામાં જતી રેહેશે.

પુનામાં રાત્રે ૭ કલાકે જે ટ્રેન આવતી હતી તેમાં બપોરની મુંબઈથી બેઠેલી આ બાહી આવનાર હતી. મારો શેઠ મારી શેઠાણી સાથની પોતાની સરસાઈની મારામારી તુરતવેલા તો બાજુ મુકી તેનાસે મલી ગયો હતો, ને તેઓએ કરેલી ગોઠવણ મુજબ તે એકલો તે બાઈને સ્ટેશન ઉપર લેવા ગયો હતો.

આસરે પોના આઠ કલાકે તેઓ આવ્યાં. હું અને લાલ્યો જીવણ તેઓના સર સામન ગાડીમાંથી ઉતારવા લાગવા તૈયાર ઉભા હતા, ને મેં એક સપાટે જોઇ લીધું કે ખુરશેદ કોઇ જવાંન અને ખુબસુરત અબલા હતી. તેની સાથે તેની સહીઅર આવી હતી.

ખુરશેદ આવી તેવી ખરા ખાલેસ હરખ સમેત બારણાં આગલ આવી ઉભેલી પોતાની કુંવરબાઇ બેહેનને દોડીને ચાંપીને કોટી કરી તેથી મેં જોયું કે આ બાહનું દીલબી ઘણું મમતાલુ હતું. એ પછી તુરત ખાંનુ કાઢવાનો હોકમ થયો, ને (મારાં એ નોકરીમાં રેહેવા પછી આજે પેહેલીજ વાર) જ્યારે ચાર પાંચ વાણીનું ખાંનુ પીરસાયું ને તેઓ જમવા બેઠાં ત્યારે હું ટેબલપર હાજર હતો, ને તે વખતે મને જોઈ લેવાને બની આવ્યું કે ખુરશેદ તેની બેહેનથી તદન ઉલટી રીતે એક ખરેખરી ખુબસુરત અબલા હતી. તે આસરે ૧૮ થી ૨૦ વરસની ઓલકની, હસમુખી, ખુશ સ્વભાવની દેખાવલી બાનું હતી તે ઉંચી અને પતલી હતી, જે તેની ખુબસુરતીની સોભામાં ઉંમેરો કરતું હતું. તે તવંગરની બેટી હતી ને તેની બેહનને ઘેરથી બીલકુલ ઉલટી ક્રાસમે તેને ત્યાં પૈસાનો છુટથી ઉપયોગ થતો જણાતો હતો, તોબી તે જરાબી તુમાખદાર કે તકોબરીવાલી હતી નહીં. ઓર તે નમાની, સારાં સલુકની, અને શેઆની હતી.

---

## પ્રકરણ ૩૦ મું.

### ખોટાં તોહમત.

ખુરશેદની સહીયરનું નામ નવાજબાઇ હતું ને તેને નવાઝ

કેહેવામાં આવતું હતું. જે મેં ખુરશેદને પોતાને માટે કહ્યું તેજ સઘલું આ અબલાને વાસ્તે કહેલું ખોટું કહેવાશે નહીં. તેની ઉમર ૩૦ થી. ૩૨ વરસ સુધીની હશે. તે એક ગરીબ માબાપની દીકરી હતી ને ખુરશેદની નોકરીમાં રહી હતી. આસીબાઇ ભરૂચીમાં ને તેનામાં પોતામાં મેં આસમાન જમીનનો ફેર જોયો, ને તોબી જ્યારે તે ભરૂચી મારા શેઠનાં ઘરમાં શોખાઇથી ને શેઠાણીની મુરખાઇથી ખુદ શેઠાંણીના જેટલીજ સાહેબી ભોગવતી હતી, ત્યારે નવાઝ તો અમારી પેઠે નોકર આદમીઓમાં ભેલાતી હતી. ખરૂં બોલીએતો નવાઝ ખુરશેદની દાસી જેવી હતી, અને તોબી વાંચનારે ખાત્રી રાખવી કે ખુરશેદની તેનાપર અતી ઘણી મેહેરબાંની અને લગભગ એક બેહેન જેવુંજ વ્હાલ હતું. નવાઝ પણ ખુબસુરત, પોતાની શેઠાંણી કરતાં અતી ઘણી વધારે હસમુખી ને બટકબોલી, ને નીરદોષ ઢોંગ ધતુરા ને મશકરી મજાખોથી ભરપુર હતી. તે એક એવી જાતની અબલા હતી કે જે દીલમાં જરાબી પણ પાપ ધરાવા વગર ભલા માટીડાની મશકરી કરીને ઉભી રહે, પણ જો તેણીને કોઇ એક બુરી આંગલી કરે તો તેના દોલા કાઢી લઇ પોતાના પગ તલે ભચડે.

આ બે જણનાં અમારા ઘરમાં આવવાથી અમારાં ઘેરનો રંગજ ફેરવાઇ ગયો. ખુરશેદ ઉપર શેઠ શેઠાંણીઓના ઓરડામાં ને નવાઝ હેઠે બાવરચીખાણાંમાં ને નોકર નફરોના ઓરડામાં કાંઇબી વાંધાભરેલું જોતાં તે સુધારવાની ખણખોડમાં પડતાં. દાખલા તરીકે પેહલેજ દહાડે નવાઝ હેઠે આવી ત્યારે રાંધણીમાં જુજ્તો જાફતો એક દીવો જોઇ તે ખડખડ હસી પડી. "ઓ તમે મરોરે ડોસાં," તેણે ખુશ મિજાજે કહ્યું, "તમારી આંખ કાંઇ બીલાડાંનાં જેવી છે કે શું? આવાં અંધારા ગારમાં તેમોને કેમ દેખાએચ? મુવાં મસાંનમાં એક દીવો બરે તેવું શું એ બધું? લે લાવો બે ચાર બચ્ચાં વણીને મુકએ, ને કાલથી હું બાઇને કહીને તમારાં બાઇને કેહેવાડશ, ને કાલે અહીં ચીમનીનો ખાસ્સો તપ્પર જેવો દીવો મુકશું."—ને તેણીએ પોતાનાં બોલવા પ્રમાણે બજાવ્યું.

બીજી સહવારે જ્યારે ડોસી નોકરોની ચાનાં પાણીમાં સુકી ચા નાખવા ગઇ ત્યારે વલી નવાઝે તેનો હાથ પકડયો. "ઓ તમારો જીવ બરેરે મુવાં," તેણે વલી ખડખડ હસીને કહ્યું, "આપણે છ

જણુ પીવાનાં ને એ ચમટી ચાએ શું નાંખોચ? અરે બાચકો નાંખો કે જરા સારો રંગ આવે. શું, ચાએ ઘટી પડશે? લે ચાલો ઘટી પડશે ને તમારાં બાઇ નહી મંગાવે તો મારાં બાઇના પૈસાએ હું મંગાવી આપશ."

ટુંકમાં હસમુખી નવાઝે અમારી ખાણીપીણીમાં ઘણો મનમાનતો સુધારો ને ફેરફાર કરાવ્યો. તે મારા સાથ ઘણીજ જલદી હલી ગઇ, ને જીવણુની ઘુમ ખુશ મશ્કરીઓ કરીને મને રમુજ આપવા લાગી. લાલ્યો જીવણુ આ મશ્કરીથી કશો ચીરડાતો નહીં હતો. તે એક ભોલો ભલો આદમી હતો એટલે ઓર તે તે ખુશીમાં મોજ લેતો હતો.

એઓનાં અમારાં મકાંનમાં આવવા પછી ત્રીજે દહાડે હું મારાં શેઠના ઓરડામાં કાંઇ કામસર ગયો, ને ત્યાંથી પાછો ફરતો હતો ત્યારે મારી પછવાડે આસીબાઇ ભરૂચી ઉઠી આવી. અમારા વચ્ચે પંચાત થયા પછીનો હું એ ઓરતને મુતલગ કોઠું આપતો ન હતો એટલે હું ચાલી જતો હતો, પણુ તેણે મને બુમ પાડી ઉભો રાખ્યો.

"આંખ ફુટી ગેઇ કે હું પછવાધે આવી તે ધેખાયું નહીં?" તેને ખારના ખીજવાટથી કહ્યું, "હવેથી હું પછવાધે આવી ને જો ઉભો નથી રહયો તો મરશે મુવો કુત્રાંને મોહતે."

હું તુચ્છકારથી-તીરસ્કારથી હસ્યો.

આથી તો તેનું ઘણુંજ પાકી આવ્યું, પણુ કાંઇ ચાલ્યું નહીં ત્યારે તેના પુડે મારાપર મારાં ઓરડામાંથી નીકલવા પછી મારી બાઈએ જે હોકમ મોકલ્યો હતો તે મને પુશકલ દમામમાં કહી સંભલાવ્યો. તે સાંભલી હું દાદરપરથી ઉતરી જતો હતો પણુ આ ખડતલ ભરૂચીએ આજુ બાજુ કોઇ ન હતું તે તકનો લાભ લઇ મારો એક હાથ અતીસે ચાંપીને પકડયો, ને જાંણે તે મસલીને આટો કરવા માંગતી હોય તેમ કરી મારાપર ખુબ દોલા કાઢી કહ્યું, "મુવા યાધ રાખજે હો, આ ઘેરમાં તેં મને પેહેલો ગારો ધીધો છે, પણુ એનો સવાધ જો તુંને નહીં ચખાધું તો મારૂં નામ આસી ભરૂચી નહીં."—આટલું બોલી તે ઓરડામાં જતી રેહી.

આ લુચ્ચીની આ બીજી વારની ધમકીથી હું બીહીધો તો નહીં પણુ અચરત ઘણો થયો. એ દદા કેહવાજ શુ માંગતી હતી? વલી મને મન થયું જે એ તેની ધમકી વગેરે હું શેઠ શેઠાંણીને

જાહેર કરૂં,. પણ વલી શરમે મને તેમ કરતાં અટકાવ્યો. મેં જોયું કે હું મારૂં સઘલું કામ એ દદાના સપાટામાં નહીં આઉં તેમ કરીશ તો એ લુચ્છી કદીબી મારાપર ફાવવાની નથી, ને તેમ કરતાં મને વગરે વાંકે જો કાઢી મુકવામાંજ આવશે તો આ નોકરી કાંઇ મને તદન પસંદ નહીં હતી એટલે વલી ખુદાની મેહેરબાંનીથી બાહેર જોઇ લઈશું. એટલા માટે તુરત વેલા તો ચાલે ત્યાંવેર ચલાવાનો ઠડાવ કરી હું ખામોશજ રહ્યો.

વલી ઉપલી વાતને કેટલાક દીવસ ગુજરી ગયા ને તે મારાં મનમાંથી નીકલી ગઇ. નવાઝ ને મારા વચ્ચે નીરદોશ પ્રકારની સારી દોસ્તી થઇ હતી, ને તેથી અમો પુશકલ ઢોંગ ઢતુરા કર્યા કરતાં હતાં. નવાઝને મારીજ પેઠે આ ભરૂચીપર ધીક્કાર બેસી ગયો હતો. તે શેઠાંણીની શેઠાંણી થઇ નીકલી હતી તેથી નવાઝ ખુબ નોકરનફર વચ્ચે રમુજ કરતી હતી.

એમ કરતાં ખુરશેદબાનુંની સાલગરેહનો દીવસ આવ્યો, ને તે મારાં શેઠ શેઠાંણીએ ધામધુમથી ઉગાડવાનો ઠડાવ કીધો. તે દહાડે રાત્રે અમારાં ઘરમાં એક જીયાફત કરવાની હતી, ને તે માટે એક દીવસ આગમચથી ધમાલ ચાલી રહી.

સાલગરેહના દીવસે સહવારે પેહેલવેહેલી જ્યારે નવાઝ મને મલી ત્યારે હું જોઈને અચરત થઇ ગયો કે હમેશ પેઠે હસીને કાંઈ વાતચીત કરવાને બદલે તેણે મને જોઇને મોઢું મરડયું! તે બીજા નોકરનફરો સાથ જેવી ને તેવી ખુશ મિજાજમાં હતી, ને આવા ખુશી ખુરમીને દીવસે મારાજ જોડે એમ કેમ? મારા જોડે તો તને આખો દહાડો સૌથી ઘણો હસવા બોલવાનો વ્યવહાર હતો—મારે માટે તો તે સૌથી ઘણું ઉચું મત વારેવારે જાહેર કરતી હતી, ને આજે મોઢું કેમ મરડયું? હું કાંઇ સમજ્યો નહી.

મારાં મનનો ખતરો દુર કરવા મેં નવાઝને બોલાવી, પણ તેણે ટુંકા ને ટચ જવાબો મિજાજમાં આપી મને તુરત ચુપ કરી નાંખ્યો. એવામાં તેને ઉપરથી તેની બાઇ તરફથી તેડવામાં આવી, ને તે ઉપર ગઈ. તે પાછી આવી ત્યારે હું ઉપર જતો હતો એટલે અમો દાદર આગળ મલ્યાં. ત્યાં કોઈને નહીં જોઇ તેણીએ મને કહ્યું, "હું તુંને ઘણો સારો છોકરો સમજતી હતી, પણ તું કઇ મહા બુરો જણાયો છે."

આ તોહમત સમજી હું એટલો અચરત થઇ ગયો કે મારાથી આગલ કશું બોલીજ શકાયું નહીં. નવાઝે તે જોઇ આગલ ચલાવ્યું. "હું તારા સાથ છુટથી હસતી બોલતી હતી તેથી તારે એમ નહીં સમજવું કે હું કાંઈ આબરૂમાં કમ છું; ઓર તારા જેવા પાપી સાથે એમ છુટથી ભેલાવા ખાતર હવે મને ખીજવાણ પેદા થાય છે. આજથી તું મારી સાથ વાત ના કરતો. હું સેહેજ દહાડાને વાસ્તે બગાડ વધારવા માંગતી નથી તેથી આ વખતે હું તારા વાંકપર અખાડા કરી જાઉં છું."

એ શું? હું કાંઈબી જવાબ દેવા જાઉં તેટલાં નવાઝ ઉપલું બોલી મારા આગલથી જતી રહી. હું અચરતીથી દંગ થઇ ગયો. મેં વિચાર કીધો ને કેટલોક ખ્યાલ કીધા પછી મને તુરત ભાન આવ્યું કે પેલી દદા આસીબાઈએ નવાઝના ને બીજાંઓનાં કાંઈ કાન ભર્યા હશે. આ ઉપરથી પેહેલી જોગવાઇએ નવાઝનાં મનનું સમાધાન કરવાને મેં ઠરાવ કીધો.

નવાઝને તેની શેઠાંણી અમારાં ઘરથી આસરે ત્રણ માઇલ દુર તે દીવસે કાંઈ કામસર મોકલતી હતી તે જવા નીકલી એટલે તેને મેં દાદર આગલ રોકી. "નવાઝ," મેં કહ્યું, "તું શું કેહેવા માંગે છે તે હું સમજતો નથી."

"ક્યાંથી સમજે?" નવાઝે પ્રગટ ધીક્કારથી હસી કહ્યું. "એક પાપપર જુઠાંનું વલી બીજું પાપ. હજીતો ભોંયમાંથી ફુટે છે તેટલાં જો એટલો બુરો છે તો આગલ જતાં કેવોક નીકલશે? જો તારૂં પાપ હું આંખો આંખ જોતે નહીં તો તો હું કદી માનતેબી નહીં. એવો તું સાધુ જેવો દેખાવ કરી શકે છે, શરમ છે!"—અને વલી હું કશુંબી કહું પુછું તે પેહેલાં તે મારા પાસથી નીકલી તેની શેઠાંણીનાં કામસર જતી રહી.

હું તો દંગ થઇ ગયો. નવાઝના કોઇએ કાન ભર્યા નહીં હતા એ તો દીસ્તુંજ હતું. તેણે કહ્યું કે મેં નજરે જોયું ને તે જુઠું બોલે એવી અબલા હતી નહીં, ત્યારે તેણે શું જોયું હશે? હું સમજી શકયોજ નહી. અંતે બે કલાક રહી નવાઝ પાછી ફરે ત્યાંવેર વલી ધીરજ રાખવાનો ઠરાવ કરી રાતની જયાફતની ધમાલનાં કામકાજમાં ભાગ લેવાના હેતુથી હું રાંધણીમાં ગયો.

રાંધણીમાં મોહોકાનના સમાચાર હતા. ડોસી ખરભર ફરફરે-

માં પડી હતી. તલ્લાસ કરતાં જણાયું કે રાંધણીમાંથી આગલી રાત્રે કાઢેલા દોઢ દજન નાના મોટા રૂપાના ચમચા રાતનાજ પસાર થઇ ગયા હતા. ડોસાંએ તે ઉજારી ધોઈને સુવા જતી વખતે રાંધણીની ટેબલનાં ખાંનામાં મેલ્યા હતા, ને હમણાં જોવા જતાં તે ગેબ થયલા જણાયા!

"કોઈ બાહેરના ચોર તો નહીં રાત્રે આવ્યા હોય?" મેં પુછયું.

"ચોર આવતા હોય તે શું એટરા ચમચાજ લઇ જાય કે?" લાલ્યા જીવણે અક્કલ આપી, "તેતો છંધું છપાટ કરી લાખતા કે જાય."

મને આ વાત બરહક દીસી. એજ વખતે મને ઉપર બોલાવામાં આવ્યો, અને હું દોડી ગયો. ત્યાં હાલમાં શેઠ, શેઠાણી, ખુરશેદ અને આસીબાઇ ભરૂચી ગભરાટમાં બેઠેલાં હતાં.

"કાવલા," હું અંદર ગયો તેવુંજ મારા શેઠે કહ્યું, "તુંને ખબર છે કે તારી શેઠાંણીની એક બેમુલી વીંટી રાતની ગેપ થઈ ગઇ છે."

"નહી સાહેબ," મેં કહ્યું, "પણ—"

"પણ શું રે?" મારી શેઠાંણીએ ડોલા કાઢી કહ્યું.

"તું એને બોલવા તો દે," શેઠે કહ્યું.

"મરેરે આવોબી કાંઇ જુલમ છે," મારી શેઠાંણીએ ભરૂચી તરફ ફરીને કહ્યું, "મારી ૯૦૦ રૂપીઆની વીંટી ગઇ ને હજી તો ધારે રહીને કેહેચ જે બોલવા દે? એવાબી તે ઢંગ હોય આસીબાઇ?"

"નારે માય, કભીબી નહી," આસીબાઇએ ધીરજ આપી.

"બેહેન, તમે કાવસને બોલવા દેઓ," ખુરશેદે કહ્યું; "તે બોલતો હતો ને તમેજ તેને અટકાવ્યો."

"તો બોલરે જોઉં શું કહે છે?" શેઠાંણીએ ટણકાથી પુછયું.

"હું એમ કહેવા જતો હતો બાઈ સાહેબ—"

"જોરે એઇ," હું બોલતો હતો તેને બુમ મારી અટકાવી મારા શેઠે કહ્યું, "ઘેરનો ધણી હું છું, મારી સાથ વાત કર."

"મરેરે," વલી શેઠાંણીનું ઉપર્યું, "હેં આસીબાઇ હું તે શું ધંણીઆંણી નહી?"

"લાખ વખત રે ભાપ, અખઈ થઈને રે માય," પેલી દદાએ ખુસામત કરી.

એ પછી મને પુછવામાં આવ્યું ને મેં ખબર કરી, કે વીટીની વાત તો મને કશી રોશન નથી, પણ હેઠેથી રૂપાના ચમચાની ચોરી થઇ છે.

આ બીજી ચોરીની વાત સાંભલતાં તે ચાર જણામાં ધભરાતને ગભરાત કરતાંબી વધારે-નકામી ગડબડ વધી પડી શેઠાંણી કુંવરબાઇએ તો બેહોશ થવા માંડ્યું, ને આસીબાઇ ભરૂચીએ તો જીવપરજ કરવા માંડ્યું. મારો શેઠ 'કોનસ્ટેબલોથી ઘર ભરી નાંખવા' તૈયાર થવા ગયો, પણ ખુરશેદે તેને અટકાવ્યો, ને સૌને ઠંડા પાડ્યા.

"તમે સૌ ગભરાત ના વધારો," તેણીએ માંગી લીધું; "હવણાંથી પોલીસની ગરબડ ના કરો. મારી સલ્લાહ તો એ છે કે પેહલે તમારાં નોકર નફરોના ઓરડા ને પેટી પેટારા તપાસો. સહવાર પછીથી કોઇ બાહેર ગયું નથી એટલે જો ઘેરનોજ ચોર હશે તો ચોરાએલી મતા હજી ઘેરમાંજ હશે. તમારા નોકરો બધા પ્રમાણીક લાગે છે એટલે તેઓએ નથી ચોર્યું એમ હું ખાત્રીથી માનુંછું, પણ તોબી તપાસ કીધેલી સારી. નવાઝ બાહેર ગઇ છે પણ નવાઝનો ઓરડોબી બેલાશક જુઓ."

આ સલ્લાહ સૌને પસંદ આવી, ને તેથી નોકરોના પેટી પેટારાઓની તપાસ ચાલી. તેમાંથી કશું નીકલ્યું નહી, એટલે નવાઝનો ઓરડો તપાસ્યો. તેમાંથીબી કશું મલ્યું નહીં ને હું સામો શોધ ખોલમાં ખરી દીલસોજી ને ઉલટથી મદદ લાગતો હતો એટલે છેલ્લો મારો ઓરડો તપાસવામાં આવ્યો. મને પણ એક નહાનો ઓરડો જુદો મલ્યો હતો, ને ત્યાં મારી ખરીદેલી એક સામાન સુમનની પેટી, તે ઘેરનીજ એક ધોલકી ને બીછાંણું વગેરે પરચુંટણ સામાન હતો. મેં ઘણી ખુશીથી મારા ઓરડાનું બારણું ઉઘાડી આપ્યું. દાધેલ દીલને ડર હોય, મને ડર શેનો?

મારી પેટી તપાસવામાં આવી તેમાંથી કશું નીકલ્યું નહીં. તે પછીથી મારૂં બીછાંણું તપાસવામાં આવ્યું, ને નખ્ખોદ! ગોદરૂં ઉંચકતાંજ તેની તલેથી ચોરાયલા ચમચા અને તે વીટી સાથે વીટાલેલું એક કાગલનું પડીકું મલી આવ્યું!

---

## પ્રકરણ ૩૧ મું.

### ગેરઇનસાફ.

હું. નહીં ચોર છતે ચોર ઠરવાથી ગભરાઈ અને ઘ્ગલાઇ ગયો, અને મારી તે હીલચાલોએ મને ચોર ઠરાવી આપવામાં સામી વધારે મદદ કરી! ચમચા ને વીંટીનું પેકેટ મારાં બીછાંણાં તલેથી મલી આવતાં મારા શેઠે કુદકો મારી મને ગરચીમાંથી પકડયો, ને જો ભલી ખુરશેદે તેનો ઉગામેલો હાથ પકડી લીધો નહીં હોત તો તે બેવકુફ હું નિરપરાધીને જરૂર સખત મારતે.

ચોરીનો માલ મારા પાસથી મલવાની કોઇને વકી ના હતી, અને તેથી જ્યારે સંધાની નજરમાં હું ચોર ઠરયો ત્યારે ત્યાં અચરતી, ગભરાત અને ગડબડ થઇ ગઇ. સૌ કોઇ એકી વારે સાથે બોલવા માંગતાં, ને તેથી કોઇનું કાંને પડેલું બોલવું સમજાતું ન હતું. મારા પોતાના ગભરાતનો શુમાર ન હતો. હું બેગુનાહ છતે ગુનેહગાર ઠરયો હતો. અને મેં જોયું કે મારા સામે પડેલો પુરાવો એવો ઓસ્તવાર હતો કે હું મારૂં બેગુનાહપણું એવીજ એકાદ સતાવાર સાહદતથી સાબીત કરી શકીશ નહીં ત્યાંવેર કોઇ મારૂં માનશે નહી. એ વેલા ખુરશેદપર મારી નજર ગઇ, ને મેં જોયું કે તે મારાપર મેલાયલા વાંકથી અપાર અચરત થઈ ગયલી જણાતી હતી.

પેહેલી એકાદ બે પલનો ગભરાટ નરમ પડવા પછી મારા શેઠે એક સિપાઈને બોલાવી લાવવા લાલ્યા જીવણને હોકમ કીધો. આ હોકમ સાંભલતાંજ મારો દમ બંધાઇ ગયો. પોલીસનું બારણું મેં આજવેર જોયું ના હતું, અને ત્યાં મને એક કેદી—ચોર તરીકે લઇ જવામાં આવે તે નામોશીના ખ્યાલથી મારી છાતી ફાટ ફાટ થઇ, અને હું કલવઇને રડી પડયો. "શેઠ," મેં કહ્યુ, "મારૂં માનો. હું ખરેખર નિરદોશ છું, તમારી ચોરી મેં કરી નથી."

"તેં નહીં?" મારી શેઠાંણી જે ભાભરા ભુતની પેઠે છેરાઇ હતી તે છેક મારાં આંગ પર ધસી આવી બોલી, "તેં નહીં તો કોણ મુવા તારા બાપે એ ચોરી કીધી? મુવા નીકલ્યું ત્યારે તો તારા ઓરડામાંથી—તારાં બીછાંણાં તલેથી, ને હજી મુવો નફટની પેઠે નામુક્કર જાય છે? જોયા કે ઢંગ આસીબાઇ?"

પણ મેં જોયું કે આ વેલાએ આસીબાઇએ જવાબ દીધો નહીં. તે મારી દુશમન હતી, પણ આ મારી પડતીમાં તેણી કશી

મોજ લેની જણાતી ના હતી, અને ઓર અતી ઘણી દયા ખાતી દલગીર દેખાતી હતી. તેણીએ ખાખસુસ મારી લાગણીઓનો ખ્યાલ કરી આ વેલાએ તેની એકદર શેઠાંણીને જવાબ દઇ વધારે ઉસકેરી નહીં આપી એમ મને લાગ્યું.

"શેઠ," મેં હજી મારી વિનંતીઓ જારી રાખી, "હું એક માબાપ વગરનું નાવારેસ બચ્ચું છું, ને તમો જો મને વગર વાંકેબી કેદખાંને પુગાવશો તો મારી દયા ખાઇ મારા તરફથી લડી મને છોડવનાર કોઈ નથી, વાસ્તે મારા કમનસીબ હાલપર દયા કરો. હું ખુદાને હાજર નજર ગણીને કહું છું કે તમારી ચોરી મેં કરી નથી."

"ઢોંગ, બધા ઢોંગ છે," મારા, શેઠે મારૂં નહીં માનતા-તુચ્છકારથી કહ્યું. "આજે જો હું તને જતો મેલું તો મારા તરફની મારી ફરજમાં હું પછાત કેહેવાઉં, વાસ્તે જા રે છીવણુ મેં કહ્યું તેમ સિપાઈને તેડી લાવ."

"જરા સબર," હવે ખુરશેદે વચ્ચે પડી કહ્યું; "શાપુરજી તમે મારૂં માનશો? આજે મારી સાલગરેહનો દીવસ છે, ને તે માટે તમોએ કરવા ધારેલી ખુશબખ્તી વચ્ચે આ નીકલી આવેલાં વધનને વધારે આગલ વધતું અટકાવો. બદમાસોની હું હીમાયતી નથી, પણ કાવલો બેગુનાહ હોય એમ હજીબી એ છોકરાનાં ભલાંને ખાતર હું દુવા ચાહું છું, માટે એને એકદમ પોલીસને હવાલે નહીં કરતાં જરા થોબો. આજ તમોએ ત્હાં એક પારટી આપવા ધારી છે ને જો આજે કોરટ કજીઆની ખટપટમાં તમો રોકાઇ ગયા તો ઘરમાં મેનેજ કશી થશે નહીં, ને જેઓને ઇજન કીધાં છે તેઓ આગલ નાહક શરમાવું થશે. એ વાસ્તે મારી સલાહ તો એ છે કે એને આજનો દહાડો હયાંજ કેઠે સલાંમતી ભરી જગ્યાએ કેદ કરો, ને કાલ સુધીમાં જો એને નિરદોષ માનવાને આપણને કશું વજન-દાર કારણ મલશે નહીં, તો પછી કાલે એનું શું કરવું તે આપણે જોઈ લઈશું."

આ વાત સૌના ખ્યાલમાં પાંસરી ઉતરી. ખુરશેદ અમારાં ઘરમાં પહરોણા તરીકે આવી હતી, તેની વળી આજે સાલગરેહ હતી ને તેના બાપના પૈસાપર ટાંપી મારાં આપમતલબી શેઠ શેઠાંણી તેને રાજી રાખવાનાં ફાંફાં મારતાં હતાં, એટલે તેનો પડેલો બોલ ઉપાડી લેવા તેઓ હમેશ તૈયાર હતાં. તે કરતાં ખુરશેદની ઉપલી

તકરાર સૌનાં ધ્યાંનમાં ઉતરી. એક વાર મારા શેઠ કોરટની રોકાંણમાં ગોવાઇ જાય તો કદાચ સાંજ સુધીબી છુટકો નહીં થાય, ને ત્યારે રાત્રે આપવા ધારેલી પારટી માટે ગોઠવણ વગેરે કોણ કરે?

અંતે ઠરયું એમ કે હેઠે એક ખાલી તબેલો હતો તેમાં મને આજનો દહાડો ને રાત પુરી રાખવો. આ ગનીમત હતું. પોલીસનાં બંદઃખાંનાની નામોશી કરતાં આ સેંહેકડો દરજ્જે બેહેતર હતું, અને મારી દુઃખ ભરી હાલત વચ્ચે દાદ લઇ મારો બચાવ કરાવા ખાતર મેં ખુરશેદબાઇ ઉપર એક ભારે હેસાંનની નજર ફેંકી. મેં જોયું કે પારટીની મેનેજ કરવાનું જે તે કહેતી હતી તે તો મારા શેઠને તેનો વિચાર ફેરવવા લલચાવા એક બાંહણું માતર હતું, જયારે બાતેનમાં તદન દેખાતી રીતે તે મારી દયા ખાતી મને જણાતી હતી, ને કાલ સુધીમાં કદાચ મારૂં નિરદોશપણું પ્રગટ પડે એવી કાંઈક આશાથીજ તેણે આ ફેરફાર કરાવ્યો હતો.

હવે મને ગરચીમાંથી શેઠે પકડયો ને હું જાંણે નાહસી જનાર હોઉં તેવા ડરથી વલી મારા હાથ જીવણ પાસ પકડાવી મારો શેઠ મને હેઠે બાગમાં ઘસડી ગયો. આગલા હાલની સીડીની પાસેથીજ હેઠાંણમાં તે તબેલો હતો, ને તેનું બારણું ઉઘાડી મને આંચકો મારી અંદર ધકેલી દેવામાં આવ્યો, ને બારણું તુરત પાછું બંધ કરી બાહેરથી તાલું મારવામાં આવ્યું.

મારા શેઠના ત્રણ વરસપર ગાડી ઘોડા હતા, પણ ઘોડાનું પેટ ભરવાનું ભારી પડવાથી એ મારા કંજુસ શેઠે પાછળથી ઘોડા કાઢી નાખ્યા હતા, ને એક ખરીયા ખરખર સીગરાંમ વતરોગે બાકીની સઘલી ગાડીઓબી વેચી નાંખી હતી. આ સીગરાંમ કોચરાનાં સાલમાં કોઇ વાર કામ આવતી હતી, ને કામ આવતી હતી ત્યારે તેને માટે કોઈ ભાડુતી ઘોડો લઇ આવવામાં આવતો હતો, કે જ્યારે હાંકનાર તરીકે બાપડા જીવણને તૈયાર થવું પડતું હતું.

આ તબેલો અતી બીસ્માર હાલતમાં હતો. તેની મટોડાંની ભોંય અતી ઘણી સરદ હતી. તેમાં અતી ઘણી ગંદકી હતી, અને તે એક એવી જગ્યા હતી કે જ્યાં એક દહાડો ને રાત પડી રહેવા પછી બીજે દને તંદરોસ્ત હાલતમાં કોઈ બાહેર જવા પામે નહીં. તબેલાનાં બારણાંની ઉપરથી એક તીરકસ હતો તેમાંથી અંદર બા-

રણું બંધ થવે છતે, અજવાલું આવતું હતું અને તે વડે તબેલાની આસપાસની હાલત તપાસવા પછી મેં પેલી ભાગી તુટી ગાડીમાં મારૂં કેદખાનું પુરૂં કરવાનો ઠડાવ કીધો, અને ત્યાં જે સરદીની હવા આવતી હતી તેથી બચવા ગાડીમાં બેસી મેં તેનાં બારણાં ને ફાલકા બંધ કીધાં.

---

## પ્રકરણ ૩૨ મું.

### નહીં નોતરેલા પહરોણા.

ગાડીમાં વલી મારાં હીણભાગ્ય માટે મારાથી રડયા વના રેહેવાયું નહીં. હું એટલો નાવારેસ હતો કે નહીં ચોર છતે ચોર થતો ને ઠડતો હતો તે છતાં મારૂં નીરપરાધીપણું સાબીત કરી મને સેવટ સુધી કે સદંતર બચાવી લીએ એવું મારૂં કોઇજ હતું નહીં તે ખ્યાલે મને અસહ્ય દુ:ખ પેદા કીધું. પણ મારૂં નીરપરાધીપણું કઇ રવેસે સાબીત થાય? પ્રથમ તો મેં ફરી અને ફરી વિચાર કીધો અને હું વધતો અને વધતોજ ગુંચવાતો ગયો કે એ ચોરીનો માલ મારા ઓરડામાં આવ્યોજ ક્યાંથી? હું જ્યારેબી ઓરડામાંથી બાહેર જતો હતો ત્યારે તો બાહેરથી કલ દઈ કુંચી સાથે રાખતો હતો. તો અંદર એ જીણસો જવાજ કેમ પાંમી? વલી જો તે અંદર કોઈબી રવેસે જવાજ પાંમી ને તેને મારાં બીછાંણાં તલે સાતવામાંજ આવી તો તે મારા ઉપર ચોરીનું આલ ચઢાવાની નીઇાથીજ કોઇએ તેમ કીધું હોવું જોઇએ, અને ત્યારે એમ કોણ કરે? મારા શેઠનાં મકાંનમાં મારો દુસ્મન કોણ હતું તે મને હમણાંજ ધીરજથી યાદ કરવું પડયું, અને મને આસી ભરૂચી યાદ આવી. તેણે તો એ કરમ નહીં કીધું હોય?–પણ નહીં હોય. તે તો ઓર જ્યારે ગરબડ થઇ ત્યારે દેખીતી રીતે મારી દયા ખાતી જણાતી હતી,—તે એટલે સુધી કે જો તેણેજ એ દુસ્મનીનો દાવ સાંધ્યો હોય તો મારા સામે તેની શેઠાંણીને ભરીને ઉસ્કેરી આપવાની તેના હાથમાં તક હતી તે તકનો લાભ વટીક તેણે તેના સ્સરેરતા મુજબ લીધો નહીં!

આ દુ:ખભરેલા વિચારો વચ્ચે પવન વેગે એક કલાક નીકલી ગયો, પણ તે વિચારો પુરા થયા નહીં. મને સમજ પડયું નહી કે

મારૂં શું થશે. જો મારૂં નીરપરાધીપણું સાબીત નહીં થાય ને કદીને મારો શેઠ પોલીસને વટીક નહીં સોંપે તોબી મને પોતાની નોકરીપરથી તો જરૂરજ કાઢી મેલે, અને ત્યારે મારૂં શું થશે? ચોરીના બટા સાથે હું કેઠેબી નોકરી રેહેવા પામીશ નહીં તો મારો ગુજારો કેમ થશે?

વલી જો કદીને મને પોલીસમાં ઘસડવામાં આવ્યો ત્યાં મને કાંઇ નામોશીભરી સજા થઇ ને તે વરતમાનપત્રોમાં છપાયું તો શીરીન તે જાંણશે, ને તે મારા માટે શો વિચાર કરશે? તે પોતે પાપમાં પડી ભાગેલી હતી તોબી તે જો કદીને મારી સારી વર્ત્તણુકથી ખુશ થતી હશે તો તેને એ એક નવો જખમ નહીં થશે.?

અને પેલી નવાઝ—તેણે આજે સહવારે મને ઠપકા આપ્યા હતા તે વિશે શું ધારવું? શું તેના ઠપકા આ ચોરીનાં આલ સાથ કાંઇ સંબંધ રાખતા હતા? હોય બી, પણ હોયતો કેમ, કઇ રીતીએ?

એ વેલાએ બાહેર પાસેની સીડીપર લાલ્યો જીવણ કોઇ હેલકરી સાથે વાત કરતો હતો તેનો મને સાદ આવ્યો. મેં કાંન દઇ સાંભલ્યું તો મને જણાયું કે નવાઝ જે શેઠાંણીનાં કામસર સહવારે બાહેર ગઇ હતી તેણીએ કાંઇ સામાન ખરીદી આ હેલકરીને આપ્યો હતો, અને પોતે પછવાડે આવે છે એવું કેહેવડાવી હેલકરીને આગમચથી મોકલી આપ્યો હતો.

મારે હાં જણાવવું જોઇએ કે મારા તબેલાનું બારણું આગલા બાણુની સીડીની એટલે પાસે હતું કે ત્યાં આવતાં જતાંની સઘલી વાત હું સાંભલી શકતો હતો, ને બાહેર જેબી થતું હતું તે મને જણાયા વના રેહેતું ન હતું.

બપોરના બેને શુમારે જીવણ મારે વાસ્તે બુક બાચકો ખાવાનું અને એક પાણીની કરસલી લઇ આવ્યો. તેબી તોરમાંજ હતો. તે લાલ્યો ભોલો પણ ભલો ને પ્રમાણીક હતો. એટલે મને ચોર તરીકે પીછાંણ્યા પછી તે મને ધીક્કારતો જણાતો હતો. તેણે મને તે ભોજન આપ્યું ને લગાર તોરમાંજ જણાવ્યું કે મારાં શેઠ શેઠાંણીનો વિચાર તો મને આજે કોરો અપવાસ કરાવાનો હતો, પણ એ તો ખુરશેદે ઘણી બજીદ થઇ મારાપર દયા લાવી ખાવાનું મોકલાવાનું કીધું હતું.

ખાવાની મને રૂચીજ ન હતી. દુઃખના ધુંવાથી મારૂં પેટ ભરાઈ અને ધરાઇ ગયું હતું માટે જીવણનાં ગયા પછી મેં ખાનાંને તો આંગલી લગાડી નહીં, પણ મેં પેલું પાણી ઘણી ખુશીથી સઘલું પીધું. મારાં ગલાંમાં આગના શોહલા ઉઠતા હતા ને તેથી મને પાણીની બહુ અગત હતી.

સાંજ થઈ ગઇ. પરોણાઓની ગાડીઓ આવવા માંડી. ઉપર ખુશીની ધમાલની ધુમ પડતી જણાઇ, પણ એ સઘલાં વચ્ચે મને જે વાતે ઘણો અચરત કીધો હતો તે એ હતી કે હજી નવાઝ પાછી ફરી ના હતી. તે ગઇ ક્યાં હશે? ઘણું તો તે સાંજે ચાર વાગામાં પાછી ફરવી જોઇતી હતી, પણ હજી આવી કેમ ના હતી? તે નહીં આવી હતી એતો નિશ્ચે હતું, કેમકે કોણ કોણ આવતું ને કોણ કોણ જતું હતું તે હું બરાબર સાંભલી જાંણી શકતો હતો.

વલી મારાં કેદખાંનાંનું બારણું ઉંઘડયું અને જીવણ આવ્યો. તે હમણાં ઘણી ઉતાવલમાં હતો. ઉપર બીજા નોકર નફરો આવ્યા હતા તોબી તેનું વધારે કામ હતું માટે તે વલી બુક બાચકો મારે માટે ખાવાનું મુકી ઉતાવલે જવા કરતો હતો. મેં તેને થોબાવ્યો અને નવાઝ વીશે હું પુછવા જતો હતો તેટલાં ઉપરથી મારી બાઇએ તેને હાંક માર્યો, ને તે મને જવાબ આપવા વના ઉતાવલમાં બારણું બંધ કરી જતો રહયો. તેનાં જવા પછી મને ખ્યાલ થયો કે જીવણે તાલું બરાબર માર્યુ ન હતું, ને મેં તલ્લાસ કરી જોયું તો ખરેખર તેમજ નીકલ્યું. મારાં કેદખાનાંનું બારણું અલગું હતું. કેવી તક! જો હું નાહશી જવા માંગું તો જઈ શકું એમ હતું, પણ નહીં. નાહશી જઇ શું કરવું હતું? બેગુનાહ છતે ગુનેહગારીની બદનામીનો બટો શું નહીં ભુસાય એવી રીતે કપાલે ચોંટાડી મારે ફરવું હતું? નાહશી જવાનો વિચાર એટલા માટે જેવો મને થયો તેવોજ મેં તે તીરસ્કાર સાથે મારાં મગજમાંથી ખંખેરી કાઢયો.

હવે તબેલામાં સીહા અંધારૂં થઇ ગયું હતું. કકડતી ઠંડીના દીવસો હતા, ને તબેલાની સરદીના સુસવાટા મને તોબાહ કરાવતા હતા, માટે ઠંડી ભોંયપર પડવા કરતાં હું ખુદાનો ઉપકાર માનતો હતો કે મને આટલો સીગરામનો ખટારોબી મલી શકયો હતો.

જીવણ ઉતાવલમાં જે સુકું પાકું નાખી ગયો હતો તે ખાધું

મેં પાંણી પીધું, ને પછી તે ગાડીમાં જેમ ફાવ્યું એમ મુશકેલાઇથી ગોઠવાઇને સુતો.

'એ રીતે હું આસરે દસેક વાગવા આવ્યા ત્યાંસુધી કાચી ઉંઘે સુઈ રહયો, જે પછી મને એમ લાગ્યું કે મારાં કેદખાંનાંનું બારણું કોઃ અતી સંભાલથી ઉંઘાડે છે, અને હું ગાડીમાં ઝપકી ઉઠયો. મેં કાંન દઈ તપાસ્યું. ખરેખર કોઈ ઘણીજ સંભાલથી અંદર દાખલ થતાં અકેકને કાંને લાગી વાત કરતા હોય એવા મને બે સાદ આવ્યા!

ઉપર હજી ખુશીની ધુમ અને ધમાલ ચાલતી હતી તેનાબી અવાર નવાર પોકારો મારે કાંને આવતા હતા. પેલા બે શખ્સો અંદર આવ્યા ને જેવી ચોકસાઇથી ને સંભાલથી બારણું ઉંઘાડયું હતું તેવીજ રવેસે પાછું તે બંધ કીધું. "ચાલ બચ્ચા કાસમ, તારા કાંડીના બાકસમાંથી એક સલગાવ કે કાંઇ નજરે આવે," તે બેમાં-થી એક સાદે કહ્યું,–અને તે સાદ? આબાદ મેં તુરત દીનશાહ દારૂવાલાનો તરીકે પીછાણ્યો!

દીનશાહ દારૂવાલાને વાંચનાર વીસરી ગયા નહીં હોય. તેણે એકથી વધુ વાર મારી વારતાના સફાપર દેખાવ દીધો છે. એ તેજ શખ્સ હતો કે જે મને નવસારીનાં સ્ટેશનપરથી મુંબઇ લાવ્યો, ને મારા પાસ ભીખ માંગવાનો ધંધો કરાવા લાગ્યો હતો. વલી વધારે—એ તેજ બદમાસ હતો જેની મદદથી હોમલો ખુંધો એક રાત્રે પોતાનાં ઘરમાં મારૂં ખુંન કરનાર હતો. આ સાદ સાંભલતાંજ મારાં હાડેહાડ ગગડી ગયાં. તે ત્યાં કેમ? વલી તેની સાથે કાસમ કોણ હતો? તેઓ મારૂં ખુંન કરવા તો નહીં આવ્યા હોય?–પણ નહીં. મેં તેઓની પાછલની વાતચીત સાંભલી તે પ્રમાણે તેઓની અતરે તસદી લેવાની મકસદ જુદીજ કીસમની હતી.

લુચ્છા દીનશાહનાં કેહેવા મુજબ કાસમે કાંડીના બાકસમાંથી એકાદ કાઢી સલગાવી, ને થોડીક પલ તે અંધારા ગાર જેવા તબેલા-માં ઉજાસ થયો. એ વખતે મેં ગારીની બારીનાં ફાલકાંમાંથી દી-નશાહ દારૂવાલાને ઓલખી લીધો. તે જેવોને તેવોજ લટખટ લુચ્છા દેખાવનો નજરે આવતો હતો. તેની સાથવાલો કોઇ તેનો જોડીદારજ

જણાતો હતો. તેણે માંથા ઉપર કસબી ચીલમ વાંકી મેલેલી હતી ને કમરે લીલો કમરબંધ બાંધ્યો હતો. તેઓએ હજી મને જોયો ન હતો.

"મેં કહ્યુંની દીના," કાસમે કાંડી સલગાવતાં સલગાવતાં કહ્યું, "કે આ ખટારામાં ભરાઇ બેસવું ઠીક પડશે. એટલે બધાં વગેસગે થયા પછી પેલો જીવણ જો વલી તબેલાનું બારણું તપાસવા આવે તોબી ગાડીમાં માથું ઘાલવાનો નથી માટે હયાં આપણે આપણો વખત થાય ત્યાંવેર આરામથી ભરાઇ રેહેશું. આવ એ ગાડીમાં."

કમબખ્તી ! ગાડીમાં તો હું હતો. સારાં નસીબે કાસમે જે કાંડી સલગાવી તે તુરતજ બુજવાઇ ગઇ, અને એક વાર સીગરામ કયાં ખુંણામાં છે તે તેઓ બંનેએ જોઇ લીધા પછી ફરીને બીજી સલગાવાને તેઓએ કનવાર કરી નહીં. આ તકનો મેં લાભ લીધો, અને તેઓ જયારે એક બાજુથી ગાડી તરફ આવતા હતા ત્યારે હું બીજી બાજુથી ઘણીજ સંભાલથી બારણું ઉઘાડી બાહેર નીકલી પડયો. મેં જરાએ ઘોંઘાટ નહીં કરવાને જીવ સટોસટ સંભાલ લીધી.

હું જેવો બાહેર નીકલી રહ્યો કે પેલી તરફથી બારણું ઉઘાડી કાસમ ને દીનો ગાડીમાં ભરાયા.

---

## પ્રકરણ ૩૩ મું.

### "ચોર ! ચોર !"

તેઓએ સઘલાં ફાલકાં ચઢાવ્યાં નહીં, કેમકે તે બે ખરવસતરો સાથે અંદર ભરાયલા હોવાથી તેઓને ઠંડી ઓછી લાગતી હતી. એ રીતે તે બુરાઓ જ્યારે સુખથી બેઠા ત્યારે હું કમનસીબ તેટલાંમાંથીબી રવડી પડયો, અને ગાડીની પછવાડે ઘોડાવાલાને ઉભું રહેવા એક નાઘલી જેવી પાટલી હતી તેપર હું જઇ બેઠો.

ગાડીની અંદર કાસમ ને દીનો ધીમે સાદે વાતચીત કરતા હતા, પણ હું લગભગ તેઓની લગોલગ હોવાથી તેઓની સઘલી વાતચીત ધ્યાંનથી સાંભલતો હતોઃ—

"હેં બચ્ચા કાસમ," ગાડીમાં બેઠા પછી દીનાએ ચલાવ્યું,

"પણ તારી ખાત્રી છે કે હયાં કાંઇ તડાકો મારવા જેવું છે? જો-જે હો બચ્ચા, કાંઇ ફસી જવા જેવું હોય તો હજીબી અખાડા કરી જઈએ."

"દોસ્ત દીના," કાસમે કહ્યું, "તું હવે દીનપર દીન ઘણો હીચકારો થતો જાય છે. વલી ખાંડણીયામાં માથું તો ધપકારાથી શું બીહીવું? તેમ છતાં પણ અહીં બીહીવા જેવું છે શું જે? ઉપરની ધમાલ હવે કલાક બે કલાકમાં પુરી થશે એટલે આપણે આપણી ધમાલ ચલાવીશું."

"પણ તુંને અહીં કોચમેન તરીકે નોકરી રહી જવાને કેટલું થયું, કાસમ?" દીનાએ પુછયું.

"એ શાપુરજી કંટ્રાકટરને ત્યાં હું કોચમેન હતો તે વાતને આજે નહીં નહીં કરતાંબી ત્રણ વરસ થવા આવ્યાં," કાસમે હ-કીકત કહી. "તે વખતે હું આવા ધંધા નહી કરતો હતો કારણ તારા જેવા કોઇ સાથી મલ્યા નહીં હતા. એ શાપુરજીએ જ્યારે ગાડી ઘોડા કાઢી નાંખ્યા ને હું રવડતો થયો ત્યારથી આપણને આવા ધંધા સુજ પડવા લાગ્યા."

"પણ બચ્ચા ધ્યાંન રાખજે હો," દીનશાહ દારૂવાલાએ બડાઇ લીધી, "કે મારા વગર તું કદી ઝાઝો ફાવ્યો નથી. મારા સાથે ખશરૂ ખરખર મારફતે તુંને પીછાંણ પડવા પછીથી તેં સારા ત-ડાકા માર્યા છે. પણ વારૂં કાસમ તું છેલ્લો હ્યાં ક્યારે આવી ગયો હતો વારૂં?"

"છેલ્લા છ મહીના થયા અહીં કાંઇ તક ફાવે તો તડાકો મા-રવાનાં હું ફાંફાં મારતો હતો પણ બનતું ન હતું, તેટલાં ગઇ પરમ દીને હું અત્રે ભરાતો છુપાતો આવ્યો ને સઘલું માંજનું જોઈ લીધું." કાસમે કહ્યું. "આજે અહીંઆ ખાનીપીની છે એબી મેં ત્યારેજ જાંણ્યું ને તબેલામાં હજી આ ખટારો પડેલો છે એમ બી મેં તે દહાડેજ જોઇ લીધું."

"હું ચાહુછ કે આજે અહીં આપણે ફતેહમંદ ઉતરીએ, કેમકે જો તેમ થયું," દીનાએ સમજાવ્યું, "તો આજનો દહાડો આપણ બંને જણને સુનાના મુલનો પડવા જશે. આજની બપોરનો તડાકોબી મજજર પડયો છે.

"હા, તો નહીં કાંય ?" કાસમે ખુશાલી બતાવી; "એક ઓરતને ઠાગાથી ઉપાડી લઇ જવામાં કાંઈ જીવ જેવી મેહેનત કે જોખમ વટીક છે નહીં, અને તેવાં એક નજીવાં કામ ખાતર રૂપીઆ પચીસ પચીસની રકમ આપણાં ગજીયામાં ઘર બેઠાં ચાલી આવી તે કાંઇ ઓછા સંતોસની વાત નથી."

"પણ એ આપણી નોકરી ભાડે લેનાર પારસી કોણ ?" દીનાએ પુછયું; "તું સાંજે તે નામ બોલ્યો હતો જો, હું તે વલી વીસરી ગયો."

"જમસુ ચણાપાપડી," કાસમે ઓલખાવ્યો. "એ ઘણો લાંબો વખત થયો પુનામાં છે. અસલથીજ છકેલો ને બેહેકેલો છે. લુચ્છાનો પીર છે, અને હંમેશ એવા ધંધા પાછલ દોઢીયાં વેરે છે. પણ દીના આજે આપણી મારફતે એણે જે તારી જાતવાલીને પોતાનાં બંગલામાં સપડાવી છે તેબી કાંઈ ઓછી ચેહેરાવંતી નથી જો."

"નહીંજતો," દીનાએ કહ્યું. "વલી તેમ હતે તો તે આપણા પછવાડેજ પચાસ રૂપીઆની રકમ શું કરવા ખોહી દેતે ?"

"એ જમસુ ચણાપાપડી સાથે પુનામાં હમણાં હું એક બીજી છોકરી ફરતી જોવું છું તેનો જોડો તો હું ધારૂંછું જે તમારાંમાં કોઇબી નહીં નીકલશે. બસ, તે તો જાંણે પરીજાદીજ છે."

"અરે પણ તે તો બધુ રહ્યું," દીનાએ યાદ આપી, "પણ આપણે અહીં પડીને તાહેલાં કર્યા કરીએ છીએ ને બાહેરનું ધ્યાંન તો રાખતાજ નથી. સંભલાય છે કે જમવા આવેલાંઓ પોત પોતાની ગાડીઓમાં જાયછ તે ? હવે બધું પુરૂં થયું હશે જો ?"

"તોબી હજી બધાંને વગેસગે થતાં બીજો અરઘો કલાક જોઇએ," કાસમે સમજાવ્યું. "પણ દીના લાવની, પેલી બેવરાની બાટલી, જરા નાક સુકાય છે ને ઠંડીબી લાગવા માંડે છે."

"તો ત્યારનો માંગતો કાંય નથી ?" દીનાએ કહ્યું, "ને જો ખરેખરે ઠંડી લાગતી હોય તો છતાં ગાડીનાં ફાલકાં છે તે ઢાંક."

આ સલ્લાહપર કાસમે અમલ કીધો. તેણે સઘલાં ફાલકાં બંધ કીધાં, અને તેથી તેઓ વચ્ચે થતી વાતચીત મને સંભલાતી બંધ થઇ ગઇ. મને ફકત તેઓના સાદની ઘેરાયલી ગરબડ કાંને આવ્યા કરતી, પણ તેઓ શી વાત કરતા હતા તે કશું સમજાતું

નહીં. તોપણુ મેં જેટલું સાંભળી લીધું હતું, તેટલું તેઓ શી મકસદથી અત્રે પધાર્યા હતા તેની માહીતગારી માટે જોઈતું અને પુરતું હતું. તે લુચ્છાઓ મારા શેઠનાં ઘરમાં ચોરી કરવાના હેતુથી અત્રે આવ્યા હતા, અને એ તેમની બુરી નિષ્ઠામાં તેમને બને એમ નિશફલ કરવાનો મેં ઠરાવ કીધો.

મારી બેઠક એટલી અકરવકરની હતી કે તેથી અને બાહેરની ઠંડીથી હું બેજાર બેજાર થવા લાગ્યો. હું મારી બેઠકપર જરા હીલતો વટીક ન હતો, કેમકે જો કોઇબી રીતે એ બે બુરાઓને મારી હાજરીની જાંણુ થાય તો તેઓ મારો જાંન વટીક લેવાને આનાકાની કરે નહીં.

હવે સઘલા પહરોણાઓ પોત પોતાને ઘરેબારે ગયા હતા, અને ઉપર સઘલું શાંત હતું માટે મેં જાણ્યું કે સૌ સુઇ ગયાં હશે. એજ વખતે પેલા ખટારાનું બારણું ઉઘડયું અને દીનો બાહેર આવ્યો. "થોબ," તેણે કહ્યું, "હું જોઈ આવું કે હજી કોઇ જાગેછ કે નહીં."—તે સંભાલથી તબેલાનું બારણું ઉઘાડી બાહેર ગયો ને એક બે મીનીટમાં પાછો ફર્યો. "ચાલ ચાલ, બચ્ચા કાસમ," તેણે કહ્યું, "હવે ખોટી શું કરવા કરે છે? ઉપર સઘલું ચુપચુપાટ છે. પેહેલાં કેણી તરફ જઇશુ?"

"પાછલે બારણેથી રાંધણી તરફ," કાસમે ગાડીમાંથી બાહેર આવતાં કહ્યું; "ત્યાં આજે ઠીક તડાકો પડશે. રૂપાંનો સઘલો સામાન બાહેર હશે. પણુ દીના બધાં હથીઆર પાધરાં છે કે? રાંધણીની બારીને અંદરથી ખીલી દીધેલી હશે તે લગાર મેહેનત આપશે જો."

"તે વીશે તું બેફીકર રહે," દીનાએ સધ્યારો આપ્યો—અને તેઓ બાહેર નીસર્યા.

તેઓનાં ગયા પછી હું ઉઠી ઉભો થયો, પણુ મારા સાંધે સાંધા અકડી ગયા હોય તેવું મને લાગ્યું. મારાથી પેહેલાં તો ચાલીજ શકાયું નહીં. હું ઘણી જેહમતે જેમ તેમ ખડો થયો, અને તેઓની પછવાડે બાહેર નિકલ્યો.

પણુ હવે બાહેર નીકલી કરવું શું? જો હું બુમ મારૂં અથવા બારણું ઠોકું તો પેલા લુચ્છાઓ પાછલી દેવાલ કુદાવીને નાહશી જાય, અને તેમ થાય તો તેઓને કશી શજા નહીં થાય એટલે મેં

મારી ફરજ બજાવેલી કહેવાય નહીં. વલી એ લુચ્છો દીનો મારા જીવલેણ શત્રુનો મિત્ર હતો, અને તેના જોડે તેણે પણ મારા જીવ-પર એક વાર તડાપ મારી હતી, એટલે તેને મારા રસ્તામાંથી દુર થયલો જોવાને હું આતુર હતો. તે ઉપરાંત હું મારા શેઠની મોટી ચોરી થતાં બચાવી તેની મારાપરની ઈતરાજી દુર કરાવાનેબી આતુર હતો, માટે આ પ્રસંગે જેમ બને તેમ દુરઅંદેશી અને સંભાલથી મારે કામ લેવું હતું.

મેં જરા વિચાર કીધો અને મારા શેઠનુ ધ્યાંન ખેંચવા મેં એક યુકતી શોધી કાઢી. મેં જીણા જીણા પથ્થરો બાગમાંથી એકઠા કીધા અને પછી અકેક માલ ઉપર મારા શેઠના ઓરડાની બારી તરફ ફેંકયા. કાચની બારી બંધ હતી તે ઉપર તે જઇ જઇને અ-ફડયા, ને એ રીતે મેં આસરે અરધા દજન પથરો ફેંકયા એટલે તે ઉપર શેઠ હજી જાગતા હોવાથી તેઓનું ધ્યાંન ખેંચાયું, ને તે-ઓએ બારી ઉઘાડી બાહેર દોકાવ્યું.

“ ઘરમાં પછવાડે ચોર ભરાયા છે, સાહેબ,” મેં ધીમા સાદે કહ્યું. “ ગભરાત ના કરતા શેઠ; ગુપચુપ હેઠે આવો તો આપણે તેઓને પકડી શકશું.”

“પણ તું કોણ છે?” શેઠેબી તેવાજ ધીમા સાદે મને અં-ધારાંમાં નહીં ઓલખવાથી પુછયું, “કાવલો કે ?”

“હા સાહેબ,” મેં કહ્યું.

શેઠ બારી પાછી ઢાંકી ને બીજી થોડીજ પલમાં જીવણને લઇ લાકડાં લોઢાં સાથે આગલું બારણું ઉઘાડી મારા પાસે આવ્યા. મેં તેને ટુંકમાં સઘલી વીગત કહી સંભલાવી. શેઠે મારા હાથ-માંબી એક ડાંગ આપી ને વલી અમો આગલું બારણું ઢાંકી માંહેલા ખણમાંથી રાંધણી તરફ ગયા. રાંધણીનાં બારણાંની બા-હેરથી સાંભલતાં કોઈ અંદર ખલબલ ગલબલ કરતું હોય એવો સાદ આવ્યો, ને શેઠે મેં ખરીજ ખબર આપી હતી એવી ખાત્રી થવાથી મારા ભણી ખુશીની નજર નાંખી. એ પછી ઘણીજ સં-ભાલથી બારણું ઉઘાડવામાં આવ્યું ને અમો ત્રણ જણ અંદર ઘસી ગયા. બરાબર એજ વખતે દીનો બારીમાંથી અંદર આવવા કરતો હતો ને કાસમ બાહેરની પાલપર હતો. આ ઉપરથી મેં

જાણ્યું કે બારી ઉંઘાડતાં તેઓને ઘણી મેહેનત પડી હશે, તેથીજ તેઓ અત્યાર વેર અંદર આવી શક્યા ન હતા. અમોને અંદર ઘસારો કરતાં જોતાંજ કાસમે પાલપરથી કુદી માર્યું, જેનો તુરત દીનાએ દાખલો પકડયો. તે લુચ્ચાઓ એ રીતે સેહેજમાંજ અમારા સપાટામાંથી નાઠા. તેઓ પછવાડે અમો દીવા બતી લઇ બાગમાં ગયા, પણ દેવાલ કુદાવી તેઓ બાહેર નીકલી ગયા, અને અમોને જરાને માટે નાસીપાસ થવું પડયું.

---

## પ્રકરણ ૩૪ મું.

### નવાઝ.

મારા શેઠે એ પછી મને પાછો કેદખાંને પુર્યો નહીં પણ પોતા સાથે ઘરમાં લઈ ગયો. ઘરમાં દાદર આગલજ શેઠાંણી, ખુર શેઠ અને આસી ભરૂચી એકઠાં થયલાં હતાં. ઘરમાં ચોર ભરાયાના ભયથી તે ત્રણે ઉજલાં પુની સરખાં બની ગયાં હતાં. મેં તેઓ વચ્ચે નવાઝને જોઇ નહીં એટલે નક્કી માંની લીધું કે તે હજી પાછી ફરી ન હતી.

મને ચોરોને લગતી સઘલી વીગતો હવે પુછવામાં આવી અને તે મેં બ્યાંન કરી. કેવી રીતે જીવણની ઉતાવલમાં બારણું ઉંઘાડું રહ્યું હતું—તે બુરાઓ દાખલ થયા હતા-કેવી રીતે તેઓની વાતચીત ઉપરથી મેં તેઓની બુરી નિષ્ટાની માહીતગારી મેલવી હતી તે સઘલું મેં કહ્યું. વલી કાસમ નામનો તેઓનો આગ્રલો ઘોડાવાલો તે બે ચોર માંહેલો એક હતો તે પણ મેં કહ્યું,-જોકે દીના દારૂવાલા સાથ મને આગમચની પીછાંણ હતી એવી મકસદનું કશુંબી કહેવાને મેં ખાખસુસ અખાડા કીધા, કેમકે તેમ કરી વાત લંબાવાની મારી મરજી ના હતી. એ રીતે મે જરૂર જોગી વીગતો આપી રહ્યા કેડે પુછયું કે "હવે મને કહો કે નવાઝ પાછી ફરી છે યા નહી?"

"અમો કાંઇજ જાંણુતાં નથી બા કાવસ," ખુરશેદે અતી ગભરાતથી કહ્યું; "નવાઝ હજી પાછી ફરી નથી ને તે ક્યાં ગઈ હશે તે મુતલગ સમજ નથી પડતું. મને ઉંઘબી આવતી નથી.

તેની ચાલચલણમાં મને એટલો વિશ્વાસ છે કે તેને વાસ્તે હું જરાબી આડું વિચારવા દેઉં નહીં, પણ તોબી આજે ખુદા માલમ તેનું શું થયું છે. તું કાંઇ જાંણે છે?

"હાજી," મેં કહ્યું. "એ બે બુરાઓએ ગાડીમાં એક પારસણને દાગાથી ઉપાડી લઇ જવાની વાત કરી હતી, અને એ રીતે તેઓની પાપભરી મદદ ભાડે લેનાર માહા પાપીનું નામબી બોલ્યા હતા. હું તેને ઓલખું છું. તેનું નામ જમસુ ચણાપાપડી છે."

"જમસુ ચણાપાપડી?" મારા શેઠે બુમ મારી. "પેલો પંકાયલો લુચ્ચો જમસો! પણ તારી ખાત્રી છે કે તેણે એ રીતે નવાઝપર કાવત્રું ચલાવ્યું છે?"

"શેઠજી એ તો મારી ફકત અટકલ છે," મે કહ્યું, "પણ મને વિશ્વાસ છે કે તે અટકલ ખરીજ છે, નહીં તો નવાઝ આવ્યા વના રેહેજ નહીં."

"અરે ત્યારે તો તમો મારી ગાડીએ તે મુવાને ઘેર દોડી પોંહોંચો," ભલી બુરશેદે દયાથી લગભગ રડી દઇ કહ્યું; તમે જઇને–"

એજ પલે અમારૂં આગલું બારણું ઠોકાયું, અને અમો એક સાથે નવાઝનું નામ પોકારી હેઠે દોડી ગયાં. બારણું ઉંઘાડતાંજ નવાઝ થાકેલી, હાડમાર થયલી, હેરાંન હાલે અંદર આવી. તેની સપાટપર મનમન મટોડું હતું–તેનું માંથુંબાંનું પોતું નીકલી ગયલું હતું–ટુકમાં, તે રડમસ હાલે આવી. તે આવી તેવી પોતાની બાઇ તરફ ધસી ગઇ ને દુઃખનાં યા હરખનાં દચકાંથી ઉભાતી છાતીએ "બાઇ સાહેબ, બાઇ સાહેબ," કરી તે ત્યાં બેસુદ્ધ થઇ પડી!

ત્યાં નવો ગભરાત ચાલ્યો. ચોરોની વાત વીસરાઈ ગઇ ને નવાઝની સાહારવાર કરવા સૌ પડયું. અંતે નવાઝે જરા હોસ્યારીનાં ચિન્હો બતાવતાં તેને તેના ઓરડામાં લઇ જવામાં આવી, અને સાથે સઘલાં બૈરાંઓ ગયાં.

એ પછી હું અને શેઠ એકલા પડયા. "કાવલા," તેઓએ કહ્યું, "આજે તેં મારી અચ્છી સેવા બજાવી છે, અને તેથી સહઃવારનો તારો મોટો વાંક ઘણી હદસુધી ભુલી જવાનું મારૂં મન થાય છે."

"મારા શેઠ," મેં ઘણા ભારથી કહ્યું, "મારો વાંક કશો છેજ નહીં. હું બીલકુલ બેગુનાહ છું."

"હવે એ રકજીક કરવાનો હમણાં સમો નથી," શેઠે સેહેતાન દાંનો કીધો; "આવ એક ગ્લાસ મોવરૂ પીને પછી જઇને તારા ઓરડામાં સુઇ જા, નહીં તો આજની હેરાંનગતીથી ખાટલે પડશે."

"મને સુઇ જવાની રજા આપો, સાહેબ," મે માંગી લીધું. "મને દારૂની જરા પણ જરૂર નથી."

શેઠે મારી મરજી મુઆફીક મને એકદમ બીછાંણે જવા દીધો, ને મેં જઇને મારાં અકડી ગયલાં તન બદનને બીછાંણાંનો આરામ આપ્યો, અને હું સુતો તેવો ભર ઊંઘમાં પડયો.

બીજી સહવારે હું જાગ્યો ત્યારે નવાઝ અને જીવણ મારા ઓરડામાં હતાં. પાસે એક નાની ટીપાયપર મારે માટે એક ખાસ તૈયાર કરેલો નાસ્તો ને મારી ચા ઢાંકવામાં આવી હતી.

"ઉઠ બા કાવસ," મને આંખ ઉંઘાડતો જોઇ નવાઝે એક બેહેનને છાજતી મમતાથી કહયું. "અગ્યાર વાગવા આવ્યા છે, હવે ઉઠ."

"અગ્યાર!" મેં અતી અચરતીમાં પુછયું.

"હા, કાલની જેહેમત પછી તું થાકનો મારેલો આજે બપોર વેર ઉંઘાઇ રહયો છે," નવાઝે કહયું, "ને તુંને એ ઉંઘમાંથી નહીં જગાડવાનો ખુરશેદબાંનુનો હોકમ હતો. તારે વાસ્તે આએ નાસ્તો મેં મારે હાથે તૈયાર કીધો ને જોકે ગઇ કાલની મારી જેહેમતો થોડી નથી તોબી મેં તુંને નાહક કાલે ઠપકાઓ દીધા છે એમ મારી ખાત્રી થવાથી હું પોતે તેનો બદલો વાલી આપવા એ મેહેનત ખુશીથી કરૂંછું."

"અરે નવાઝ," મેં માહા દુઃખથી કહ્યું, "કાલે તારાં ગયા પછી મારાપર નવા સેતમો ગુજર્યા છે."

"હું તે સઘલું જાંણું છું," નવાઝે કહ્યું; "શેઠાંણી ખુરશેદબાંનુએ મને તે બધી વાત કહી છે. પણ વારૂં મને ખરૂં કહે, અહીં કોઇ તારી પછવાડે દુશ્મન થઇ લાગ્યું છે?"

"હા," મેં કહ્યુ, "એક જણે મારાપર અદાવતનો દાવ સાંધવા મને ધમકીબી આપી હતી."

"અને તે એક જણુ તે પેલી દદા આસીજ કેની?" નવાઝે શો જવાબ મલશે તેની ખાત્રીથી પુછયું.

મેં હા પાડી.

"રાંડ નાપાક," નવાઝે ખીજવાઇને કહ્યું. "બસ કાવસ તું કશી ફીકર ના રાખ. હું તારૂં નીરપરાધીપણું સાબીટ કરશ. હમણાં તો તું લાંબું ના કર. નાસ્તો પાંણી કરી લે ને પછી બાહેર આવ."

નવાઝના આ સુખનોથી મારો જીવ સુખ ને સધ્યારાથી ભરાઈ ગયો. મારાપરનો એક કાલો કલંક નવાઝની મદદથી ધોવાઈ જશે એ ખ્યાલથી મને નવો હરખ થયો. તે કેમ બનશે તે હું જાંણતો ન હતો. મેં પુછવા માંડયું પણ નવાઝે તુરત તે મને કેહેવા ના પાડી, એટલે વધુ બોહસ ન કરતાં તેને તેની મરજી મુઆફિક કરવા દેવા હું ખામોસ રહયો.

તે જતી રેહેતી હતી પણ તેને કાંઇ યાદ આવવાથી તે પાછી ફરીને થોબી. "કાવસ," તેણે કહ્યું, "કાલે મેં તુંને નાહક ભારે ગેરઇનસાફ અને મોટું અપમાન આપ્યું છે. તું તે વીસરી જઇને મને માફ કરશેની?"

"નવાઝ," મેં કહ્યું, "એમાં માફ કરવા જેવું કશું નથી. તારી કાંઇ ભુલ હતી એવી મારી ખાત્રીજ હતી, ને તે ભુલ તેં એટલી જલદી જોઇ લીધી તેથી હું ખુશ છું."

નવાઝનાં એ પછી ઓરડામાંથી જવા બાદ હું નવાં કૌવતે ઉઠી ઉભો થયો અને તૈયાર થઇ નાસ્તો પાંણી કરી લીધું. એ પછી હું નોકરોના ખણમાં જવા નિકલ્યો ને મને દાદર આગલ ખુરશેદ મલી. તે મને જોઇ મીઠાસથી હસી. "કેમ કાવસ," તેણે પ્યારથી પુછયું, "કેમ છે? તારાપર વાંક મેલાયો ત્યારથીજ હું તે માંનતી નહીં હતી, ને તેથી તું બેગુનાહ છે તે જાંણી હું અતી ઘણી ખુશ થઇ છું. જા નવાઝને લઇ ઉપર આવ—"અને ખુરશેદ ઉપર જતી રહી.

હરખભર્યાં હૈયાંએ નવાઝ પાસ જઈને તેને તેની બાઇનું ફરમાંન કેહેતાંજ નવાઝ મને હાથ પકડી ઉપર તેડી ગઇ.

ઉપર શેઠ બેસી વાંચતા હતા. શેઠાંણી આલસુની પેઠે એક કમાનના કોચપર અઢેલી પડેલાં હતાં. આસીબાઇ ભરૂચી બેસીને સીવતી હતી અને ખુરશેદ એક ટેબલ આગલ ઉભેલી હતી.

"મેં તમો લોકને કહ્યું કે મેં કાવસ ને નવાઝને ઉપર તેડયાં છે," અમોને ઓરડામાં દાખલ થતાં જોઇ ખુરશેદે ચલાવ્યું. "બેહેન. તમારા ઘરમાં હું વડી થવા માંગું છું એવું ના ધારતાં, પણ મારી ખુશી પ્રમાણે આ બાબદમાં હું ચાલવા માંગું છું. કાલે કાવસપર જે શરમભરેલો અપરાધ મુકવામા આવ્યો છે તેમાં હું તેને બેગુનાહ સાબીત કરવા માંગું છું, ને તેનાપર તે વાંક બીજા નોકર નફરોનાં દેખતાં મુકવામાં આવ્યો હતો તેથી આજે બી તે બધાંની હજુરમાંજ હું તેને નીરદોશ ઠડાવા માંગું છું."

"પણ બેહેન ખોરશેદ તું કેહેવા શું માંગેછે તે અમો કાંઈ સમજતાં નથી," મારી બાઇએ અચરતી બતાવી. "તમો સમજોછો આસીબાઇ?"–તેણીએ વલી પોતાની ખુસામતખોરી તરફ ફરી હમેશની બુરી આદત પ્રમાણે તેણીની સલ્લાહ પુછી.

"અરે નારે બાપ," ભરૂચીએ કહ્યું, "હુંબી નહીં સમજી"–અને તોબી મેં આબાદ જોયું કે તેને કાંઇ અકર વકર ચાલુ થતી હતી.

"હું તમોને સમજ પડે તેમ બોલશ પણ મને જીવણ ને બીજાંઓને ઉપર બોલાવા દેઓ," ખુરશેદે કહ્યું.

"અરે પણ તેમ કરોની," મારા શેઠે ચુકાવ્યું, અને મને હોકમ થતાં હું હેઠે જઇ જીવણ ને ડોસી વગેરેને તેડી લાવ્યો.

અને હવે એ ફુલ કોર્ટમાં મારો ઇનસાફ ચુકવા માંડયો. બાંનુ ખુરશેદે મને હોકમ કીધો કે આસી ભરૂચી સાથની મારી પંચાત શી હતી તે અવલથી આખેર વેર પેહેલાં મારાં શેઠ શેઠાણી આગલ બ્યાંન કરવી. મેં આ હોકમ માંથે ચઢાવ્યો. મને તે દદા સાથ શી પંચાત થઇ હતી અને તે પંચાતની વાત હું શેઠ શેઠાણીને કાંને શા કારણથી નહીં લઇ ગયો હતો તે તથા આસીએ મારાપર વેર લેવાનું કહયું હતું તે સઘલું મેં ઠડાવના સાદે વીગતથી કહી સંભલાવ્યું.

"ઓ તું મરેરે મુવા ઘેવ," આસી ભરૂચી મારો એકરાર પુરો થતાંજ ૫૫ડી ચટકીને ઝેર ખાઇ બોલી. "તું મુવો મારો કીએ ભવનો ધુશ્મન? મરેરે મરેરે એ ધુ:ખ તે કેમ ખમાય? હેં કુવરભઇ માએ તમે એ મુવાનું કીએલું માનોછ?"

પણ શેઠ શેઠાંણી ને સૌ મારા એકરારથી થસ થઇ ગયાં હતાં. "ઓ મરેરે મુવું મારી તરફથી કોઇ મલે નહીં?" જરા વારન્થોભી નહીં વેઠાયું ત્યારે તેણે હવે બધાંને સદોવ્યાં. "એ મુવો ઘેવ મને હલકી પાડેચ. મુવાને મારી સપાટ સપાટે મારીને હાંકી મેલું—ઘોજખમાં ગીઓ!"

અને તે ઉસ્કેરાયલી મારા ભણી આવતી હતી. હવે નવાઝ વચ્ચે પડી. "ઓમરે ભરૂચી," તેણે કહ્યું; "કાવસ કહે છે તે બધું બરાબર છે. હું એની સાક્ષી છું."

"ઓ તું ને તારા માએ ભાપ મરેરે," હવે ભરૂચીનું તે તરપ ઉપર્યું. "ભસ્તે ગેઇ સંપ કરીને આવીછ. આએ મુવા ઘેવને મલી જઇને આવી."

ત્યાં શાપુરજી શેઠ વચ્ચે પડયા. તેણે તે દદાને સૌને સેસતી ભરતાં અટકાવી, અને નવાઝ શી સાહદત ઉપર સાક્ષી પુરવા ઉભી થઈ હતી તે પુછયું.

નવાઝે ખુલાસો આપ્યો.

"ગઈ પરમદીનની રાત્રે," તેણે કહ્યું, "મને પાધરી ઉંઘ આવી નહીં. હું જાગતીજ હતી તે વેલાએ આસરે રાતના એક વાગવાનો શુમાર હશે ને મારા ઓરડાની બાહેરની ચાલમાં કોઈ ધીમે કદમે ચાલતું જણાયું. મને વેહેમ પડયો ને મેં અલગસે જરા બારણું ઉંઘાડી ચીમાઇને જોયું તો તે આ આસીબાઇ હતી. તે કાવસના ઓરડા તરફ ગઇ ને તેનું બારણું ધીમેથી ઉંઘાડી અંદર ગઇ તે મેં જોયું. એથી મને કમકમાટ ઉપજયો ને તેનો એ મારા ભાઇ જેવા ભલા જવાંન માટે મેં બુરો અર્થ ઉઠાડી એને ગઇ કાલે ભારે અપમાંન કીધું, પણ હવે આપણને ખુલ્લું જણાય છે કે આસી પોતે તે ચમચા વગેરે ચોરી કાવસનાં બીછાંણાં તલે મુકી આવી ને તેનો વાંક એ બેગુનાહપર ઢોલવા માંગ્યો."

નવાઝે બોલવા માંડયું ત્યારથીજ આસીને ગભરાત વધતો ચાલ્યો, અને સેવટે તે દદા રડી પડી. તે નરમ પડી ગઇ અને પોતાનો વાંક કબુલ કરી તે શેઠ ને શેઠાંણીને પગે પડવા ગઈ. "થઇ ગીઉં રે ભાપ થઇ ગીઉં," તે રડીને બોલી, "મને માફ કરો. ઓ હું મુઇ, મારી આભરૂની ધુલધાંણી થઇરે મારા ભાપ, માંપ કરો."

મારો શેઠ તેમજ શેઠાંણી આ એકરારથી બહુજ ચીરડાઇ ગયાં. મારા શેઠે તો સિપાઇ બોલાવી આસીને પકેડાવાજ માંગી, પણ તેની મીનતજારીઓ ને હાય વીલાપથી હું નવાઝ તેમજ ખુરશેદ વચ્ચે પંડયાં, ને ભારે બેહોરમતી ને નામોશી વચ્ચે મારાં શેઠ શેશેઠાંણીએ તે દદાને પોતાનાં ઘરમાંથી તેનાં કપડાંની ફકત એક ગાંસડી સમેત હાંકી કાઢી !

ત્યાં સૌ મને મુબારકબાદી આપવા પડયાં. મારાં શેઠ શેઠાંણી જે સ્વભાવિક રીતે બેદરકાર સ્વભાવનાં હતાં તેઓ મને થયલા ગેરઇનસાફથી એટલાં ઉસકેરાઇ આવ્યાં કે ફરી ફરીને પોતાની દલગીરી જાહેર કરી, અને જ્યારે શેઠાંણીએ દુલ્લા જીવથી મને ઇનામ માં બે આનાના પૈસા આપવા કાઢયા ત્યારે શેઠે હસી પડીને એક આખો અરધો રૂપીઓ આપવા માંડયો. મેં એક અરધી પણ કબુલ રાખવાને નમનતાઇ સહીત ના પાડી. મેં જણાવ્યું કે મારૂં નિરપરાધીપણું સાબીત થયું એજ હું મીસકીનને મન પૈસા હતા, અને હૂં નાવારેસની એટલી દાદ લેવા ખાતર મેં નવાઝ ને ખુરશેદનો ભારે માન ને ભારે ઓજરખાહીથી ફરી ફરી પાડ માન્યો. એ પછી સઘલું સમાધાન થયા કેડે જ્યારે નવાઝ ને હું એકલાં પડયાં ત્યારે નાપાક જમસુ ચણાપાપડીને ત્યાંથી તે કેવી રીતે નીશકલંક હોરમત સાથ બચી આવી શકી તે વાત તેણે મને કેહવા માંડી.

---

## પ્રકરણ ૩૫ મું.

### નવાઝની કાંહાંણી.

"તું જાંણેછ કાવસ," નવાઝે જમસુ ચણાપાપડીને ત્યાં પોતાપર ગુજરેલી કાંહાંણીને લગતી વીગતો શરૂ કરતાં કહ્યું, "કે હું ગઇ કાલે સહવારે ખોટા શકો ઉપરથી તારી સાથે કજીઓ કરીને મારાં બાઇનાં કામ સારૂં બાહેર ગઇ હતી. જો તારે વીશે મને બુરો વિચાર નહીં આવ્યો હતે તો હું જરૂર તુંને તારા શેઠ શેઠાંણીની રજા લઇ મારા સાથે લઇ જતે, પણ મારૂં મત ફેરવાયલું હોવાથી હું એકલીજ ઘરમાંથી નીકલી. મારાં બાઇનાં કામ સારૂ મને જ્યાં જવું હતું ત્યાં જઇ તે બજાવ્યું, અને પછી આપણી રાંધનારી ડોસીએ ગાંધીને ત્યાંથી કેટલોક સામન ખરીદી લાવવાની

મને એક ટીપ આપી હતી તે લેવા ગઈ. ગાંધીને પડીકાં બાંધતાં વાર લાગે એવું હતુ માટે ત્યાં એક હેલકરીને બેસાડી તેની માંટીમાં તે પડીકાં મુકવાનું મેં કહ્યું, ને મને પોતાને માટે કાંઇ કપડાં જોઇતાં હતાં માટે હું પા કલાકમાં પાછી ફરશ એમ જણાવી હું ત્યાંથી થોડેક દુર જે કાપડયાની દુકાંન છે ત્યાં જવા નીકલી. મારે તુંને અહીંજ જણાવવું જોઇએ જે અમો પુણામાં આવ્યા પછી તું અને હું સાથે જઇ જે ગાંધીની દુકાનપરથી સામાન લઇ આવ્યાં હતાં તેનેજ ત્યાં હું આ નવો સામાનબી લેવા ગઇ હતી ને તેથી તે મને બરાબર ઓલખતો હતો.

"ગાંધીને ત્યાંથી નીકલવા પછી હું કાપડયાની દુકાંન તરફ જતી હતી ત્યારે મને રસ્તામાં કોઇ ઇશકી અને ઈતર જેવો પારસી મલ્યો. તેણે બેહયાઇથી મારાભણી ટીકીટીકીને જોયું, અને પછી મારા આગલ આવ્યો ને મને પુછવા લાગ્યો કે હું મનચેરજી મોટાફરામની છોકરી કે નહીં? હું તરત સમજી ગઇ કે મને પોતા સાથે વાતચીતમાં ઉતારવાને આ સવાલ એક બાહનું માતર હતું, અને તેથી હું તેને કશોબી જવાબ નહીં આપતાં તેનાપર ગુસ્સાનાં નેણ કાઢી ગુપચુપ આગલ ચાલતી થઇ. આથી તે એવો તો ખશીયાંણો પડી ગયલો જણાયો, ને મારા પાસ એવો તો કગલીને માંફ માંગવા પડયો કે મને લાગ્યું કે તે કોઇ સારૂં માણસ હશે ને મેં તેને નાહક માંઠું લાગે એવો ગેરઇનસાફ કીધો હશે. તેણે મને ખાત્રી આપી કે તે મને પોતાની ઓલખાંણની કોઇ મનચેરજી મોટા ફરામનાની છોકરી સમજ્યો, અને વલી કહ્યું કે હું જો તે મનચેરજીની છોકરી નહીં હોઉં તોબી તેણે મને કેઠે જોયલી હતી, પણ ક્યાં અને ક્યારે જોઇ હતી તે તે હમણાં વીસરી ગયો હતો. મેં તેને એ ઉપરથી લગાર નરમાસથી જણાવ્યું જે મારા બાપનું નામ કાંઇ મેનચેરજી છેજ નહીં, ને હું તેને મુતલગ પીછાંણુતીજ ન હતી. એ પછી તેના જોડે વધારે વાર વાતમાં રેહેવાને મને નામુનાસેબ લાગવાથી હું પગ ઉઠાવી આગલ ચાલી, પણ હું થોડાં કદમ ગઇ નહીં તેટલાં વલી તેણે મને પકડી પાડી, અને મને પોતાની શોખાઇ માટે પેહેલેથીજ માફ માંગી કેહેવા લાગ્યો કે હવે તો એમબી ને એમબી તેની ભુલ થઇ, ને તે ભુલથી અમારા વચ્ચે વાતચીત જનમ પાંમી ત્યારે તો હવે અરસપરસ ઓલખાંણ કરીનેજ છુટાં.

પડવું. તે મને પોતાની વાતચીતમાં "બાઇ સાહેબ, બાઇ સાહેબ," કર્યા કરતો હતો માટે મેં તેને સમજાવ્યું કે હું તો એક સાધારણ દાસીના મરતબાની હતી, અને મેં વલી તેને ખખરાવીને કહ્યું કે હું તેના જોડે વધારે વાર કશી પણ વાતચીત કરવાને ખુશી ના હતી.

"ખુલ્લા શબ્દોમાં મારાં એ રીતે કેહવાથી તેને ઘણો ગુસ્સો લાગ્યો હોય એમ જણાયું, અને તે કાંઇ બરબડયો પણ તે શું બોલ્યો તે મને સમજાયું નહીં, તેમજ હું તે સાંભલવાની કનવાર કરતી હોઉં એવું મેં તેને બતાવ્યુંબી નહીં. તેના તરફ બીજી એક ગુસ્સાની નજર નાંખી વલી હું પગ ઉઠાવી ચાલતી થઇ, ને હવે તે મારા પાસ ફરી નહીં આવવાથી હું વગર અડચણે આપણા પેલા કાપડયાની દુકાંને ગઇ. તેણે બે ત્રણ વાર મને એ રીતે હેરાંન કરવાથી જોકે બાહેરથી હું બતાવતી નહીં હતી તોબી અંદરખાંને હું પુશકલ બીધેલી હતી, ને તેથી કાપડયાની દુકાંનેથી મને જે લેવું હતું તે લઇને તુરત બાહેર નહીં નીકલતાં મેં તે કોઇ લુચ્છો તે રસ્તાપરથી નીકલી જાય વાસ્તે વધારે વખત ગાલી નાંખવા જે નહીં જોઇતું હતું તે સઘલું ઉખેરાવ્યું, જોયું, ને નહીં ખપતું હતું તેવું તેવુંબી પણ ખરીદી લીધું.

"એ રીતે અરધોએક કલાક ગાલી કાઢવા પછી મને યાદ આવ્યું કે ગાંધીને ત્યાં પેલો હેલકરી ખોટી થતો હશે, તેથી હું હવે દુકાંનમાંથી બાહેર પડી, પણ વલી દુકાંનની સાંમેજ પેલા લુચ્છાને ઉભેલો જોઇ હું તદન ગભરાઈ ગઈ. મને ઘણું મન થયું કે પાછી તે દુકાંનમાં જઇ તે કાપડયા આગલ તે લુચ્છાની સતાંમણીઓની ફરીયાદ કરૂં અને તેની મદદ માંગું, પણ હું અમસ્થો કાગનો વાઘ કરીશ તો શરમાવાનું થશે એ વિચારે મને તેમ કરતાં અટકાવી. વલી મને લાગ્યું કે તે લુચ્છો ગમે એવો બુરો હશે તોબી મને આ ઘોરી રસ્તા ઉપર આટલાં લોકોની આવ જાવ વચ્ચે કશી પણ અડચણ કરી શકવાનો નથી, અને તેથી હું હીમત કરી દુકાંનમાંથી બાહેર પડી.

"મેં થોડુંક ચાલી પાછું ફરી બારી આખે જોયું ને તે ઇશકી પારસી મારી પુઠે કેઠેબી જણાયો નહીં, તેથી મને ઘણી ધીરજ મલી. હયાંથી હું જરા આગલ ગઇ એટલે મેં એક તેજી ઘોડાની ગાડી ઉભી રહેલી જોઈ, જેનો કોચમેન રેન હાથમાં પકડી હાંકવાને

તયાર બેઠેલો હતો ને એક ઘોડાવાલો બારણું ઉઘાડું પકડી કોઇની બેસવાની રાહા જોતો હોય તેમ ઉભેલો હતો. આ ગાડીપર મારી સેહેજ નજર ખેંચાતાં હું ત્યાંથી પસાર થઇ જવા કરતી હતી, તેટલાંમાંજ તે ગાડીની કઢણુમાંથી એક લુચ્છા જેવા દેખાંવનો પારસી ને કોઇ કદાવર જેવો તેવોજ લુચ્છો મુસલમાંન નીકલી આવ્યા અને મને તુંને કેહતાં વાર લાગે, કાવસ, તેથીબી અતી ઘણા ઓછા વખતમાં તે બે ચંડાલોએ મને પોતાના હાથમાં ઉપાડી લીધી ને ગાડીનાં ઉઘાડાં બારણામાંથી અંદર ઢકેલી દીધી—બારણું બંધ થયું ને મારાં તમ્મર ખાતાં ભેજાં વચ્ચે મેં જોયું કે ગાડી ત્યાંથી મારતે ઘોડે ઉપડી ગઈ!

"હા તું માનશે કાવસ! આવો ગજબ મારાપર એક ધોરી રસ્તાપર લોકોની આવ જાવ વચ્ચે ગુજર્યો, ને મેં ગભરાતથી નીપજેલી અરધી બેભાંની વચ્ચેબી જોઈ લીધું કે તે બનાવ જોઇ બે ચાર ત્યાંથી તે પલે પસાર થતાં લોક અચરતીમાં દંગ થઈ ઉભાં રહયાં પણ મેં તેઓને પેલા પારસીને કેહતાં સાંભલ્યો કે "બરાબર છે, બરાબર છે ભાઇઓ. એ છોકરી બીચારી ઘેલી છે ને તેનો ભાઇ તેને—"અને બાકીનું મને ગાડી દોડી જવાથી સંભલાયું હતું નહીં."

"ખરેખર તાજુબીની વાત છે, "મેં કહ્યું. "તે મુજી જમસાએ તેને મલેલા અરધા કલાકના અરસામાં તે બે બુરાઓની મદદ ભાડે લીધી એટલુંજ નહીં, પણ પછવાડેથી લોકોને તેઓએ શું સમજાવવું તેબી ચોકઠું ઘડી રાખેલું જણાય છે."

"હા," નવાઝે કહ્યું, "અને વલી એ સઘલું બની એટલા અક્કલમાં નહીં ઉતરે એવા થોડા વખતમાં ગયું કે જો કોઇની વચ્ચે પડી તલાસ કરવાની મનચ્છા હતે તોબી તેને તેમ કરવું ફાવતે નહીં.

"ગાડીમાં મને નાંખીને ગાડી મારી મુકવા પછીની પેહલી થોડી પલો સુધી તો એ શું બની ગયું તેબી મને સમજાયું નહીં ને હું અરધી બેભાંન થઇ ગઇ, પણ પાછું મારાં મનનું સમાધાન થતાંજ મેં ચોંકીને જોયું કે ગાડીમાં મારી પાસેજ પેલો માહા લુચ્છો બેઠેલો હતો, ને મારા ભણી અતી ઘણી બેહયાઇથી જોઇ ફતેહની મગરૂરીથી મુછમાં હસ્તો હતો. પ્રથમ તો હું તેને જોઇનેજ કમકમાટથી હટી ગઇ, અને તેના પાસથી ઉઠી તેની સામેની બેઠક

પર જઈ બેઠી. ત્યાં જઇ મેં ગુસ્સાથી ધ્રુજતાં, તે ખુરાને હોકમ કીધો કે તે ગાડી એકદમ ઉભી રખાવે ને મને ઉતારી પાડે, નહીં તો જોકે ગાડીના કાચ ચઢાવેલા હતા તોબી હું ચીસો પાડી લોકોને થોભાવશ ને જબરીથી તેને મને ઉતારવાની ફરજ પાડશ. આ સાંભલી તે ખરખર હસ્યો. તેણે મને સમજાવ્યું કે હું ગમે એટલી ચીસો પાડીશ પણ મારૂં કશું ચાલશે નહીં, કાંયજે તે જો મને ગાંડી તરીકે લોકોને જાહેર કરશે તો લોક મારી ફકત દયા ખાઇ ચાલતું થશે-ને તેથી વધારે તો એકે ગાડીનો ઘોડો એવો તેજી હતો કે તે પવન વેગે દોડતો હતો, ને કોઇ મદદ આપવા આવે તેટલાં તેને મુકી ગાડી અરધો માઇલ નીકલી જશે.

"તે ખુરાની આ સમજાવત છતાં તેણે પોતાની મરજીથી મને નહીંજ ઉતારી ત્યારે મેં ગાડીનો મારી તરફનો કાચ ઉતારવા માંડયો. તેણે મારા હાથ પકડયા પણ અંતે તે કાચ ભાંજી મેં મારો હાથ બાહેર કાઢયો, ને રસ્તેનાં લોકને ચીચીઆરીઓથી મારી મદદે બોલાવ્યાં, પણ ખરેખર સૌ અચરતીમાં ઉભું રહી જઈ મારી મદદ પર ધ્યાંન આપે તે પેહેલાં તો તેઓને મુકી ગાડી બીજો અરધો માઇલ પસાર કરી જતી!

"અંતે નીશોસ થઇ હું ગાડીમાં પડી, અને તે નીચને તાના-જાનીના સખુનોથી વીંધી નાંખ્યો. એ સઘલાંની તેના પર જરાબી અસર થઇ નહીં. તે ઠંડે પેટે હસીને મને સમજાવા લાગ્યો કે તેનું નામ જમશેદજી નાનાવટી હતું-જે મેં પાછલથી જમસુ ચણાપાપડી તરીકે જાણ્યું—અને તેણે કહ્યું કે તે મોટો પૈસાદાર વાડી-ગાડી વાલો છે, ને જો હું તે મુજીની મરજીને તાબે થવશ તો તે મને સુખી કરશે ઇત્યાદી. મેં તે દલદરને સમજાવ્યું કે તે જેને સુખ સમજતો હશે તેને હું ખરૂં દુ:ખ માનું છું, અને તેની મરજીને તાબે થવા પેહેલાં મને મારૂં યકીન ને ઓરતપણું એટલું પ્યારૂં છે કે હું જીવપર કરી મારો જાન કાઢી નાંખશ. એ સઘલી તકરારને દરમ્યાંન ગાડી તો દોડતીજ રહી હતી, અને મને બીલકુલ અજાણ્યા ને નવા એવા એકાંત રસ્તાઓ પર થઈ અંતે તે એક નાધલી ગલીમાં વટી, જ્યાંથી છેક ખુંણામાં આવેલા એક એકાંત બંગલા આગલ તે જઇ ઉભી

---

## પ્રકરણ ૩૬ મું.

### નવાઝની કાંહાંણી (ચાલુ).

"મને હ્યાં ગાડીમાંથી ઉતરવા કેહેવામાં આવ્યું અને હું ઉતરીને નાહશી નહીં જાઉં તે માટે સાવધ રેહેવાને જમસુએ મારા દેખતાં ઘોડાવાલાને ઇસારત કરી. હું ઉતરીને ઘરના ઓટલા પર જઇ ઉભી, કે કોઇ ઘરડી જેવી ડોસી બારણામાં આવી. તે સદરા પર હતી અને કમરમાંથી અરધી વાંકી વલેલી હતી, જ્યારે તેની ચામડી કરચલી વલીને ઝુલઇ પડતી હતી. ે ડોસી અમોને જોઇને અચરત થઇ નહીં પણ રાત દીસ એવો દેખાવ તેને સાધારણ થઇ પડેલો હોય એવું મને લાગ્યું. તેણે મને દોકાંના લેહેકાથી 'આવો' કરી આવકાર દીધો, અને તેનો જવાબ મેં ગુસ્સાનાં નેણ કાઢી આપ્યો. હયાંથી મને આગલ વધવા જણાવામાં આવ્યું, અને તેમ કરવાને મેં સઘલા તીરસ્કાર સાથ ના પાડી. મેં તેઓને હું કોણને ત્યાં નોકરી હતી તે કહ્યું, અને જણાવ્યું જે મારી એવી ચાંપતી શોધ થશે કે તે મને પાતાલનાં પેટાંમાં છુપાવશે ત્યાંથીબી હું મલી આવશ, માટે હજીબી પોતાની હોરમતનો ખ્યાલ કરી તેણે મને જતી મેલવી. જમસાએ વલી એ મારાં બોલવાથી ખડખડ હસી દીધું, ને મને કહ્યું કે મારી એ સઘલી ભપકીઓથી આટલી જેહેમત ને ખરચ કરી મને અહીં વેર લાવી ને જતી મુકવા જેવો તે બેવકુફ ગધેડો નહી હતો, અને તેથી મારે ગુપચુપ અંદર ચાલવું. "જો તું તારી ખુશીથી અંદર નહીં જશે," તેણે કહ્યું, "તો હું તુંને જબરીથી ઉંચકાવીને અંદર મોકલાવશ, અને તું હયાં બુમો પાડશે, ચીસીઆરીઓ પાડશે, અથવા ગમે તેબી કરશે. તોબી તારૂં કશું અતરે ચાલવાનું નથી, કાંયજે હયાં સઘલા મારા નોકરો મારા વિશ્વાસમાં ને મારા માનીતા છે, ને બંગલો પુનાના એવા એકાંત ભાગમાં છે કે જ્યાં તારા જેવાંઓએ કશીબી મદદની કદીબી આશા રાખવી નહીં."

"મેં આ સમજાવતનું વજન જોઇ લીધું. કડવાસમાંથી મીઠાસની આશા રાખવી મીથ્યા છે, એટલે મેં જોયું કે અંદર હું જઇશ નહીં તેથી આ પાપી જમસુ મને તેના દસ્તમાંથી જવા દેશે એમ નથી, એટલે ખુદા આગલ શું કરે છે તે જોવાના ને તે

જોઇને જે ધારે તે કરવાના ઠરાવથી હું અંદર ગઇ. ત્યાં જમસુ મને મુકી જ્યારે માહેલા ખણુમાં ગયો ત્યારે તે ડોસી મને ઇસારત કરી માલ ઉપ્પર લઇ ગઇ. તે ડોસી યા તો ખરેખર મુગી હતી કે તે દદા મુગી હોવાના ઢોંગ લગાવતી હતી, કાં કે મેં તેને ઘણીબી મારી પક્ષમાં જીતી લેવાનું કીધું, પણ તેણીએ મને મોં ઉઘાડી કશો જવાબ દીધો નહીં. અંતે તે મને માલ ઉપરના એક ઓરડામાં લઇ ગઇ, અને મને ત્યાં એકલી મુકી બાહેરથી બારણું બંધ કરી તાલું માર્યું.

"હુ એકલી પડવાથીજ મારા સંકટના ખ્યાલે મેં રડવાની હીંમત કરી. હમણાં વેર હું રડતી ન હતી કાંયકે રડીને જમસાને મારી નબલાઇ બતાવાને હું બીહીતી હતી. હવે રડવાથી મારાં દુઃખનાં દચકાંથી છુપી ઉભાતી છાતીને અતી ઘણી ખલાસી મલી.

"એ રીતે ઘણાક કલાક નીકલી ગયા. મારૂં આગલ શું થશે તે માટે ગંભીર ઘોર કરતી હું પડેલી હતી ત્યારે તે કલાકો કેમ વહી ગયા તે મને જણાયું નહીં. તમો સૌ મારે માટે મારી ગેર-હાજરીમાં કેવા વિચાર લાવશો,—મારી ભલી શેઠાંણી ખુરશેદ મારે માટે કેટલી ફીકરમંદ થશે તે સઘલા વિચારોથી મને અતી ઘણું દુઃખ થયું. અંતે ત્રણ વાગા ત્યારે મારૂં કેદખાંનું ઊઘડયું, અને પેલી દદા મારે માટે તહરેવાર પકવાનોનું એક સોહોરમદાર ભોજન લઇ આવી. મેં તે રકાબીઓ લઇ ધીક્કાર સમેત બારીવાટે ફેંકી દઇ મારો રોષ બતાવ્યો, અને તોબી તે કાંઇ બોલી નહીં! ખાવાની મને જરાબી ભુખ ન હતી. એવાં સંકટને સમે ભુખ તે કેમ લાગે?—પણ દુઃખની આગે મારાં ગલાંનો કાકડો બાલી મેલ્યો હતો એટલે પાંણી મેં ઘણી ખુશીથી પીધું. એ જોઇ તે દદા બાકીનાં વાસણ ઉઠાવી ગઇ, અને વલી અંદર મને બંદીવાંન રાખી બાહેરથી તાલું માર્યું.

"બીજા એવા ઘણાક કલાકો નીકલી ગયા, કલાકો કે જેની કંગાલીયતનો ભાઇ કાવસ તને કશોબી પુરેપુરો ખ્યાલ થઇ શકનાર નથી. તેવા તે કલાકો વહી જઇ રાત્રે જ્યારે ૧૧ કલાકનો અમલ થવા આવ્યો ત્યારે મેં બાહેર પગલાં સાંભલ્યાં. મારાં કેદખાંનાનાં બારણાનું તાલું ને તાલાંની પછવાડે બારાણું ઉઘડયું, ને પેલો લુચ્ચો જમસુ લટરપટર હાલે અરધી છાકટ હેવાનીયત હાલતમાં ફતેહની

મગરૂરીથી મલકાતો ઓરડાના ઉંબરમાં આવી ઉભો. તે માહા બુરાને જોઇ જોકે મારૂં જીગર થરથર ધ્રુજતું હતું, તોબી હું ઠડાવથી ઉઠીને ઉભી થઇ. મેં દ્રઢ નિશ્ચય કર્યો હતો કે યા તો તે છાકટપણામાં નાતવાન થયલા હેમકને મારાં બલથી આજેજ કરી નાહશી જવું, અથવા તે નહીંજ બને ને તેના પર ફાવવાની આશા નહીં જણાય તો બારીવાટેથી કુદી મારવું.

"જમસો અંદર આવ્યો ત્યારે તેની ભ્રષ્ટવાંણીથી તે કશું બી બોલે તે પેહેલાં મેં તેના પાસ ગુઠણ પર પડી ફરી એક વાર ઓજરખાહીથી છુટકારો ચાહયો. મેં તેને સમજાવ્યું કે તેની પાંચ આંગલી જો સરખી નથી તો ઓરત ઓરતમાં ફેર હોય એ વાત તે કેમ માનતો નથી?

"જમસુ એના જવાબમાં કાંઇ ચીરડાઈને બોલી મને નારીપાસ કરવા જતો હતો, પણ બરાબર તેજ પલે બાહેરના દરવાજા આગલ કોઇ ગાડી દોડતી આવી ઉભી રહી હોય એવો સાદ આવ્યો! જમસુ ચોંકયો અને બારી આગલ દોડયો, અને અતી દુર વાગતા ઘાંટોના કાંને આવતા ધીમા અવાજની પેઠે મારાં જીગરમાં થોડી ઘણી નબલી આશાએએ જનમ લીધો.

"નિરદોશોનો ખુદા સદા નીગેહબાંન છે. જેઓ ખુદાઇ રાહે ચાલવાને આરજુમંદ હોય છે તેઓને તેઓની તપાસ લઇ છેક સેવટની ઘડીએબી સાહય થવાને તે સાહેબ હાજર છે. હજી તો હું ગુઠણપરજ પડી રહેલી હતી—હજી તો નાસીપાસના હાથ ને પગ અફાલતો જમસો બારી આગલથી ખીજવાયલો મારા ભણી આવતો હતો, તેટલાં એક ચેહરેનમુન અતી ખુબસુરત પારસી અબલા તે બારણામાં આવી."

"હા!" મારાથી બુમ પડાઇ ગઇ, અને તે શીરીન હતી એવી મકસદનું કાંઇ મારાથી બોલી જવાતું હતું, પણ તે સઘલી કેફીયતથી નવાઝ બીનવાકીફ હતી અને હજી તેને બીનવાકીફ રાખવુંજ સારૂં છે એમ મને વિચાર આવી જવાથી હું ખામોશ રહયો, ને નવાઝ મારાં મનમાં એક પલમાં શા શા વિચારો આવ્યાં અને ગયા હતા તે કશું નહીં જોઇ અથવા જાણી શકવે તે પોતાની કાંહાંણી પુરી કરવા પડી.

"ખરેજ કાવસ," તેણીએ કહ્યું, 'આપૂણી જાતની અમો અબલાઓમાં એવી ખુબસુરત મેં કદી કોઇને જોઇ ન હતી. તે એક શાહનશાહા બાનુના તોરથી ઉબરમાં આવી ઉભી-મને ગુડણુપર અરજ ગુજરતી હાલે જોઇ—બદકાર જમસુને મારા સામે નીરાશા ને ખીજવાટ વચ્ચે ઉભેલો દીઠો, અને તે સઘલું એક ઝપાટે તપાસી લેવા પછી તે તેવાજ તોરના હકેરાથી ઓરડામાં આવી.

"શરમ છે," તેણે જમસાપર અંદર આવતાંને વાર ભારે ગુસ્સાનાં નેણ ફડકાવી ફીટકાર વરસાવ્યો, "તારી બદકરણીના પુરાવા કદી પુરા થવાના નથી?"-અને હવે તે મારા ભણી ફરી—"જા, હે બાઇ," તેણીએ મને કહ્યું, "આ રસ્તો મોકલો છે, તું જ્યાંથી આવી હોય ત્યાં પાછી જા."

"નહીં જવાશે," જમસો પોકાર મારી બારણાંને આડે આવી ઉભો રહી બોલ્યો. "પીરોજા, તેં ઘણીવાર એ રીતે રંગમાં ભંગ કીધો છે, પણ આજે હું તને ફાવવા દેવશ નહીં."

"અને હું તુંને ફરમાઉં છું," તે કોઇ પીરોજાએ બી તેવાજ તોરથી કહ્યું, "કે આ રસ્તો મુક ને આ બાઇને એકદમ હયાંથી જવા દે, અગર નહીં તો મદદ કયાંથી મેલવી લાવવી ને એ બાઇને તેના સદગુણના બચાવ સાથે હયાંથી કેમ રવાના કરવી તે મને સારી રવેસે રોશન છે."

"જમસાએ વલી એક નાસીપાસીની હાય મારી, અને તે આજેજ થઇ તે તરફથી ખશી ગયો. મને જવાનો રસ્તો મલ્યો, અને હું તુરત જવા નીકલી કે પીરોજાએ પ્યારથી મને પોતાનો હાથ આપ્યો. મેં તે હેસાંનથી દાબ્યો અને હું બાહેર નીકલી, પણ મારાં ચાલમાં નીકલવા પછી તુરતજ પીરોજા મારી પુઠે આવી.

"બાઇ," તેણે કહ્યું, "આએ પારસીપર તેને ખાતર નહી તો મારે ખાતર દયા કરજે, ને તારાં લાગતાં વલગતાંઓ એને ઉંધાડો પાડી સજા નહીં કરાવે એવું હું તારા પાસ વચન લઇ માંગી લઉં છું."

"નહીં ધારેલા મારા આ છુટકારાથી હું એટલી ખુશી થઇ ગઇ હતી કે તે વચન તેજ પલે મેં તેનું હેસાંન દીલે વસાવી ઘણી ખુશીથી આપ્યું. એ પછી મને તુરત યાદ આવ્યું કે હું તદન

અજાણી જગ્યામાં છું, અને તેથી મને કશો રસ્તો પાઇ શકશે નહીં. મેં આ મારો ભય તે બાઇને જાહેર કીધો.

"હેઠે મારી ગાડી ઉભેલી છે," તેણીએ કહ્યું, "તે હૈયાંનો એકાંત રસ્તો વટાડી તુંને વસ્તીવાલા ભાગમાં ઉતારશે, અને ત્યાંથી તારૂં ઘર જોઇ કાઢજે." એજ વખતે પેલી ડોસી ઉપર આવતી હતી તેને તેણે કાંઇ કાંને લાગી કહ્યું, ને તે ડોસી સાથે મને ગાડી હેઠે જવા કહી તે આવી તેવાજ તોરથી જમસાવાલા ઓરડામાં ચાલી ગઈ.

"તે ડોસી સાથ હું હેઠે ઉતરી અને તેણીએ કાંઇ ઘોડાવાલાને કેહેવાથી તેણે અદબથી મને બારણું ઉઘાડી આપ્યું, ને હું અંદર બેઠી એટલે ગાડી તે બદીનાં ધામ આગલ ઉપડી ગઇ.

"ગાડીમાં મારા આ નહીં ધારેલા છુટકારાપર વિચાર કરી મને તે કીરતારનો પાડ માનવાનો વખત મલ્યો. એ પીરોજા કોણ હશે-જમસુપર ને તેના નોકર નફરોપર તે એટલી સરદારી કેમ ભોગવતી હશે-તેને મારે વિશે ખબર કોણે કરી હશે-એવી મોડી રાત્રે તે એકલી આવી ક્યાંથી હશે, ઇત્યાદી, ઇત્યાદી વિચારોથી હું હેરત રહી. અંતે ગાડીએ મને તે નવતરો રસ્તો વટાડી વસ્તીવાલા પણ મને બીલકુલ અજાણ્યા ભાગમાં ઉતારી, અને ગાડી પાછી વલી. હયાંથી હવે પગે મને આપણું ઘર શોધી નીકલવું પડયું. એમ કરતાં મને ઘણી મુશ્કેલી ને હાડમારી પડી. મોડી રાતનો સમો હતો, અને હું એકલી અબલા પગે ચાલતી હોવાથી મને અતીઘણું શરમાવાનું થયું. એમ કરતાં સારાં નસીબે મને કોઇ આબરૂદાર પારસી કેહેથી જમીને એકલો ઘેર જતો મલ્યો. મેં તેને મારી હકીકતનો થોડો ભાગ કહયો, ને તેણે હજારો ખુશી સમેત આપણાં ઘરની ઇધાંણી મલતાં બાહોરમત મને ઘર વેર પુગાડી જવાનું માંથે લીધું. તેની મદદથી હું અતરે આવી, ને તેનો ભારે ઉપકાર માની હું આપણાં બારણાં આગલ છુટી પડી, ને ચોરોની ગરબડ મટવા પછી જ્યારે તમે સંધા મારે વીશેજ ચીંતાતુર વાતો કરતાં હતાં ત્યારેજ મેં આવીને બારણું ઠોકયું."

---

## પ્રકરણ ૩૭ મું.

### એક અકસ્માત.

નવાઝની હકીકતમાં મારે માટે એવડો રસ સમાયલો હતો. એક તો તેમાં મારે નવાઝને પોતાને વાસ્તે સઘલું જાણવું હતું, ને તે ઉપરાંત ગાાં મનને માનીતી પણ પાપમાં પડી ભાગેલી મારી શીરીન વીશે કેટલીક વાકેફગારી મારે મેલવવી હતી. વાંચનારને કેહવું પડશે નહીં કે નવાઝની કાંહાંણીમાં જે 'પીરોજા'એ આવીને છુટકારો કીધેલો કેહેવામાં આવ્યો તે પીરોજા કોઇજ નહીં પણ હું ખાત્રીથી સમજતો હતો કે શીરીન પોતેજ હતી. તેણી એક એવા અધમ બુરા સાથે જોડાઇ હતી કે જે તેણીનીજ પેઠે બીજી પાકજાદ અબલાઓને ખોહાર કરવા મંડયો હતો, અને તેવા એક દલદર સાથ શીરીન જેવી એક વારની રાંક, સાફ અને સદ-ગુણી અબલાને પોતાનો ભવ ધુલ મેલવવો પડે એ વિચાર ખરેખર હસતાંને રડાવે તેવો હતો. વલી નવાઝને એ રીતે છુટી કીધાથી નવાઝનાં ત્યાંથી નીકલી આવવા પછી તેની અને જમસાની વચ્ચે જે જીકર, અરસપરસ તાંનાજાની, ગાલબેલ અને કદાચ માર-ફાડબી થઈ હશે તે વિચારે મને ભારે દુઃખ પેદા કીધું. મેં અને નવાઝે છુટાં પડયા પેહેલાં એ વીશે ઘણીક અટકલો ને ઘણીક વાતો કરી, અને સેવટે નવાઝને આ સંકટમાંથી સલાંમત નીકલી આવ-વાનાં સુભાગ્ય માટે ખરાં જીગરથી ફરી એક વાર મુબારકબાદી આપી હું છુટો પડયો.

તેજ દીને મારા શેઠે જઇને રાતની ચોરીની કોશેશ માટે પોલીસને ખબર આપી, પણ તેની કંજુસાઇએ તેને એ ચોર પકડી આપે તેને ઈનામ આપવા જેવું કશુંબી જાહેર કરતો અટકાવ્યો, એટલે લુચ્છા દીના ને કાસમને પકડાવાની આશા રહી નહીં.

ઉપલી સઘલી વીગતોને થોડાક દીવસો વહી ગયા, ને તે લગ-ભગ ભુલઇ જવામાં આવી. એ અરસામાં મેં એક નવી અતી અચરત ભરી શોધ કીધી. હું વાંચનારને ખાત્રી આપું છું કે એ શોધ ઉપર પેહેલું જ્યારે મારૂં ધ્યાંન ખેંચાયું ત્યારે મેં તે વાતને સદંતર નહીં બને એવા એક બેવકુફી ભરેલા ખ્યાલ તરીકે હસી કાઢી, પણ તોબી તે ઉપર પાછું અને પાછું મારૂં ધ્યાન ખેંચાતું, અને તે ઉપર વધતો ને વધતો હુ ગુંચવાતો.

આ શોધ તે નૂવાઝની ભલી શેઠાંણી ખુરશેદના બાબમાં હતી. હું અવારનવાર હમેશ જોતો હતો કે ખુરશેદ મારા ભણી વારે ઘડીએ ઘણીજ મેહેરબાંનીથી, મીઠાસથી લગભગ પ્યારથી ટીકતી પકડાઇ આવતી હતી, અને તેની ને મારી નજર એક થઈ જતાંજ તે શરમથી યા એવીજ બીજી કોઇ લાગણીઓથી લાલ થઇ જઇ મોં ફેરવી નાંખતી ! એનો અર્થ શો ? હું કોઇની બાજુએ મત બાંધી શકતોજ નહીં.

એક દીવસ મારા શેઠે લગાર દુર મને પોતાનાં એક કામ સારૂ મોકલ્યો હતો, જ્યાંથી પાછો ફરતાં મને લગભગ સાંજ થઈ ગઈ. એ વખતે હું ધીમે ધીમે ચાલતો જતો હતો, અને મારા શેઠનાં ઘરની પછવાડેનાં એક ખેતરમાંથી રસ્તો ટુંકો પડતો હતો એટલે તેમાં થઈને જવા લાગ્યો. ખેતરમાં ઉતરવા પછી થોડેજ દુર મેં કોઇ બે અબલાઓને ધીમી સેહેલ કરતી જોઈ, ને તુરત તેઓને મેં મારી શેઠાંણી ને તેની બેહેન ખુરશેદ તરીકે પીછાંણી. તેમને જોઇને હું તેજ ધીમી ઢપે હજી તો ચાલું છું તેટલાં તે બાજુથી ચીચીઆરીઓ આવી, ને મેં જોયું કે મારી શેઠાંણી ને ખુરશેદ બેઉ જણ જીવ લઇ દોડતાં હતાં. આ ગભરાટનું કારણ તુરત મારી નજરે આવ્યું. તે ખેતરની બાજુએ એક ખેડુતનું ઝુપડું હતું તેનાં ગાય ઢોરમાંથી એક ગોધો છુટો થઇ ઘેલાપણાંની મસ્તીમાં આવેલો તે બને બાઇએ પર હુમલો કરવા જતો હતો. તે ઉભાં પુછડાંએ ને ટાકેલાં શીંગડાંઓએ ધસારાભર દોડતો હતો, ને પોતાના ભોગ તરીકે તે બંને બાઇઓને જોઇ કાઢી તેમના તરફ હુમલો લઇ જતો હતો ! આ જીવ સટોસટની પલો હતી, અને એ ભય ભરેલો દેખાવ જોઇ લેતાંજ ગોયા મને ઉડવાને પાંખ મલી ગઇ હોય તેમ હું દોડયો—બલકે ઉડયો. મારી શેઠાંણી આગલ હતી, ખુરશેદ પછવાડે હતી, એટલે તે ખુંનપર ચઢેલા ગોધાનાં શીંગડાંનો પેહેલો ભોગ તેજ થઇ પડે એવું હતું !

હું આંખ વીચીને દોડતો હતો. યાતો એ ભલી બાઇને બચાવી ગોધાને બીકીધરાવી દુર નહસાડવો, અથવા તો તેનાં શીંગડાંનો મારે પોતે ભોગ થઇ પડવું એ મારો ઠડાવ હતો. મારા પાસ કશાં હથ્યાર ન હતાં, ફકત એક છત્રી હતી ને તેપરજ મારો સઘલો આધાર લટકયો હતો. એક બાજુથી તે ગોધો અને બીજી બાજુથી હું દોડતા જતા હતા. અને હું ખચ્ચીત ઘણીજ બારીક પલે આવી

પોંહોંચ્યો. ખુરશેદને દોડતાં ઠોકડ લાગી ને તે ઉંધે મસ્તક પડીને બેશુદ્ધ થઇ ગઇ, માટે જ્યારે મારી શેઠાંણી કુંવરબાઇ તેણીની દરકાર કરવા વના પોતાનો જીવ બચાવા ચીચ્યારી પાડતી પાસેની પગડીપર ચઢી જવા દોડતી જતી હતી, ત્યારે તે ગોધો એકજ પલમાં તેણીને શીંગડાંવટે છુંદી નાખતે એવું હતું. બરાબર એજ પલે હું આવી ચઢયો, ને તેજ પલે ત્યાં આવી પુગેલા તે ગોધા ને ખુરશેદની વચ્ચે હું કુદકો મારી ઉભો રહયો. ગોધો એ રીતે મારાં આવી પુગવાથી અચરત થયો હોય તેમ થમ થઇ ઉભો રહયો, ને હું તેના ગુસ્સાની દરકાર કરવા વના છત્રી ઉગામી તેનાં આંગપર ગયો. તે મને એક શીંગડાના આંચકાથી હવામાં નાચ કરાવતે, પણ કેહેવાને અજબ જેવું છે કે તેવું કશું નહીં કરતાં તેનાં ઘેલાપણાની મસ્તી તમામ થઇ હોય ને કશું બન્યુંજ નહીં હોય તેમ ઠંડો પડી તે પાછો ફર્યો ને ધીમે કદમે પોતાના તબેલા તરફ ચાલતો થયો!

એજ વખતે કોઇ બુજોર્ગ પારસી જેણે ખેતરની એક બાજુએ ધાસ્તીથી ધ્રુજતાં આ સઘલો તમાસો અવલથી આખેર વેર તપાસ્યો હતો તે હવે આ વધન વીતી ગયલું જોઇ મારી શેઠાંણીને લઇને મારા ભણી આવ્યો, ને અમારી ભેગી મદદે અમોએ મુશ્કેલીએ ખુરશેદને હોસ્યાર કરી.

ખુરશેદને હોસ્યાર થયલી જોઇ-ને તે રીતે સઘલું વધન વીતી જતાં પાછું સઘલું સમાધાન થયલું જોઇ પેલો કોઇ ગ્રહસ્થ ખડખડ હસી પડયો, અને એક ભોલાં દીલની ભલાઇથી એક ઘોડો ઠોકે તેમ મારો બરડો ઠોકી તેણે મને શાબાશી આપી. "શાબાશ, શાબાશ," તેણે કહ્યું, "છોકરા તારી દલેરીપર આફરીન છે. તેં આજે બે અને બે નહીં તો એક જીવ તો ખચ્ચીતજ બચાવ્યો છે, ને તે એક જીવ તારા પોતાના જીવના જોખમે બચાવ્યો છે, ને આએ નાના નાટકમાં સૌથી અસરકારક ભાગ છે. હું ગરીબ માણસ છું"- અને એમ બોલતાં તેણે પોતાનાં ગજવામાંથી પાકીત કાઢી તેમાંથી એક ૧૦૦ રૂપીઆની નોટનો ટુકડો ખેંચી કાઢી મને આપવા કરતાં કહ્યું, "છોકરા હું ગરીબ માણસ છું, અને તેથી તારાં મોટાં દીલ ને ખરી દલેરીની મારી વખાંણની ઇધાંણીમાં તને એકાદ ઉમદા ભેટ કરવાની મારી ગુંજાસ નથી, પણ મારાથી તુરત વેલા જે બની આવે છે તે આએ તું કબુલ રાખ."

"મારા શેઠ," મેં હસીને કહ્યું, "મેં કાંઇ એવી મોટી બાહાદુરીનું કામ કીધું નથી કે જેથી તમો સાહેબ તરફનાં 'આટલાં માનને ને તે ઉપરાંત આ નાદર રકમને હું લાયક થાઉં. તમોએ મને મારાં નજીવાં કામની ખાતરદારીમાં શાબાશીના સખુનો સંભલાવ્યા તેજ મને એક એવું ભલું કામ કરવાની કાલજી હમેશ દીલે રાખવા માટે ઉલટ અને ઉતેજન તરીકે પુરતું છે. તે કરતાં જો મેં એક જીંદગી બચાવાનું પુન લીધું હોય તો તે પુન વળી તમે સાહેબ પાસેથી પૈસા લઇ વેચી નાખવા હું રાજી નથી, વાસ્તે આ નાણું નહીં કબુલ રાખવા માટે મને માફ કરો."

"જેમ તારી મરજી," તે ગ્રહસ્થે કહ્યું; "હું બોંહોસ કરી તારૂં મન દુખવવા માંગતો નથી"—અને તેણે ખુરશેદ તરફ ફરી વધાર્યું, "બાઈ તમારે આ જવાનનો ખરેખાત ઉપકાર માનવો છે, કેમકે આજે એણેજ તમારો જીવ બચાવ્યો છે. એની જગ્યાએ કોઇ બીજો હોત તો કદી હીંમત કરતે નહીં. તે ગોધો આટલો ખુંનપર ચઢેલો હતો તે છતાં એ તમારી મદદે દોડી આવ્યો ને તેથી ગોયા ગોધાનાં મનમાં મેહેર આવી ને કોઇનેબી અજાબ દીધા વના તે પાછો ગયો. આવ મારા નાના દોસ્ત મને શેકહાંડ કર"—અને મારો હાથ ઉતારી પાડવાનો હોય તેમ જોશભર પ્યારથી મને શેકહાંડ કરી તે હસતો હસતો ત્યાંથી જતો રહયો.

ખુરશેદ અને મારી શેઠાંણી અમો વચ્ચેની ઉપલી સઘલી વાતચીતને દરમ્યાંન અરધાં બીધેલાં જેવાં ચુપ રહયાં હતાં તે હવે પેલા પારસીના જવા પછી ખુરશેદ ઘણુંાજ મીઠાસથી મારા ભણી જોઇ હસી. "કાવસ," તેણે તેમ હસીને કહ્યું, "હું તારો શું પાડ વાલશ?"

"મેં એવી માહાભારત સેવા કશી બજાવી નથી બાઇ સાહેબ," મેં કહ્યું, અને પછી ખુરશેદને વધારે ઉપકારો માનવાની તક નહીં આપવાના હેતુથી હું નમીને તેઓ આગલથી ખસી ગયો, એટલે મારી શેઠાંણી ને ખુરશેદે ઘર તરફ ચાલું મુકયું. મેં તુરત ને તુરત ઘરમાં જવાનું દુરસ્ત જોયું નહીં, ને તેથી ખુરશેદ ને મારાં શેઠાંણી ઘરમાં પોંહોચે તેટલાં હું તે ખેતરની બીજી બાજુએ ફરવા લાગ્યો. એમ કરતાં દુરથી હું જોતો હતો કે ખુરશેદ મારાથી આટલી દુર હોવા છતાં વારે વારે મોં ફેરવી મારા ભણી જોયા કરતી હતી.

આસરે અરધોક કલાક એકલો ગાલી કાઢવા પછી હું જ્યારે ઘરમાં દાખલ થયો ત્યારે પેહેલું જે કોઇ મારાં ભણી દોડતું આવ્યું તે નુવાઝ હતી. તેની શેઠાંણીએ તેના આગળ પોતાના જોખમની ને મારાં સાહસની હું જાઉં તે પેહેલાં સઘલી વાત કરી દીધી હશે- અને તેથી તે હસતી હસતી મારા સામે આવી. "તું મરેરે કાવસ," હું મરૂં એવું કશું પણ ઇચ્છયા વના ખરાં હેંત ને ખરાં જીગરથી મારી તારીફ કરતાં તેણે કહ્યું, "તેં એ આજે વલી શું કીધું? લોકોનાં મનમાં તારે વાસ્તે વધારે ને વધારે ઉંચું મત બેસાડતાં તને શરમ નથી આવતી મુવા ઘેવ?"——અને છેલ્લા બોલમાં તેણે આસી ભરૂચીની મશ્કરી કીધી.

"શું થયુંછ રે તુંને?" મેંબી તેવાંજ ખુલ્લાં દીલે હસીને કહ્યું, "શું તારા બાપની ચોરી કીધી કે એટલી બધી સેસ ભરે છે?"

"તો જો વરી એ "મુવા ઘેવ" ને સેસ ભરી!" તેણે ખડખડ હસીને કહ્યું. "કાંઇ ખબર છે કે મુવો ગોધો એક શીંગડું પેટમાં મારતે તો અત્યારે તો મારાં મુવાં માય બાપની ખબર લેવાબી નીકલી ગયો હતે તે?"

"પણ વારૂં નવાઝ," મેં કહ્યું, "મશ્કરી બાજુ મુકી મને કેહેની કે ખુરશેદ બાનું કેમ છે? એઓએ ખાધેલી ફાલની હજી કાંઇ અસર રહીછ કે?"

"થોડી ઘણી," નવાઝે કહ્યું; "તેઓ હાલ તો થાક ને બીહીકનાં મારેલાં સુઈ ગયાં છે, પણ મારા આગલ પોતેજ તારી આવી દલેરીની સઘલી વાત અવલથી આખેર વેર કરી. કાવસ," તેણીએ ગંભીર થઇ વધાર્યું, "તુંને આજની તારી દલેરીની વાત નજીવી લાગતી હોય પણ તે નજીવી નથી. તેં આજે ખરીજ શાબાશી લાયકનું કામ કીધું છે."

તેણીની વધારે વખાણ સાભલવાનું મને દુરસ્ત લાગ્યું નહીં, એટલે હું હસીને તેના પાસથી ખીસી ગયો.

---

## પ્રકરણ ૩૮ મું.

### ખુરશેદ.

બીજે દીવસે નવાઝે મને કહ્યું કે ખુરશેદ મને પોતાના ઓ-

રડામાં બોલાવે છે. "ગઇ કાલે તેં તેઓના બચાવેલા જીવ માટે તેઓએ તારો પુરેપુરો ઉપકાર માન્યો નથી," નવાઝે કહ્યું, "અને તેથી તેઓ તને એકાંતમાં મળવા ઇચ્છે છે."

મેં જરાની જરા આનાકાંની બતાવી, કાંયકે મને લાગ્યું કે તેણી આ નાહની જેવી સેવાના હેસાંનમાં ઘણુંક નહીં ઘટતું કહી સંભલાવશે, ને કદાચ બોહોંસ કરીને કાંઇ નાણું આપશે. હું નહીંજ જતે પણ નવાઝની જીદ આગળ મારૂં ચાલ્યું નહીં, ને હું ખુરશેદબાનુના ઓરડામાં ગયો.

ખુરશેદ ત્યાં એકલીજ હતી અને તેથી મને જેમ ત્યાં અસીકું લાગ્યું તેમજ તેણીનેબી વસમું લાગતું હોય એમ જણાયું, પણ તુરત તેણે બોલવા માંડયું. "કાવસ," તેણે કહ્યું, "મારાં બેહેનનાં દેખતાં ગઇ કાલે તારો પુરેપુરો ઉપકાર માનવાને મને બન્યું નહીં હતું તારી આવી ઉદાર સેવાનો બદલો કેમ વાલવો તે મને સમજ પડતું નથી. હું તને પૈસા આપવા કહી માંહું લગાડવા માંગતી નથી, પણ મારા મુરબ્બીજીના લાગવગથી હું તારે વાસ્તે કાંઇ કરી શકું એવું હોય તો બેલાશક બોલ. આ એક હલકા નોકરની જીંદગી તુંને છાજતી નથી. તારી સઘલી ઢપછપ બોલવું ચાલવું અને ચાલ ચલણ તું છે તે પંકતીના એક નોકરના દરજ્જાથી દશ હજાર મરતબે બેહેતર છે, અને તે છતાં તું એવી જીંદગીએ કેમ પડી રહયો છે? તારાં શું કોઇ માય બાપ નથી?"

"બાઇ," મેં મારાં હીણાં નસીબની આ નવી યાદે નવેસરથી દુઃખી થઇ કહ્યું, "મારાં માય બાપ વીશે હું તદન બેખબર છું. તેઓં કોણ હતાં તે હું હજી જાણુતો નથી, ને તેઓનું શું થયું તે કદી મને ખબર પડી નથી."

"હું તુંને જરાબી દુઃખી કરવા માંગતી નથી," મને દુઃખી થયલો જોઇ તેણીએ ખરી દયાથી કહ્યું, "પણ શું તારાં બીજાં કોઇ સગાં વ્હાલાંબી છે નહીં?"

"મારા વીચાર પ્રમાણે તો કોઇજ નહીં બાઇ," મેં કહ્યું, "પણ એક કોઇ શખ્સ મને ખાત્રી આપી જણાવે છે કે તે મારો મામો થાય છે, અને હું તેનો ભાંણેજ હોવાનો તે દાવો કરે છે."

"અને ત્યારે તે કાંય તારી સંભાલ લઇ તને તારે લાયકની નોકરીમાં નાંખતો નથી, કાવસ?" ખુરશેદે ખરાં હેતની કાલજીથી પુછયું.

"એવા મામાથી ખુદા પનાહમાં રાખે," મેં ખરાં જીગરથી કહ્યું.

"હું સમજી," તેણીએ કહ્યું; "તે કોઇ ઘાટકી કંગાલ હશે."

ત્યાં અમારી વાતચીત પુરી થઇ, ને પરસપર કાંઇ બોલવાનું નહીં હોવાથી વલી બેઉને વસમું લાગવા માંડયું એટલે હું નમીને બાહેર નીકલવા માંગતો હતો, પણ વલી તેણે મને થોભાવ્યો. એ વખતે ખુરશેદનાં મગજમાં કાંઇ અજબ વીચારો ને વીકારો થતા હોય એમ લાગ્યું, ને તે એકદમ ઉઠી મારા ભણી આવી. "કાવસ," તેણીએ ધીમા સાહદે કહ્યું, 'તું એક સાધારણ હલકી પંકતીનો નોકર છે એ ખરૂં, પણ તું જ્ઞાન ગુણે એ દરજ્જાથી ઘણા ચઢ-ડતા દરજ્જાને લાયકનો છે. તું જે છે તે તને તારાં નસીબે બનાવ્યો છે વારતેજ તું જે હોવો જોઇએ તે નથી, તો તેટલા ખાતર મારાં દીલનો ભેદ હું કાય નહીં જાહેર કરૂં તે હું સમજતી નથી. કાવસ તું મને કોઇ હલકી અથવા નીતીમાં ઓછી અબલા સમજતો ના, પણ હું તને કહું છું કે મેં તારૂં બધું પાણી જોઇ લીધું છે તેટલા ઉપરથી હું માનુ છું કે તું એક સુખ આપનારો ભરથાર નીવડશે, ને તેથી હું તને મારો ખાવંદ બનાવા વગર શરમાવે ખડે પગે તૈયાર છું."

ખુરશેદ જીગરનાં જોસથી આટલું બોલી નીચી નજરે ચુપ ઉભી રહી. એટલું તે ઘણી જેહમતે-તેની છાતીમાં હજારો જુસ્સા-ઓની જોસભર લડતો થવા પછી મોટી જોરાવરીએ બોલી શકી હતી!

પણ તે શું બોલી હતી? હું જાગતો હતો કે ઉંઘતો હતો? એક લક્ષાપતીની એક રાંક બેટી હું જેવા એક હીણાં નસીબના રવડતા રખડતા નાવારેસ નોકર બચ્ચાને પોતાનો ભરથાર બનાવા માંગ તી હતી એ હું ખરેખરૂં સાંભલતો હતો કે સ્વપનો જોતો હતો? હુ આવી એક માંગણીનો શો જવાબ આપું તેજ મને સુઝયું નહીં.

"કાવસ," ખુરશેદે જવાબને માટે થોભીને કહ્યું, "આજનો મેં કરેલો એકરાર અજાયબ જેવો હોય પણ તેથી ઓછો ખરાં જીગ-રનો નથી. એમ કીધાથી હું જો તારી નજરમાં હલકી પડી નહીં હોઉં તો જગતની મને જરાબી દરકાર નથી. તારી તરફનાં મારાં દીલનાં ખેંચાણને અટકાવાને મેં હમણાં વેર બનતું કીધું, તે તારા ને મારા વચ્ચેના દરજ્જાની નાપસદ તકલીદ દુન્યાઇ ન-ડને ખાતરજ હતું, પણ તેવી એક નહીં જેવી નડ ખાતર હું મારો

ભવ શું કરવા ઉંધો વલવા દઉ તે મને ખબર નથી. હું એક તુ-માખદાર તવંગર બાપની દીકરી છું ને તે અને મારાં તેવાંજ તો-રભર્યા ભાઇ બેહેન તું જેવા એક નોકરને પરણવા ખાતર મને પો-તાના પૈસા કે પ્યારમાંથી નીવારી મેલે તો ભલે, પણ જયાંસુધી તારા પ્યારમાં ઓસ્તવારી રેહેશે ત્યાં વેર હું તેઓના તે પ્યાર યા તીરસ્કારની દરકાર કરવાની નથી."

મેં છેલ્લાં પ્રકરણમાં એક ઠેકાંણે કહ્યું છે તેમ ખુરશેદની આ કીસમની લાગણીઓનો મને મજબુત વેહેમ હતો, ને તે વેહેમજ જોકે હમણાં ખરો પડયો હતો તોબી ખુરશેદના આ એકરારથી હું એવો તો દંગ થઈ ગયો કે તે જ્યારે આટલું બધું બોલી રહી ત્યારે હજી મને બોલવાને હીંમત આવી નહીં ! હું શું બોલું ? મારે કે-ટલો વિચાર કરવો હતો ? ખુરશેદ જે કેહેતી હતી તે વારતાના સ-ફાઓપર કે નાટકના તખ્તાઓપર ચાલે, પણ એક ચાલુ જીંદગીનાં ખરાપણાં વચ્ચે એવો એક બનાવ બને-ને તેબી મારાજ બાબમાં બને એ શું ઓછી અચરતીની વાત હતી ? ખુરશેદ પોતાનાં વ્હા-લાંઓને તરક કરી મને પરણવા તેયાર થતી હતી પણ તેમ મારા-થી કેમ થવા દેવાય ? હાથે કરી તેને તેનાં વ્હાલાંઓના ધીક્કારમાં લાવી મેલવા જેવું હું જાંણી જોઇને કેમ બનવા દઉં ? વલી વાંચ-નાર જાંણેછે કે હું મારૂં દીલ શીરીનને આપી ચુકયો હતો-ને જો કે શીરીનને હું પાપમાં પડી ભાગેલી સમજતો હતો તોપણ મારાં હૃદયના અંતર ભાગથી એક આશાનો ધીમો અવાજ અવાર નવાર ચેતાતાવતો હતો. શીરીનને પોતાને જમસુ ચણાપાપડીની સંગતમાં મેં ખરી ખાત્રીપુર્વક એકથી અનેક વાર જોઇ લીધી હતી, તોબી તેને શીરીન નહીં માનવાને મને કોઇ કોઇ વાર આશા થતી હતી. મરવા સુતેલાં પોતાનાં વ્હાલાં બચ્ચાંનાં જીગરમાં જીવની એક સૌથી છેલ્લી ધીમી હીલચાલ હશે ત્યાં વેર તેના ઉપર ઉમેદ ભર વાંકી વલેલી એક પ્યારભર માતાની છાતીમાં આશાના ધપકારા ચાલુ રે-હેવાના, તો તેજ રીતે મારી શીરીન વીશે મારી ખાત્રી થવા છતે હજુર આશા હોય તેમાં નવાઇ શી ?

વલી એમ ધારવું કે ખુરશેદને તેનો બાપ કદીબી મારા જે-વાસે પરણાવાને ખુશીથી પરવાંનગી આપશે—એમ વીચારવું કે મારી શેઠાંણી કુંવરબાઇ ને તેનાં તેના જેવાંજ તુમાખદાર ભાઇ બેહેનો

હું જેવા એક નોકર આદમીને પોતાના બંધેવી તરીકે બાહાલ રાખ-શે, અને એમ માનવું કે મારાં લગ્ન ભયંકાર વધનેથી ખાલી જશે ને થશે એજ બેવકુફી નહીં પણ સરતાપા દેવાનીયત હતી.

"તું બોલતો નથી, કાવસ ?" વીજલીની ઝડપે મારાં મગ-જમાં આવી જતા સઘલા વિચારોથી થોડીક પલ સુધી મને ગુંચવાતો જોઈ વલી જવાબને વાસ્તે ખોટી થઇ ખુરશેદે કહ્યું, "તું માંનતો નથી કે મારો તારે માટેનો પ્યાર આપણા પારસી સંસાર માં જેટલો અસાધારણ તેટલોજ ખરાં જીગરનો ને સાચ્ચો છે ? બોલ કાવસ બોલ, તને શું શક છે કે તારા તરફના મારા પ્યાર પછી હું મારા બાપની મરજી પ્રમાણે પરણીશ ત્યાં તારા સાથે પ-રણીને સુખી થઈશ તે કરતાં જરાબી વધારે સુખી થઇશ ? નહી કાવસ, આપણે સુકી રોટલી ખાઈશું પણ સુખી રહીશું, ને તે સુખ આગલ મારા બાપને ઘરની ન્યામતને હું કશા હસાબમાં લેતી નથી."

"બાઇ સાહેબ," ખુરશેદ ઉપલું સઘલું બોલતી હતી ત્યારે એક ઠડાવ મનમાં કરી હું બોલ્યો, "મેં તમોને ધીરજથી સાંભ-લ્યાંછે પણ હદ વગરની અચરતી વના નહીં. તમારૂં બોલવું સ-ઘલું લાબું છે–સઘલું આકલું છે પણ તેથી ઓછું ખરાં જીગરનું નથી. મને એટલું માન આપવા કાજે હું હેસાંનમંદજ નહીં પણ ભારે મગરૂર છું, પણ સઘલો વિચાર કરતાં તમો મેહેરબાંનને ના-સીપાસ કરતાં મને અતી ઘણું દુઃખ થાયછે. તમારાં ને મારાં લગ્ન કેટલાં અશક્ય છે તે વધારે ગંભીર વિચારોથી જણાવા બી હું જરૂર જોતો નથી, કાંયકે એકજ ટુંક જવાબથી તમારી મરજી બા-હાલ નહીં રાખી શકવાની મારી લાચારી હું તમોને કેહેવા માંગુંછું અને તે એ કે હું લગભગ એક કોલથી અદરાઇ ચુક્યો છું."

ખુરશેદ આ સાંભલતાંજ એક નીશાસ નાંખી બેસી ગઈ. તે-ણીએ તે પછી ઘણો ગંભીર વિચાર કીધો, ને તે સઘલો વખત આવી એક રાંક અને ભલી અબલાને એ નાશીપાસીનો જખમ કર-વા કાજે મને અસહ્ય દુઃખ થયું. અંતે એ ગમગીન ચુપકીદી ખુરશેદે બોલતાં બોલતાં ઉઠીને તોડી. "કાવસ," તેણે કહ્યું, "તારા સાથંના ટુંક મેલાપમાં હું તને એવી રીતે ચાહતાં શીખી છું કે તારાં સુખમાંજ હું મારૂં સુખ સમજુંછું, અને તેથી જ્યારે તું ક-

હેછે કે તારૂં દીલ, બીજે ઠેકાંણે રોકાઈ ચુક્યું છે ત્યારે હું આગલ કશું બોલીશ નહીં. હું હવે કદીબી પરણીશ કે નહીં તે હું કહી શકતી નથી, પણ આટલું તો હું કહી શકું છું ને ખરાં જીગરથી કહી શકું છું કે તું તરફનો મારો પ્યાર આજેજ પલ્ટે નવી વલાંણ પકડે છે, અને તારી જો કોઇ બેહેન નથી, તો આજથી તુંને મારો ભાઇ બનાવી હું તારી બેહેન થાઉછું."

કેટલી ભલી–કેવી મમતાલું, કેવી નેક અબલા! મારી છાતી હજારો જુસ્સાઓથી ઉંચકાઈ જતી હતી, અને અમો બંનેને માટે આ દેખાવ હજારો ગમગીન લાગણીઓથી ભરપુર હતો, એટલે તેનો વેહેલો અંત લાવવા મને ખુરશેદે તુરત પાક પ્યારથી પોતાનો હાથ આપ્યો, જે મેં હેસાંનથી દાબ્યો ને હું કશું બોલી નહી શકવાથી બારણું ઉંઘાડી બાહેર નિકલવા ગયો, પણ નખ્ખોદ–બારણું ઉઘાડતાંજ મારી શેહાંણી બારણાં પછવાડે ભરાઇને સઘલું ગુસ્સાભેર રૂપે સાંભલતી પકડાઇ આવી!

---

## પ્રકરણ ૨૯ મું.

### સુડી વચ્ચે સોપારી.

એમ કેહેવું કે મારી શેહાંણી અમારી સઘલી વાતચીત સાંભળી ગુસ્સાથી ઘેલી થઇ તે કાંઈ નહીં કેહેવાની બરાબર છે. તેણીને જોતાંજ હું પામી ગયો કે તેણીએ અમારી સઘલી વાતચીત અવલથી આખેર તલક છુપાઈને સાંભલી લીધી હતી, અને જોકે તેમાં અપરાધ સરીખું કશું ન હતું તોપણ ભલી ખુરશેદે સેવટે મને પોતાનો ભાઇ માંની લીધો તે પણ એ મારી તુમાખદાર શેહાંણીથી નહીં ખમી શકાય એટલું બધું હતું એમ હું તુરત સમજ્યો.

તે લાલ ને પીલી થતી ઓરડામાં આવી. વાતચીત પુરી થતાં હું ઓરડામાંથી બાહેર નીસરવા બારણું ઉંઘાડી આગલ વધતો હતો તેવામાંજ તેણી બારણાં તરફ કાન કરી ઉભેલી પકડાઈ આવી. તે મને જોઇને સમજી કે અમો વચ્ચેની વાતનો છેડો આવ્યો હતો, અને તેથી મને ઓરડામાં પાછો હઠવાની તોરમાં અસારત કરી તે ગંભીર દબદબા સમેત અંદર આવી.

હું મારી શેઠાંણીને મારી રૂબરૂ નહીં ધારેલી રીતે જોઇ ચોંકીને ગભરાઇ ગયો. ખુરશેદે પણ તેણીને જોઈને લગભગ એક ચીચ્યારી પાડી દીધી, પણ એક સાફ દીલના સંચારા હેઠળ તેણીનો ગભરાત તેજ પળે જોતાં જોતાંમાં સમી ગયો, અને નીરદોશતાનાં બખતર હેઠલ પોતાની હોરમતના છાજતા બચાવની ખાત્રી સાથે તેણી ઉભી રહી.

હવે અમો ત્રણેને વસમું લાગ્યું. કોણે પેહેલાં બોલવું તે તુરત કોઇને સુજ પડયું નહીં, અને અકેકની બોલવાની વાટ જોતાં અમો પેહેલી એકાદ બે પળ ચુપ ઉભાં. અંતે ખુરશેદે જુબાંન ખોલી. "બેહેન," તેણીએ કહયું. "મારાં દીલનો ભેદ તમો પાંમીગયાં છો, પણ એક સાફ દીલના સંચારા હેઠલ હું તે માટે કોઈબી પ્રકારે ગભરાતી નથી. ખરૂં છે કે કાવસ તમારો એક ગરીબ નોકર છે, પણ એણે મારો જીવ બચાવેલો છે, અને તેની દલેરી અને એના ઉંચા ગુણો સાથે એ એક નીચ નોકરની પંકતી કરતાં ઘણા ઉંચા દરજ્જાને લાયકનો જવાંન છે, તો એવા એક લાયક જવાંનને મારો ભરથાર બનાવાની મારી ઉમેદવારી તમારી રૂબરૂ પણ જાહેર કરતાં હું કદી શરમાવાની નથી."

આટલી જવાંન અબલા આટલાં જોશથી ને આવી ઉમદા લાગણીઓ સમેત બોલી શકી તે જોઇ હું હેરત થયો. ખુરશેદની આ બાહોશીએ મને આસેપાસેની સઘલી બાબદો થોડીક પલ ભુલાવી દીધી, અને ઉપલાં તેણીનાં બોલવાની કાબેલીયતભરી અદા ઉપર હું ખરાં જીગરથી આફરીન કરવા પડયો.

મારી શેઠાંણી કુવરબાઇ ઓછી અચરત થઇ નહીં. તે અજાયબીમાં ગરકાવ થઇ પોતાની આ બાહોશ બેહેન તરફ ટકટક જોતી ઉભી રહી. અને તેણીની એ અચરતીથી નીપજેલી ચુપકીદીનો લાભ લઇ ખુરશેદે આગળ ચલાવ્યું: "પણ એવો ગરીબ પણ લાયક ભરથાર પામવાનું મારાં નસીબમાં નથી એટલે એ ભલા જવાંનને મેં મારો ભાઇ માંની લીવો છે. કુંવરબાઇ બેહેન, આજે તમોએ જે જોયું ને સાંભલ્યું છે તે મુંબઇ આપણા મુરબીજીપર લખતાં ના એમ હું તમોને અરજ કરીશ તો તમે તે માનશો નહીં, એટલે તેમ કરવું કે નહીં તે તમારી સમજપર રેહશે, જોકે હું સારી રવેસે સમજું છું કે તમો તેમ લખ્યા વના રેહશોજ નહીં.

એટલા માટે હું મુંબઇ જવશ ત્યારે મારા તવંગર બાપના કોપમાં જઇ પડશ, મારાં તુમાખદાર ભાઇ બેહેનોની હસી મશ્કરી ને ધીક્કારમાં જઇ પડશ, પણ તે સઘલું જો હું ધીરજથી સોસશ તો તે એટલાજ સબ્બારાથી કે એક ગરીબ અને ગરજાઉ પણ લાયક જવાનને નેકામાં મારો હાથ આપવાની અરજ ગુજાર્યાથી વધુ મેં મને શરમાવાનું થાય એવું ગેરકાયદે અથવા બેઅદબ એક પણ પગલું ભર્યુ નથી."

"બસ બસ ખુરશેદ, મરેરે એ કેટલી ભઠઇ?" કુંવરબાઇ શેઠાંણીકંટાલી ચીરડાઇને બોલી, "મુવો ભલો માટીડો બોલીને ઉભો રહે એટલું બધું બોલતાં તું કયાં શીખી! જાંણે તરતર જબાં ચાલી કે ચરચર કાતર! પણ દુકતી તુંને કાંઇ ખબર છે? એ તો તેં તારા બાપદાદાનું નાક લીધું! તું મરે, તું જનમી ત્યારેજ મરી જતે તો આજે આવો સંતાપ મારાં જોવામાં નહીં આવતે. મુવા એ બદામના બેબલગાંમના પોરીઆ ચાકરસે પરણવા નીકલતાં તુંને શરમ નથી આવતી? એ કોણ તું કોણ, એની જાત કયાં તારી જાત કયાં, રાંડ જરા શુદ્ધ ઠેકાંણે રાખી ખ્યાલ તો કર, ને વળી મુવો એ ધોતાર વર નહીં થતો તેથી એ તેને ભાઇ બનાવી નીકલી! મુવોરે, ભાઇનાં નામપરથીબી ઓવાર્યો"—અને મારી કદરદાંન શેઠાંણીએ એ છેલ્લું બોલતાં ધરર કરી કટકા મોર્યા.

"બેહેન," ખુરશેદે એક શાહાનશાહબાનુને છાજતા તોરથી ગંભીર થઇ ગુસ્સાનાં નેણ ચહડાવી કહ્યું, "ગાલ દેવી હોય તો મને દેઓ, પણ કાવસને ગાલ દઇ નાહક ગુનાહમાં ના જાઓ. કાવસે પોતે મારાસે પરણવા માંગ્યું નથી પણ મેં કાવસસે પરણવા માંગ્યું છે, અને તેમાં પાપ કીધું હોય તો મેં કીધું છે-કાવસે નહીં."

"ચાલ ચાલ હવે હોશે," શેઠાંણીએ ટણકો કરી કહ્યું. "તારી વલે ને વાટ પછી થઇ રેહશે, ને જો રે," તેણીએ મારા ભણી ફરી કહ્યું, "બીજા નોકરો નફરોમાં કે બાહાર બહરવાસ જઈને ફીશીઆરી મારીછ કેની કે શેઠાંણીની બેહેન મને પરણવા આવી તો મારા બાપ થતા જીવતો વેતરી નાંખશે. ચાલ, કાલું કર."

હું બાહેર નીકલ્યો. બીજું શું કરૂં? એક અભણ ઓરત મને ગાલ ગલોચનો ગેરઇનસાફ કરે તેનું મને જરાએ દુઃખ ન હતું, પણ એક આવી અસરાફ અને કાબેલ બાંનુ મારે લીધે પોતાનાં

કુટુંબની તાણાજાણી ને જનમ તુલકની હાડમારીમાં આવી પડી તે દુઃખ મને વધુ લાગ્યું. મને બાહેર નીકલવાનો હોકમ થતાં હું ચુપચુપ ગયો, કાંયકે કાંઇભી બોલી મારી છેરાયલી શેઠાંણીને ભલી ખુરશેદનાં ભલાંને ખાતર વધુ છેરવાની મારી મુતલગ મરજી થઇ નહીં, પણ હું બાહેર નીકલ્યો ત્યારે ખુરશેદે એક બેહેન સમાન ખરી દીલસોજીની એક મીઠી ચશમ મારા ભણી ફેંકી, અને તેણીની બેહેને આ જે બનાવ બનયો હતો તે વીશે હું બાહેર ફીશયારી મારશ એવી મકસદનો જે હીણપસતી ભરેલો વિચાર જાહેર કર્યો હતો તેના જવાબમાં મને કશું બોલતો નહીં જોઇ ખાસા મોટે સાહદે ને ખરાં જોશથી તે બોલી, "કાવસ એટલો બધો હલકો છે એમ જેઓ માને તેઓ કાવસના ગુણોથી અજાણ્યાં છે, ને એના ઉંચા ગુણો જાણ્યા વના જેઓ એને હલકા ખવાસનો જાહેર કરે તેઓ પોતેજ ખવાસે હલકાં હોવાં જોઇએ."

હું બારણું ઉઘાડી અને પાછું બંધ કરી બાહેર નીસર્યો તે પેહેલાં હું એટલું સાંભલી શકયો. પછી તે ઓરડામાં શું થયું તે હું જાણી શકયો નહીં, પણ ખુરશેદ ને તેની અભણ હલકી બેહેન વચ્ચે એક ખાસ્સો ઝઘડો હું કલપી શકયો.

હું ઓરડામાંથી બાહેર નીકલ્યો ત્યારે ઉપલા ઉસ્કેરનારા બનાવોથી ઘણો ગભરાયલો હતો. સારાં નસીબે મને કોઇ મલ્યું નહીં ને હું તે બાજુથી ચુપચુપ મારા ઓરડામાં જઇ શકયો. ત્યાં જઇ મેં મારા વિચારોને ખલાસી આપી. હું ખાત્રીથી સમજયો કે આજનો બનાવ બનવા પછી મને આએ નોકરીમાંથી હવે રજા મલશે, અને વલી વગર નોકરીથી હું રવડી મરવાનો, પણ વાંચનારે વિશ્વાસથી માનવું કે ખુરશેદને મેં નાસીપાસીનો જખમ કરી જે દુઃખ કીધું તે દુઃખથી મને પેદા થયલાં દુઃખ આગલ હું નોકરી જવાના ભયનું દુઃખ કશા હસાબમાં લેખતો ન હતો.

એ રીતે લગભગ એક કલાક નીકલી ગયો, જે અરસામાં મેં માન્યું કે ખુરશેદ ને મારી શેઠાંણી વચ્ચેની ખટપટ ખતમ થઇ હશે, અને તે ઉપરાંત મારી શેઠાંણીએ મારા શેઠના કાંન પણ ભરી લીધા હશે, ને ખરેખર તેમજ થયું. હજી તો એ હું વિચાર કરૂં છું તેટલાં લાલ્યો જીવણ મને શેઠને નામે તેડવા આવ્યો. તેની ઢપછપમાં મેં નવું કશું જોયું નહીં એટલે હું અટકલ કરી શકયો

કે શેઠ શેઠાંણીએ એ વીશે કાંઇ વધુ ગડબડ થવા દીધી નથી, અને તેઓ તેમ નહીં થવા દે એ સ્વભાવીકજ હતું. તેઓની મેંગરૂરી એટલી હતી કે ખુરશેદે મને પોતાનો ખાવંદ અથવા બરોબરીઓ ભાઇ બનાવા માંગ્યો એ વાત ઘરના નોકરો તો શું પણ પોતાના દોસ્ત આશનાવોના કાનપર પણ જવા દેવામાં તેઓ ભારે હીનપસ્તી માને, અને તેથી લાલ્યા જીવણની ઢપછપમાં મને કાંઇ નવું જણાયું નહીં તેપર હું ઝાઝો અચરત થયો નહીં.

મને મારા શેઠે તેડવા મોકલ્યો એટલે તે એજ બનાવને લગતી વાત કરવા હતું એમાં કશો સંશય ન હતો, અને જોકે વાંચનાર જાંણે છે કે મારી જરાએ કસુર કે તકસીર ના હતી તોપણ મારી છાતી જ્યારે હું શેઠ પાસ જવા નીકલ્યો ત્યારે ધડક ધડક થતી મને આબાદ સંભલાતી હતી-એટલો બધો હું ધભરાયલો હતો !

મારા શેઠના ઓરડામાં તેઓ અને શેઠાંણી સિવાય ત્રીજું કોઈ હતું નહીં. ખુરશેદ ત્યાં ન હતી. મારી શેઠાંણીનાં મોં ઉપર હજી ભારે ખીજવાટ અને ગુસ્સો પ્રગટ જણાતો હતો અને એક અભણ ઓરતને છાજતી અદાથી તેણીએ મને જોઇને મોં મરડયું. મારો શેઠ ગંભીર અને કરડો નજરે આવતો હતો.

“કાવલા,” મને દાખલ થતાંજ શેઠે લગાર સખત અવાજમાં કહ્યું, “ચાલ, જલદી તૈયાર થા. મને અગતનાં કામસર બાહેર જવું છે, અને તુને સાથે આવવું પડશે.”

તે વધુ કશું બોલ્યો નહીં. મારી શેઠાંણી પણ કશું બોલી નહીં! એટલે હું તાબેદારીનું સર નમાવી ઓરડામાંથી બાહેર નીકલ્યો.

મારા ઓરડામાં જઈ મેં તૈયાર થવા માંડયું. હું તુરત પાંમી ગયો કે બાહેર લઇ જવાનું તો શેઠનું બાહાંણું હતું પણ ખરી વાત તો એ હતી કે તે મને અતરેથી કેડે લઇ જઇ પાણીચું પકડાવશે. એ ભરોશાથી મેં મારો સઘલો સામન પેટીમાં પેક કરી પેટી બાંધીને તૈયાર મેલી, અને પછી હું હેઠે ગયો. શેઠ મારી વાટ જોતો ખોટી હતો અને બારણાં આગલ એક ભાડુતી ગાડી ઉભી હતી. શેઠ અંદર બેઠા પછી હું કોચબાકસ ઉપર ચહડી બેઠો, ને ગાડી ઉપડી જતાં મેં માન્યું કે શાપુરજી કંટરાકટરનું ઘર હું ફરી જોવા પામશ નહીં.

---

# પ્રકરણ ૪૦ મું.

## પુનાથી સતારા.

ગાડી ક્યાં જવાની હતી તે મને કશું ખબર ન હતું, અને હું મારા વિચારના વમલમાં એટલો મશગુલ હતો કે કોચમેનને મેં પુછવાની લેશ પણ કનવાર કરી નહીં. અંતે તે અમારાં ઘેરથી ઘણે છેટેનાં એક હોટેલનાં બારણાં આગલ ઉભી, અને મારા શેઠનાં ત્યાં ઉતરવાથી હું પણ ઉતર્યો. શેઠે ગાડીનું ભાડું ચુકવ્યું ને ગાડી જતી રેહેવા પછી હોટેલમાં એક ખાલી ઓરડો જોઇ શેઠ મને ત્યાં લઇ ગયો, ને બારણું બંધ કરી એક ટેબલ આગલ ખુરશી તાંણીને મારાસે વાતે બેઠો.

"છોકરા," તેણે તેવાજ ગંભીર અવાજે ચલાવ્યું, "તારી બેઅદબી અને નફટાઇ માટે હું તને ગાલ બેલ દેવા માંગતો નથી, પણ જો તને જરાબી અક્કલ હશે તો તું સમજી શકશે કે ખુરશેદ સાથ તું પરણવાની ઉમેદ ધરાવે એ તું આસમાનને હાથ પોંહોંચાડવા કરે તેટલુંજ બેવકુફી ભરેલું છે. એટલા વાસ્તે હવે હું તને મારી નોકરીમાં રાખી શકશ નહીં, અને હું તને ગુપચુપ અતરેથી રવાના કરવા મારી સાથ લઇ આવ્યો છું એ તું આગમચથી સમજી ચુક્યો હશે."

"હું આગમચથી તે સમજી મારી તૈયારીમાં નીકલ્યો છું, સાહેબ," મેં કહ્યું, અને હું એટલુંજ બોલી ચુપ રહયો-કેમકે ખુરશેદને માટે મેં કદીબી ઉમેદ નહીં બાંધવા છતાં જ્યારે મારો શેઠ મારાપર તે આરોપ ચઢાવતો હતો, ત્યારે તેની ગમે એવી ખાત્રી કરવા છતાં પણ તે મારૂં માને. એવું હતું નહીં, અને તેથી મારૂં મોં દુખવવા કરતાં તે વીશે ચુપ રેહેવામાંજ મેં દહાપણ જોયું.

"આજથી કદી બી તારે મારાં મકાંન તરફ ફટકવું નહીં," મારા શેઠે પાછું ચલાવ્યું, "ને ખુરશેદને મલવાને અથવા તેનાસે કાગલ પત્રબી ચલાવાને જરા ફાંફાં મારતો જો પકડાયો તો એનો બાદશાહો જેવો વગદાર બાપ તારી સારી રવેસે ખબર લઇ શકશે તે ખાતરમાં રાખવું. તુંએ મારાં ઘરને ઘણું નરસ લગાડયું છે તોબી હું તારા સાથ ઘણો નરમાસથી ચાલું છું તે ફકત એટલાજ સારૂં કે મેં આગલ તને ગેરઇનસાફ કીધો હતો, ને વલી તેં મારાં

ઘરને લુટફાટથી બચાવેલું છે. એ સઘલું ધ્યાનમાં લઇ તારાથી છુટો પડતી વખત આ તારો મહાભારત વાંક હું તને માફ કરૂંછું એટલુંજ નહીં પણ આ આખા મહીનાનો તારો પગાર ચુકતે આપુ છું. તારે વીશે અમો બાહેર બુરૂં બોલશું નહીં ને જો કોઇ તને ચાકરી રાખતાં તારા આગલા શેઠ તરીકે મારી ભલામણ માંગશે તો હું સઘલું સારૂંજ લખશ તે ખાત્રી રાખવી, પણ કોઈબી રીતે તારે આજને આજ પુના છોડી નીકલી જવું પડશે. તું જ્યાંબી જવા માગશે ત્યાંનું ગાડીભાડું હું તને આપીશ, પણ તુંને હું પુનામાં રહેવા દઇશ નહીં. હું ઘરમાં એવુ બતાવીશ કે રસ્તામાં તારો કોઈ સગો મલી ગયો તે મારા કાલાવાલા કરી તને આ નોકરીપરથી છોડાવી પોતા સાથે લઇ ગયો, અને એમ કહીને હું હમણાંજ તારો સામનનો પેટારો અહીં મોકલાવી આપીશ એટલે કોઇ તારે વાસ્તે બુરૂં ધારશે નહીં ને સઘલું સમાધાનીથી પસાર થશે, પણ જો તું એવકુફ થયો ને ખુરશેદ સાથની તારી વાતની વરાલ વડીક બાહેર તેં કાઢી તો"—

"શેઠ," મેં મગરૂરીથી સર ઉપર ખેંચી કહ્યું, "તમો ધારો છો તેટલો બધો હું નીચ નથી. જેઓ ગરીબ છે તે સઘલાં નીચ અને હલકા ખવાસનાં છે એમ ધારવું ધારનારને શોભા ભરેલું નથી."

"ચાલ વારૂં હું તકરારથી તારૂં દીલ દુ:ખવવા માંગતો નથી," શેઠે નાંખતી કરી, "પણ બોલ હવે તું અત્રેથી કયાં ઉપડી જવાનો એરાદો રાખે છે?"

"એરાદા જેવું મારા પાસ કશું છે નહીં," રવડી મરવાના નવા સંતાપે મેં ગમ ખાઇ કહ્યું, "આ દુન્યામાં માયાથી છાયા આપે એવું મારૂં એકબી વ્હાલું છે નહીં, અને તેથી દુન્યાના કોઇબી ભાગમાં જવાની અથવા નહીં જવાની મને પરવાહ નથી."

"તો અત્રેથી એકાદ ટાંગામાં તું સતારા જજે," મારા શેઠે ભલામણ કરી. 'ટાંગો ભાગમાં કરી લેવાથી તને કીફાયત પડશે. આ વાટ ખર્ચના પુરતા પૈસા છે"—અને તેણે એક સારી રકમ ટેબલપર મુકી—"સતારામાં તુંને કેઠબી નોકરી મલી જશે. હવે જ્યાં જાય ત્યાં સારી ચાલે રેહેજે ને ખુદા સારૂં કરશે, સાહેબજી.'

—અને મારો શેઠ ઉઠીને ચાલતો થયો.

હું વીચાર કરતો બેઠો. સાંહજ થવા આવી હતી ને મારો સામનનો પેટારો આવવાનો હતો, એટલે તે આવે તેટલાં મારે પુનામાંજ રેહેવું હતું ને તે સઘલો વખત મારા શેઠનો સુખન રાખવા બાહેર નહીં નીકલતાં મેં તે હોટેલમાંજ રેહેવાનો મનસુબો કીધો. બીજી સહવારે ત્યાંથી સતારા જવા નીકલવાનો મારો ઠડાવ હતો.

હાટેલમાં જે ઓરડામાં અમો બેઠા હતા તે ઓરડો મારા જેવા મીસ્કીન નોકર આદમીને છાજતો ન હતો, ને મારો શેઠ ટેબલપર જે નાણું મુકીને ચાલતો થયો હતો તે મારી મોહતાજ કરતાં તુરત વેલા વધારે હતું પણ તોબી નોકરી પાછી મને કયારે મલે તે નક્કી નહીં હોવાના સબબે મેં કરકસરથી ખરચવાનો ઠડાવ કીધો. એ ઠેડાવ અમલમાં આણવા હું ત્યાંથી ઉઠીને નોકરોના ખણમાં જવા કરતો હતો તેટલાં હાટેલના એક બટલરે આવી મને ખબર આપી કે એ ઓરડો આખો કાલની સવાર સુધી મારા સ્વાધીનમાં હતો; કેમકે મારા સાથે આવેલા પારસીએ હાટેલવાલાને ઓરડાનું ભાડું ને રાતનાં ખાના તથા કાલના નાસ્તા ઉપરાંત જતી વખતે બાંધી આપવાનાં એક ભાટયાં વગેરેનો સઘલો ખરચ ચુકતો આપ્યો હતો.

મારા કંજુસ શેઠની આ સખાવતનો છુપો પણ ખરો ભરમ વાંચનાર સમજી શકશે? તે બુબખ સોનાની ચાવીથી ને ઢોંગ ભરેલા પ્યારની સમજાવતોથી મારૂં મોં બંધ કરાવા માંગતો હતો—જાંણે તેમ કરવાની જરાબી જરૂર હોય! ખુરશેદ મારાપર ફીદા થઇ એ વાત જો હું જગને જાહેર કરૂં તો ખુરશેદનાં કુટુંબીઓને શરમાવાનું થાય, માટે દેખઈતું હતું કે મારા સાથ બગાડ ન કરતાં મને પટાવીને કામ લેવાને તેઓએ મારા શેઠને તાકીદ કરી હતી ને સમજાવીને વાત કીધા ઉપરાંત પૈસા પણ છુટથી વેરવાને તેઓએ દુરસ્ત જોયું હતું, કે જ્યાં ત્યાંથી હું રાજી રહું તો એ વાત હું બાહેર નહીં પાડું. હું નોકર હતો માટે એ હેમકોને મનસે હું નીચ હતો, અને તોપણ વાંચનાર કહેવાની મારી મગરૂરી માંફ કરશે કે હું જે વખતને વાસ્તે આં લખુંછું તે વખતેબી મારા વીચારો ઉંચ હતા—બલકે મને નીચ ઠડાવા નીકલેલાંઓના વિચારો કરતાંબી મારી લાગણીઓ બેહેતર હતી.

બીજી સહવારે હું સકારે ઉઠયો ને નાસ્તો પાંણી કુરી જે ટાંગો તે સહવારે ઉપડવાનો હતો ને તરફ મારૂં ભાતપોત લઇ નીકલ્યો.

ટાંગો તૈયારજ હતો. તેમાં મારા સાથ ચાર મુસાફરો હતા. અમો સઘલા પારસીઓજ હતા. તેમાં બે પારસીઓ લગાર તુમાખ-દાર અને તોરમાં હતા. તેઓ ગાડીની એક બાજુએ બેઠા, અને હું અને એક બીજો પારસી જે જરા જરામાં મીઠાસથી હસતો હતો ને દેખાવપરથીજ બહુ ભોલો લાગતો હતો તે બીજી બાજુ બેઠા.

આ મારી સાથવાલા પારસી વીશે મારે કાંઇક વીસ્તારથી કેહેવું પડશે. તે અદ્ધેર ઉમરનો હતો ને તેના ગુચ્છા ટેબીયા વગેરે બાલ અધકચરા પાકેલા હતા. તેની આંખમાં બલુ ચશમો હતો. તેનો પોશાક અરધો ઇંગ્રેજી ફેશન ને અરધો પારસી ફેશન હતો. તેનાં આંગમાં તહરેવાર કટનો ટુંકો કોટ હતો અને પગમાં પાટલુન હતું. તે દેખાવ ઉપરથી કોઇ વગદાર આસામી જણાતો હતો.

ટાંગો ટપે ટપે ઘોડા બદલતો હતો ત્યારે તે એક સોનાનું ઘ-ડીયાલ કાઢી વખત તપાસતો જતો હતો. બપોરનાં ખાનાનો વખત થયો ત્યાંવેર તો તે કશું બોલ્યો નહી, પણ જ્યારે મેં ખાવાનું કાઢયું ત્યારે તેણે પણ તૈયારી કરી અને મને સાથે જમવા બેસા-ડયો. મારા શેઠની મેહેરબાંની( ? ) થી આજનું મારૂં ભોજન લગાર ઉંચા પ્રકારનું હતું ને તેવુંજ પેલા ગ્રહસ્થનું હતું. જમતાં જમતાં શરૂઆતમાં તો ગામ ગપાટા ચાલ્યા, પણ વાતમાં વચ્ચે શું ખાવું ને શું નહીં ખાવું, બ્રાનડી મુસાફરીમાં લેવો કે નહીં એ વગેરે બાબદો વીશે વૈદક શાસ્ત્રની ઢપ ઉપર તે મને બોધ કરવા લાગ્યો, એટલે મને મજબુત વેહેમ ગયો કે તે કોઈ ડાકટર હતો.

ખાધા પછી નીરાંત કરી બેસતાં તેણે મારા જોડેજ વાત જારી રાખી. "અને ત્યારે દોસ્ત તમારે કયાં જવું છે?" તેણે પુછયું.

"સતારા તરફ, સાહેબ," મેં કહ્યું.

"સતારા તરફ ? સારૂં, ઘણુંજ સારૂં," તેણે ખુશી થઇ કહ્યું. "હું પણ સતારાજ જાઉંછું અને—હઃ પણ અંદરથી બેસો," તે બોલતો હતો તે બાબદ પડતી મેલી નવીપર ગયો, "આ પવન. સારો નથી, તમોને સરકમપર નાંખી દેશે. સરકમ છે તો નજીવું દરદ પણ દરદીને બેજારી ઘણી આંપે છે, અને માંઠાં ભાગ્યે છે શું કે તે તેની અવધેજ પુરો થાય છે. એ દરદપર દવા જોઇતી નથી,

અને થયું તેવું તારેહતોબ સારૂં થતું નથી. સારૂં નહીં થાય એવાં-બી દરદો ઘણાં છે હો. વૈદકશાસ્ત્ર તેની સંપૂર્ણ હાલતમાં પોહોંચતાં હજી એક જમાનો જોઇએ. હજી એવાં ઘણાંક હઠીલાં દરદો છે કે જેમાં દાકટરો માહાત થાય છે અને દવાઓ રદ થાય છે પણ તે દરદ સારાં નથી થતાં.—પણ એતો વલી આપણે નવી બાબદપર ઉતરી ગયા," તેણે ખડખડ હસીને કહ્યું, "હું તમોને શું પુછતો હતો—હ: તમે સતારા તરફ જાવો છો તે. ત્યાં તમારૂં ઘર હશે?"

"નહીંજી."

"ત્યારે તમારાં સગાં વ્હાલાં અથવા કોઇ દોસ્ત આસનાવને મલવા જતા હશો?"

"નહીં મુરબ્બી સાહેબ," મેં પ્રમાણીકપણે તેને વધુ ભુલાવો ખાતો અટકાવાની મકસદથી કહયું. "હું તો એક સાધારણ નોકર આદમી છું અને સતારા તરપ કાંઈ નોકરીની ખોલમાં જાઉંછું."

"નોકર? નોકરી?" તે ગ્રહસ્થે અતી અચરત થઇ કહ્યું, અને જાંણે હું મશ્કરી કરૂંછું એમ તે માનતો હોય એવું બતાવ્યું.

"હાજી, હું એક ફેરા આંટી કરનારો ને ઘરનું નાહનું કામકાજ કરનારો નોકર છું," મે કહ્યું.

"ત્યારે તેં ક્યાં ક્યાં નોકરી કીધેલી છે?" તે હવે હું નોકર છું એમ સમજતાંજ પોતાની વાતચીતમાં મારા તરપ લગાર ઠંડો થયો, અને "તમે" ઉપરથી "તું-તાં"પર આવ્યો જે જોઇ મને મનમાં લગાર રમુજ ઉપજી—જોકે મારે અહીં જણાવવું જોઈએ કે મને નોકર આદમી જાણવા છતાંબી તે કાંઇ મીજાજમાં આવ્યો અથવા મારાસે છેક તોર છોરપર આવ્યો એવું કશું હતું નહી.

"મેં ધનજીશાહા બેહેલાબોગા, શાપુરજી કંત્રાકટર વગેરે શેઠો-ની નોકરી કરી છે," મેં તેના છેલા સવાલના જવાબમાં કહ્યું.

"શાપુરજી કંત્રાકટરને તો આપણે પીછાણુતા નથી પણ ધનજીશાહા બેહેલાબોગા તે પેલો દીવાલીયો શેઠયો," તેણે યાદ કરતો હોય તે ઢપે દાઢી પસવારતાં ધીમે ધીમે કહ્યું. "એ ધનજીશાહાનું કોણ જાણે શું થયું. તેનો છોકરો સોહલી તો ફરદુનજી પટેલની છોકરી સાથ પરણ્યો તે મને ખબર છે. વારૂં તે તો હશે, પણ ત્યારે છોકરા હું અજબ થાઉંછું તે એમ કે તું એક સાધારણ નોકર છતાં આવા ટાંગામાં મુસાફરી કરી શકે છે!"

"એ મારા છેલ્લા શેઠની મેહેરબાનીથી હું કરી શકું છું, સાહેબ," મેં મારા મનમાં ટકોરથી પણ બાહેરથી ખરેખરૂં કહ્યું.

"તારા આગલા શેઠો તારે વાસ્તે સારૂં મત આપશે કે?" તેણે કેટલોક વિચાર કીધા પછી પુછ્યું.

"આગલા શેઠોમાં, સાહેબ, ધનજીશાહા બેહેલાબોગાની સરટીફીકેટ મારા પાસ મોજુદ છે, ને શાપુરજી કંત્રાકટરે સરસમાં સરસ સરટીફીકેટ જરૂર પડતે મોકલી આપવાને મને વચન આપ્યું છે," મેં કહયું.

"સારૂં, ઘણુંજ સારૂં," તે વીચારવંત ઢપે બોલ્યો. "પણ વારૂં છોકરા તને સહીઅર ગોવરૂં સૌ આવી ગયું છે? તું માંદો ટાટો છે કે સાજો સમો છે?"

"સહીયર ગોવરાંની વાતથી હું બેખબર છું," મેં આ નવી પ્રકારના સવાલથી મુછમાં હસીને કહ્યું, "પણ ખુદાની બક્ષેશથી મને માંદગી સાથ દોસ્તી નહીં પણ અણબનાવ છે."

"ત્યારે તો તું મેહેનતુ હશે," તેણે કહ્યું. "મેહેનતુ માણસો દુઃખથી નીરાલાં હોય છે. દાકટરો ઘણું ખરૂં કમાય છે તે પેહેલે વાંધેના ને વચલે વાંધેના લોકોની દોલતથી છે. જેઓ મેહેનતમાં રાત દીન હાડકાં રગડે છે તેઓ ઝાંઝાં માંદાં પડતાં નથી. સારૂં, ઘણું સારૂં; ત્યારે હું તને મારી નોકરીમાં રાખવા તયાર છું. હું સતારામાં દાકટર છું ને મારૂં નામ નશરવાંનજી નવરોજજી છે. મારો વખત ઘણોજ કીમતી છે, ને મીનીટે મીનીટ મને બચાવાની જરૂર છે એટલે હું ગ્રાહકોને ઘર જવા નીકલું ત્યારે દોડતી ગાડીએ ઊતરી પડી મારી ગાડીનાં બારણાં ઊઘાડ ધાંક કરવા, મારાં વરસાંણવાલાં ગ્રાહકોને ત્યાં ફેરા આંટી કરવા ને મારૂં પરચુટણ કામકાજ આટોપી લેવા મને સારાં નસીબે તારા જેવા એક મેહેનતુ છોકરાની જરૂરજ છે, વાસ્તે જો તું રાજી હોય તો હું તને રાખશ ને ઘર જઇ પગાર વગેરેનું નક્કી કરશું."

"હું તમારો અતી ઘણો હેસાનમંદ છું, સાહેબ," આટલી સેહેલથી ને આટલી જલદી મને નવી નોકરી મલી ગઇ તેથી મેં હરખથી તેનો ઊપકાર માનતાં કહયું.

"તો સારૂં-ઘણુંજ સારૂ" અને હવે તેણે વાત પુરી કીધી હોય તેવી ઢપે તે ગાડીમાં અઢેલી ગોઠવાઇને બેઠો ને વાત બંધ પડી.

# પ્રકરણ ૪૧ મું.

## મારી ચોથી નોકરી.

સેતારા પોંહોંચ્યા પછી હું મારા નવા શેઠ દાકટર નશરવાંનજી જોડે તેઓને ઘર જવા નિકલ્યો. આખે રસ્તે દાકટરે ખુશ મીજાજમાં મારા જોડે તાહેલાં ચલાવ્યાં, ને તે પેહેલાં મને સોદાગરનો દીકરો સમજ્યો તે વીશે બહુ રમુજ કરી-તોપણ સામટી રીતે લેતાં તેની વાતમાં માંદગી ને દવાનો ભાગ ઘણો મોટો ઉતરતો હતો.

સતારાના એક મોટા રસ્તા ઉપર એક દેખાવલાં ઘરમાં તે મને લઇ ગયો, અને બારણામાં પેસતાંજ બાહેર મેં એક ચલચલ થતાં પાટયાં ઉપર મારા એ નવા શેઠનું નામ વાંચી લીધું.

અમો અંદર ગયા અને દાદર આગલજ અમોને દાકટરનો ફરંગી બટલર મલ્યો, જેને તેઓએ ઘરની ખબર પુછી લીધી. "કેઊં કેયટાંન, ઘરમે સબ અચ્છા હય ? મેમ સાબ ઓર આપણા ઘોડા ઓર સબ ?

"સબ અચ્છા સાબ" અને કયટાન ચાલી ગયો, પણ આ નવાઇ જેવી ખબર પુછવાની ઢપપર મારાથી હસ્યાવના રેહેવાયું નહીં. દાકટર પોતાનાં ધણીઆણીની ખબર સાથેજ પોતાના ઘોડા ગધેડાની ખબરબી પુછતા આવ્યા! એકજ વાકયમાં બધું સમાવ્યું કે ટુકડે પતે, વલી બે જુદાં જુદાં વાકયની મેહેનત ને વખતનો ભોગ શા માટે ?

મને નોકર નફરોના ખણમાં મોકલવામાં આવ્યો. નોકરોમાં કયતાન બાવરચીને તો વાંચનાર ઓલખી ચુકયાં છે એટલે હવે બીજા એકાદ બે નોકરોનેજ ઓલખાવાનાં બાકી છે. એક તો દવાખાનાંનો ફરંગી નામે સાલવેડો હતો, અને મને અટકલ કરવાને મુશકેલ પડી નહીં કે સાલવેડો ને કયતાન જાતભાઇ હતા એટલે એ બેઉ 'ગોટલાઓ' વચ્ચે સારો સંપ હશે. બીજો મહમદ કરી બેરનો મુસલમાન નોકર હતો, અને તે ઉપરાંત અમીના કરીને એક આયા હતી, તથા વલી એક રાઘુ કરીને કોચમેન હતો. એટલાં દાકટર નશરવાંનજીના નોકર નફરો હતાં, અને તેઓનાં નામ સાથ તેઓનાં કામ વીગેરેની પીછાંણ આપી આપણે આપણી વારતાથી આગલ ચાલીશું.

દાકટર નશરવાંનજીનાં ધણીઆણી–મારી નવી શેઠાંણી–જો ધણી ખુબસુરત નહીં તો કોઇ રીતે બદસુરત તો નહીંજ હતી. તેણી દેખાવલી પતલી ને ઉંચી હતી, અને તેણીના ખાવંદ કરતાં ૮–૧૦ વરસ નાહની જણાતી હતી. તે ટકટકખોર, તાહેલાંખોર કે નોકર નફરોને કંટાલો આપનારી હતી નહીં. તે એક ગરીબ શાંત સ્વભાવની એકમારગી બાઇ હતી. તેણી થોડુંજ–હંમેશ બપ જોગુંજ બોલીને ચુપ રેહેતી, ને જે બોલતી તે આસ્તેથી ઠંડા સ્વભાવથી બોલતી. તે દાકટરની બાયડી હતી અને તેણીની ચાલવા તથા બોલવા વગેરેની ઢપપરથી મને એવું લાગ્યું કે જાંણે તેનેબી માંદા માણસોની માવજત કરવાની તએહ હોય. તેણી ધસી ધામીને કે સપાટ ધસડીને વટીક ચાલતી નહીં. તેણી આસ્તે આસ્તે ધરમાં ફરતી, બારી બારણાં તપાસાવ્યા કરતી-કાંઇ ગરબડ થવા નહીં દેતી. ટુંકમાં તેણીને ધામધુમ કરતાં શાંતી વધારે પસંદ આવતી, ને જેમ ધરમાં ઓછી ગરબડ તેમ તે વધતી રાજી એવું તેણી બતાવતી હતી

દાકટરનાં ધરમાં રેહતે રેહતે મેં દાકટરની વરતણુકનો પણ અભ્યાસ કર્યો. જે મને મનમાનતો ઉતર્યો નહી. દાકતરે એક ધરમનું દવાખાનું ઉઘાડયું હતું જે તેના ધરમાંજ હતું, ને સહવારના ૭ થી ૮ ત્યાં મુફ્ત દવા આપવાનું તેણે કીધું હતું, પણ મેં જોયુ આ કે ધરમનું દવાખાનું કામનું કરતાં નામનું વધારે હતું. એ મુફ્તનાં દરદીઓ તપાસવાનો દાકતરનો ઓરડો જુદો હતો, અને જ્યારે ખરચીને દવા લેવા આવતાં ગ્રાહકોના ઓરડામાં ખાસ્સા અઢેલવાના નેતરના કે ગાદીના કોચ ને નકસીની ખુરસીઓ વગેરે હતું ત્યારે ધરમ ખાતામાં ભાગી તુટી એકાદ બે બાસ્તી વતરોગે બીજું કાંઇ હતું નહીં. આથી પરીણામ એ થતું કે જેઓ પેહેલે આવતાં તે થોડાંકને બેસવાનું મલતું ને બાકીનાં માદાં તાટાં યાતો ઉભાં રહી બેજાર થતાં અથવા તો ભોંયપર બેસી અકર વકર કરતાં.

પણ ધરમનાં દવાખાનાંની ફકત એજ ફરીયાદ મેં જોઇ નહીં. દાકટરને પંખો કરવા જો કોઇ વાર હું ઉભો રેહેતો તો હું જોતો કે દાકટર દરદી હજી હકીકત કેહેવા માંડે તે પહેલાં તો દવા શરૂ કરતા ને હકીકતના એકાદ બે બોલ હજી તો તે બોલી પુરા કરે તે પેહેલાં દવાનું કાગલ ફરર દઇને ટેબલપરથી નાંખી દેતા. એક ભુખે મરતા કુતરાને એકાદ હાડકું આપણે વધારે મમતાથી

નાખીશું, પણ દાકટરની દવાનું કાગલ હાથમાં આપવાનું તો રહ્યું પણ ફેંકવાની રીતબી દયાહીણ હતી—સઘલું દેખઇતી રીતે બતાવતું હતું કે દાકટર જીવપર જોરાવરીનું ધરમનું દવાખાનું ચલાવતા હતા.

વલી દવામાંબી કાંઈ ઉંચી દવાઓના વપરાસ જેવું આવતું ન હતું એ મેં સાલવેડોની મારફતે જાણી લીધું. જ્યાં ચાલે ત્યાં આવાંઇજદજ ઘણું કરીને ચાલતું હતું—અને એ દાકટર નસરવાંનજીનું 'ધરમનું દવાખાંનું" હતુ ! દાકટર કોઇને લાંબી ટુંકી ટેંટેં ધરમનાં દવાખાનાંમાં કરવા દેતોજ નહીં. કોઇની નાર જોવાના તો કસમજ લીધેલા, અને આજે એક દરદીનું કામ જો એક મીનીટમાં આટોપી લેવાય તો કાલે અરધી મીનીટમાં તે કરી નાંખવાની તેઓ કાલજી રાખતા. વલી મને સાફ હોકમ હતો કે ૭ થી ૮ જે ધર્મનાં દવાખાનાંનો વખત હતો તેથી એક મીનીટ જો કોઇ દરદી મોડો આવે તો તેને પાછો કાઢવો, અને નહી જાય તો ધકેલો મારવો—જોકે મેં સઘલાઓને હંમેશ સમજાવીનેજ પાછા કાઢયા છે, અને કદી કોઈને ધકેલો મારવાની જરૂર જોઇ નથી.

પણ ત્યારે વાંચનાર પુછશે કે એ અકર વકરનાં ધરમનાં દવાખાનાંની જરૂર શી ? જવાબ સહેલ છે. એ ધરમનું દવાખાનું દાકટરની વાખવાખી વગાડવાનું ઘોલકરૂં હતું. દાકટર "ધર્મનું દવાખાનું" ચલાવી ધરમીમાં ખપતા, અને જેઓ એ ભીતરના ભરમોથી બીનમાહીતગાર હતાં તેઓ એ ધર્મી દાકટર વીશે ઉંચું મત ધરાવતાં. "એઓ જાત ન્યાતના અંતર વગર સતારાનાં દરદીઓને મુફત દવા આપેછે, અને કાલજીથી તથા ધીરજથી તેઓનાં દુઃખ સાંભલી તેઓનાં સંકટનું નીવારન કરેછે" એ લોકમત હતું, અને એવાં સારાં મતે તેમની ધરાકી વધારી આપી હતી.

એ સારૂં મત ફેલાવી આપવામાં તેઓને એક બીજા દાકટરની મદદ હતી. તે કોઇ ખરશેદજી નામે દાકટર હતો, ને મારા શેઠનાં ધરથી થોડેક દુર તેનું રહેવાનું ધર ને દવાખાનું હતું. ઉસાજી કહે કે મુસાજી સરસ ને મુસાજી કહે કે ઉસાજી સરસ તેવો આ બે તબીબોનો હાલ હતો. તેઓ લોકમાં એવું ડોલ ઘાલતા કે તેઓ વચ્ચે દોસ્તી કશી નથી, પણ અકેકની ભારે કાબેલીયતનીજ પીછાંણ છે. દાખલા તરીકે જો દાકટર નશરવાંનજી પોતાનાં કોઇ ગ્રાહકને

ઘર જતા તો વાતુપરથી વાત કાઢી ખરશેદજીનું તારીફનું બ્યુગલ ફુકયા વના પાછા ફરતા નહીં. "મારા વિચાર પ્રમાણે," તેઓ સમજાવતા, "એવી જાતનાં દરદોની પીછાંણીયતમાં દાકટર ખરશેદજીબી ઘણાજ કાબેલ છે. એઓની સાથે મને દોસ્તી નથી, પણ એવોની કાબેલીયતની હું દુરથી તપાસ રાખું છું, ને હું જોઉં છું ને જાણું છું જે એઓની બાહોશી તારીફ લાયક છે." હવે જો બીજા હાથપર દાકટર ખરશેદજી કોઇ ગ્રાહકને ઘર જતા તો દાકટર નશરવાંનજીની વાખ વાખ બોલતા. "પેલા દાકટર નશરવાંનજીના હાથ હેઠલ એ જાતનાં દરદો તો રમી રહ્યાં છે," તેઓ સમજાવતા; "મારી જાંણો જાંણ એઓએ ઘણા કેસો સાજા કીધા છે, ને વલી માણસ સુનાના મુલનું છે. મારા કરતાં પાંચ પૈસે સુખી છે એટલે વલી ધરમતું દવાખાનુંબી ચલાવે છે. ને દર વરસે હજારો ગરીબ લાચાર નાવારેસ દરદીઓની દુવા લે છે."

આ રીતે અકેકનાં ઢોલ વગાડવામાં એ બંને તબીઓની મસલત અને મતલબ હતી. તેઓ આખાં સતારામાં પોતાના ધંધાની 'મોનોપોલી' કરી લેવા માંગતા હતા, અને બીજા દાકટરોને રવડાવી મારવામાં એ રીતે ફતેહમંદ થતા હતા, કાંયકે આ સીફારસોથી થતું થતું એમ કે ગ્રાહકો જો નશરવાંનજી દાકટર નહીં મલે તો ખરશેદજી દાકટરને બોલાવા અથવા મલવા જતાં, ને ખરશેદજી નહીં મલે તો નશરવાંનજી પાસ જતાં, અને પછી દર રાત્રે ચોરી છુપાઇથી દાકટર ખરશેદજી મારા શેઠના પાસ આવતો ને તેઓના ખાનગી ઓરડામાં બેસીને પોતાની આ યુકિતથી ગ્રાહકો વધારવાની રીત માટે તેઓ અરસપરસ ખુબ રમુજ મેલવત-કે જ્યારે, મારે કેહવાને ભુલી જવું નહીં જોઇએ કે, દારૂની ડીકાંટરનો પણ એ રસદાર વાતચીતને દરમ્યાંન અચ્છો ધાંન નીકલી જતો હતો.

એ રીતે વાંચનાર જોશે કે દાકટર નશરવાંનજીની ઘરાકી ઘણી ભારે હતી, પણ વલી એ પૈસાના ગ્રાહકોમાંબી દાકટરે તફાવત રાખ્યો હતો. ધરમનાં દવાખાનાંનો તો એક ઓરડો હતોજ, પણ પગે ચાલીને અથવા ભાડુતી ગાડીઓમાં આવનારાં ખરચેલાં ગ્રાહકો માટે બી એક ઓરડો જુદો ને ઘરધતુ ગાડીઓમાં બેસીને આવનારાં વધારે શ્રીમંત ગ્રાહકો માટે વલી એક ત્રીજો ઓરડો હતો. જો વચલે વાંધેનાં ગ્રાહકોના ઓરડામાં નેતરના કોચ હતાં,

તો એ પેહેલા વાંધેના ગ્રાહકો માટેના ઓરડામાં ગાદીના સોફા હતા, ને તે સઘલી પ્રકારે વલી વધારે ભપકાથી આરાસ્તે કીધેલો હતો. દાકટર નશરવાંનજી વલી વચલે વાંધેના ગ્રાહકો સાથે જેટલી સલુકાઇથી ને જેટલી ધીરજથી વરતતો તે કરતાં દશ ઘણી વધારે સલુકાઇ અને ધીરજ—બલકે કહો કે ખુશાંમત ગાડી ઘોડાવાલાં ગ્રાહકો તરફ બતાવતો. તે તેઓ સાથ મીઠાસથી જરામાં ખડખડ હસતો, લંબાણ તાહેલાં ચલાવતો અને કેટલોક રમુજી હોય તેમ તહરેવાર ઢોંગ કરતો. એ વલી ચીચોરાવાલાં ગ્રાહકો સાચવવા અને તેવાં ગ્રાહકો નવાં વધારવાની એક બીજી કાબેલીયત ભરી યુક્તિ હતી.

ધરમનાં દવાખાનાંનો વખત મેં ઉપર કહ્યું તેમ ૭થી ૮ નો હતો. તે પછી દાકટર નાહી ધોઇને ઘણીઆંણી સાથે નાસ્તો પાંણી કરતા, ને ૮॥ થી ૯॥ સુધી વચલે વાંધેનાં ગ્રાહકો સાચવતા, જે પછી ૯॥ થી ૧૦॥ તુલક પેહલે વાંધેનાં ગ્રાહકો આવતાં હતાં.

૧૦॥ વાગતે દાકટરની ગાડી ઘર આગલ આવતી ને જે ગ્રાહકોને ઘર જવું હોય ત્યાં જવા દાકટર નશરવાનજી નીકલતા, એટલે કોચબોકસપર મને જવું પડતું. દાકટર સહવારથી જે તેડાં આવતાં તેનાં મેમોરેન્ડમ કર્યા જતા, ને તે નામોની ટીપ લઇ ૧૦॥ કલાકે નીકલતા, જે હંમેશ મોટી હોવાથી ઘર આવતાં લગભગ બેનો શુમાર થવા આવતો હતો. મને ચાલતી ગાડીએ ગ્રાહકોનાં ઘર આગલ કુદી મારવું પડતું હતું, અને દાકટરનું બારણું ઉઘાડી આપવું પડતું હતું, અને તેઓ ચાર ચાર ફાંડીએ કુદીને દાદરો ચઢતા હતા—એવું બનાવાને કે તેઓની ઘરાકી બોહલી અને બેશુમાર હતી, અને એબી—વાંચનારને સમજાવવું પડશે નહીં કે—ઘરાકી વધારવાની ખરેખર એક રીતી અને યુક્તિ હતી.

મારે અહીં જણાવવું જોઇએ કે ઉપલી સઘલી વીગતો મેં દાકટરને ત્યાં કાંઇ એક ને બે દીવસોમાંજ જાંણી લીધી નહી તે મેં સામટી કરી એકી વારે ઉપર ટાંકી દીધી છે પણ તે હું રફતે રફતે મેલવતો ગયો હતો, અને ચાલાક આંખથી દાકટરની તંપાસ રાખતાં તે બાહેરથી જેવો જણાતો હતો તેવો ને તેટલો સારો માણસ ભીતરે તે નહીં હતો એ મેં અભ્યાસ કરી જાણી લીધું હતું.

પણ એ સઘલી તેની ચાલથી અલગ તે અમો નોકર માણસોપર તો ખરેખર મેહેરબાન હતો, અને તેની નોકરીમાં મને પોતાને ફરીઆદ કરવા જેવું કશું નહીં હતું. તેણે ઠહરાવેલો મારો પગાર મારાં કામનાં પ્રમાણ કરતાં વધારે હતો, અને તે દર ૭ મીએ કાયદા સર મલતો જતો હતો.

બીજા માલ ઉપર એકજ નાધલો ઓરડો હતો, ને દાકટરે મને તે ખાસ કરી મારે માટે આપ્યો હતો. પેહલે માલે દાકટરનું રેહેવું હતું, ને હેઠે દવાખાનું તથા જુદા જુદા વર્ગનાં દરદીઓના રૂમ ઉપરાંત ખાનાનો ઓરડો હતો.

મારાં એ દાકટરની નોકરીમાં એકાદ બે માસ રેહવા પછી એક દીવસ મેં કાંઇ અસાધારણ ગડબડ જોઇ. પેહેલા માલે પાછલી બાજુએના એક ઓરડામાં કોઇ પહરાંણો આવવાનો હોય તેમ ધામ ધુમ ચાલી. આ વાતપર પેહેલાં તો મેં કશું ધ્યાંન ન આપ્યું, પણ બીજે દીવસે સહવારે હું ઉઠયો ત્યારે મેં ઘરમાં અસલ કરતાં વધારે "ચુપ–ચુપ" જોયું. મેં ઉપર કહ્યું તેમ અમારૂં ઘર ગરબડ વનાનું તો હંમેશ હતું, પણ આજે તેને વધારે ગરબડ વનાનું બાનવામાં આવ્યું હતું. ટુકમાં, ઘરમાં કોઇ માંદું પડયું હોય અથવા કોઈ માંદું આસામી આવી વસ્યું હોય તેવો સઘલો હાલ હતો. મેં મારા નોકર ભાઇબંધોને પુછયું, પણ તેઓમાં પારસી કોઇ નહીં હતો એટલે હું પાંસરો જવાબ મેલવી શકયો નહીં, ને મેં જોયું કે ખરી વાત શી છે તે તેઓ સઘલાં જાણતાં હતાં ને મારાથીજ છુપાવતાં હતાં. પેલી આયા અમીના હમેશ કરતાં આજે મને વધારે કામમાં જણાતી હતી. તે પોતાની જાતવાલાઓ આગલ ધીમે સાદે કાંઇ વાત કરતી હતી, અને મેં એટલી તો ખબર મેલવી કે દાકટરનું કોઇ સગું સીક છે ને તેને ઘરમાં લાવવામાં આવ્યું છે, પણ તે મરદ છે કે ઓરત, જવાન છે કે બુજોર્ગ-ઘરબાર વનાનું છે કે ઘરબારવાલું તે વીગતો કશી હું મેલવી શકયો નહીં, તેમજ હું સમજી પણ નહીંજ શકયો કે તેને રાતો રાત ચોરી છુપાઇથી શા કાજે ઘરમાં લાવવામાં આવ્યું હતું.

કોઈની છાની વાતો જાણવાનો મને કશો અભખરો હતો નહીં, પણ આ વાતમાં જે ખાનગીપણું સાચવવામાં આવ્યું તેણે મને અચરત અને પાછલથી ખરી બીના શી છે તે જાંણવાને આતુર

બનાવ્યો, અને તેથી જોકે મેં જાંણુવાનાં ઘણાં ફાંફાં માર્યાં પણ મારૂં કશું વલ્યું નહીં, કેમકે પેહલે માલે નોકર નફરોમાંથી આયા અમીના સિવાય બીજાં કોઇને ફટકવાનો હોકમ નહીં હતો.

એ રીતે બીજા ચાર રોજ ગુજર્યા, અને તે દીવસની રાત્રે હું હેઠલા ખણમાં કાંઇ કામમાં હતો, તેટલાં આગલું બારણું ઠોકાયું. મેં તે દોડી જઇ ઉંઘાડયુ અને એક ઇશકી ઉંચો જેવો પારસી અંદર આવ્યો. તે કોણ—તે જમસુ ચણાપાપડી હતો!

જમસુ ચણાપાપડી હાં! શા કાજે? હું ગભરાઇ ગયો. મેં તેને અંદર લેતાં એક સપાટામાં ઓલખી કાઢયો, પણ તેણે મને ઓલખ્યો નહીં. તે મને કયાંથી ઓલખે?

એ માહા બુરાને જોતાં શીરીન મને પાછી યાદ આવી. તેણીની યાદનો ગમ તો રાતો દીન મારી છાતીમાં વાસો નાંખી પડેલો હતો, પણ તે ફરી એક વાર વધારે જોશથી મને બાલવા લાગ્યો. રાતનો સમો હતો માટે જમસુ મારો ગભરાટ કશો જોઇ શકયો નહીં. તેણે મને દાકટરના કોઇ નોકર તરીકે પીછાંણી કહ્યું, "જા છોકરા દાકટર સાહેબને કેહ કે જે બાઇ તમારાં ઘરમાં શીક થઇ આવ્યાં છે તેઓ વીશે હું મલવા માંગું છું."

જમસુ ચણાપાપડીનાં આ રવેસે બોલવા પરથી સ્પષ્ટ જણાયુ કે ઘરમાં જે સીક હતું તે વીશે જે ખાનગીપણું ચલાવામાં આવતુ હતું તેની તેને ખબર નહીં હતી—નહીં તો તે કાંઇક ભરમમાં મારા પાસ કેહેવાડતે. પણ વળી જમસુનાં બોલવાથી આટલુંબી જણાયું કે ઘરમાં જે સીક હતું ને જે દાકટરનું સગું બોલાતું હતું તે કોઇ અબલા હતી. અબલા! કોણ? રખે તે શીરીન હોય! અને તોપણ શીરીન અને હું એકજ છાપરાં હેઠલ—એકજ ઘરમાં વસીએ છીએ એ શું માનવાજોગ—એ શું બનવા જોગ હતું? પણ ત્યારે નહીં તો જમસુ બીજી કોણ અબલા તરફથી મલવા આવે? ને જો તે શીરીન હોય તો તે માંદી છે એ વાત ખરી છે? કદાચ ઘણી બેમાર હશે—કદાચ ધાસ્તીમાં હશે, ઓ ખુદા! આ પવનપેરે મારાં ભેજામાં પુસાર થતા વિચારોથી હું દેવાનો થઇ જાઉં એવું લાગ્યું!

જમસુ ચણાપાપડીને જોઈને એ સઘલા ભયભીત વિચારો મને થયા, પણ તેથી હું પકડાઇ આવું તેવી રીતે હું છેક ભાન ભુલ્યો નહીં. મેં મારા દીલમાં કશું થયું નહીં હોય તેમ જમસુ ચણા-

પાપડીને મારી ફરજ મુઆફેક ખુરસી આપી અને પછી હું ડાકટરને તેનાં આવવાની ખબર આપવા ગયો, પણ તે વખતે કોણ જાણતું હતું કે જ્યારે બાહેરથી શાંત સમાધાનીનો—કશું અસાધારણ બન્યું નહી હોય એવો દેખાવ હું કરતો હતો, ત્યારે ભીતરમાં મારૂં જીગર હજારો વેહેમ, વસવસા અને દુખભરી યાદો સાથ જે લુચ્છાને મેં ખુરસી આપી હતી તે તરફના કટતા હરડતા ધીક્કાર ભરી લાગણીઓથી ફાટફાટ થતું હતું !

---

## પ્રકરણ ૪૨ મું.

### શીરીન.

જમસુ ચણાપાપડીએ મને દાકટર નશરવાંનજીનાં ઘરમાં જોતાં નહીં પીછાણ્યો તેમાં નવું કશું નથી. ખરૂં છે કે અમો ઘણીવાર એકઠા મલ્યા હતા—પ્રથમ તો અમો લગનમાં એકઠા થાય હતા, જ્યારે મેં પહેલવેહલી શીરીનને એ બુરાની પાપભરી સંપમાં જોઇ હતી; બીજી વાર જ્યારે તે ઘસારાભર એક ગાડીમાં બેસી શીરીન જોડે જતો હતો, ત્યારે મેં તેને જોયો હતો, અને ત્રીજી વારે જ્યારે તે એક હાટેલમાંથી ગાડીમાં બેસવા જતો હતો ત્યારે અમો એકઠા થયા હતા, પણ વાંચનારે યાદ રાખવાનું છે કે એ સઘલા પ્રસંગોએ મેં જેટલાં ધ્યાંનથી તેને જોયો હતો તેટલાં ધ્યાંનથી તેણે મને કદી જોયો ન હતો. અને તેથી તે એ રીતે અવાર નવાર મને અછરતો જોયા પછી આટલા લાંબા વખત સુધી મારો ચેહેરો ધ્યાંનમાં રાખી શકે એ બની શકે એમ ન હતું.

તેને ખુરસી આપી હું મારા શેઠને તેડવા ગયો, પણ તે પેહેલા માલ ઉપર હતો ને પેહેલા માલ ઉપર જવાની મને મના હતી એટલે મેં આયા અમીના જોડે 'કોઇ ગ્રહસ્થ પુછે છે' એ મકસદનો પેગાંમ મોકલી આપ્યો.

આયા અમીના સાથે એ પેગાંમ મોકલી આપતી વખતે જે માંદી અબલા તેણીની દેખરેખ તલે હતી, અને જમસુને જોવા પછીથી જેને હું વિશ્વાસથી શીરીન તરીકે માંનતો હતો તેને લગતા એકથી એક હજાર સવાલો કરવાને મારૂં અતી ઘણું મન થયું, પણ મેં દહાપુણ ખરચી મુશ્કેલાઇએ મારી જબાંનને થોભાવી.

એમ કરવાનાં ઘણાં કારણ હતાં. પ્રથમ તો અમીના ખાનગી વાતો ઉંઘાડી કરે એવી કીસમની બેવીશ્વાસુ આયા જણાતી ન હતી, ને વલી સાંભલવા મેલે તેને પગાર એવો મનમાનતો મલતો હતો કે મારા પાસ એક ખાનગી વાત ખુલ્લી કરવાને તેને લલચાવે એવું કશું હતું નહીં બીજા હાથપર હું એ ખાનગી વાત શા કારણસર જાંણવા માંગું તે કહી નહીં શકું એટલે મારી વાસના હલકી માનવામાં આવે, અને તે વાત જો શેઠના કાનપર જાય તો તેઓ મારે માટે ઓછું મત ધરાવી કદાચ મને પાંણીચું પકડાવે એ બનવાનો ભય વધારે હતો. એ સઘલા વિચારોથી હું ફકત શેઠને કેહેવા જોગો પેગાંમ માત્ર અમીનાને કહીને ખાંમોશ રહ્યો અને અમીના ઉપર ગઇ.

થોડા વારમાં ઉપરથી મારો શેઠ આવ્યો, ને જમસુ કયા ઓરડામાં ખોટી થતો હતો તે જાંણતાંજને ત્યાં ગયો. અલબતાં વાંચનારને કહેવું પડશે નહીં કે મેં કાંઇ મારા શેઠને એવું કશું બતાવ્યું કે નહીં કે હું એ મુલાકાતે આવેલા પારસીને પીછાંણું છું, કારણ કે જમસુએ મને તેનું નામ આપવાને ખામખા અખાડા કીધા હતા.

મારા શેઠે જમસુવાલા ઓરડામાં જઇ બારણું ઢાંકયું. હું તેની પછવાડે ગયો કે તેઓ વચ્ચે શી વાતચીત થતી હતી તે કદાચ સાંભલી શકું, પણ બારણું ઢાંકવાથી તેમની વાતચીત કશી મારા સાંભલવામાં આવી શકી નહીં, અને બારણાંની કલપર કાંન દઇને તે સાંભલવાની મારી હીંમત ચાલી નહીં.

મારા શેઠ સાથ જમસુ લગભગ એક કલાક વાત કરવા ઓરડામાં રોકાઇ રહ્યો, ને પછી તેઓ બાહેર આવ્યા. હજી શીરીન વીશે કાંઇ ને કાંઇ વીગતો પામવાની ઉમેદથી હું બાહેર ખોટી હતો—કેવાં આશાભેર, કેવાં શંકાશીલ, કેવાં દુઃખથી ઉભાતી લાગણીઓ સમેતનાં જીગરથી એક કલાક તે બારણાંની બાહેર મેં ગુજાર્યો તે વીસ્તારથી વરણવી મારી અતી લંબાન કાંહાંણી હું વગર અગતે લાંબી કરીશ નહીં, પણ એટલુંજ કેહેવશ કે તે સઘલો વખત મારાં પ્રમાણીક દીલની લાગણીઓની વીરૂદ્ધ કાંઇપી સાંભલવાને મેં અનેક પછાડા માર્યા, ને અંતે થાકીને ગંભીર ઘોર કરતો તેઓનાં બાહેર નીસરવાની વાત જોતો હું ખોટી થઇ ઉભો.

તેઓ બાહેર આવ્યા ત્યારે મારી ફરજ મુઆફેક જમસુને બા-આદરમાંન રસ્તો બતાવી બારણાં બાહેર મુકવા જતો હોઉં તેમ હું આગલ આગલ ચાલ્યો, ને તેથી મારો શેઠ ને જમસુ જે હજી તકરાર કરતાજ બાહેર આવ્યા હતા તેમની થોડી ઘણી વાતચીત હું સારાં નસીબે સાંભલી શકયો:—

"નહીં જમશેદજી, હવે ઘણું થયું," મેં બારણામાંથી બાહેર આવતાં મારા શેઠને બોલતો સાંભલ્યો, "મેં તમોને આટલું સમજાવીને કહ્યું તે છતાં તમો નહીં સમજો તો હું નાચાર છું."

"પણ શેઠ મારા," જમસુ કગલીને બોલતો હતો, "જેમ તમે સમજાવ્યું તેમ હું પણ સમજાવીને કહું છું. તમો એક વાર પુછી તો જુઓ, હવે તે ના નહીં કહેશે."

"પણ કોણને પુછું?" ડાકટરે હવે કંટાલો ખાધો હોય તે ઢપે કહ્યું. "કાંઇ શુદ્ધ બુદ્ધ હોય તો પુછું કેની; હું તમોને કેટલી વખત કહું કે હવે આશા કશી નથી, ને જે દહાડા બલકે જે કલાક જાય છે તેમાં હવે આંકો આવી રહેશે."

"ત્યારે હું નાચાર છું," જમસુએ નીરાશની ઢપે કહ્યું—ને તે ડાકટરને લગાર મિજાજમાં સલામ કરી ત્યાંથી નિકલી ગયો.

પણ ઓ આફ્રત, ડાકટરને મોંથી મેં શું ગજબનાક વીગત મેલવી હતી! મારાં ઘેરનાંજ છાપરાં હેઠલ શીરીન પડેલી હતી એ વીશે હવે મને વહેમ રહ્યો ન હતો, ને મેં જે થોડું સાંભલ્યું તે ઉપરથી અનુમાન કરવાને મને ઘણું અને પુરતું હતું કે જમસુ શીરીનને મલવાની ડાકટરને અરજ ગુજારતો હતો; પણ એ સઘલી વીગતોમાં જે ખરેખર ફ્રાટાફ્રાટ થતી છાતીએ વીગતો મેં સાંભલી લીધી તે શીરીન મોહતને કાંઠે હતી તે હતી. અરે અરે, ડાકટર કેહેતો હતો કે શીરીનના જે દહાડા બલકે જે કલાક જાયછે તેમાં આંકો આવી રેહેશે તે શું ખરી વાત હતી? એ વાકય શું હું બરાબર સમજી શકયો હતો? રખે કોઇ બીજી અબલા હોય? રખે એ વાકયની કાંઇ બીજી મતલબ હોય! પણ નહીં. જે ગજબનાક ખ્યાલે મારા ગમીથી ઘુમતાં મગજ ઉપર દબાણ કરી તેમાં વાસો કીધો હતો તેને ખોટો કરી હું ખંખેરી કાઢી શકયો નહીં. રે મેં માન્યું—અને ખાત્રીથી માન્યું કે આ જગતમાં મારૂં એકજ વ્હાલું—વ્હાલું કે જેને મેં અને જેણે

મને પ્યારથી પોતાનું કીધું હતું તે-તે મારી વ્હાલી શીરીન પણ આ જેહાંનથી ઉઠી જતી હતી!

શીરીન તરફની મારી મોહબત આવાં સંકટને સમય અસલ રૂપમાં રહી શકે એમ ન હતું, અને તોબી તેણીની છેલ્લી ઘડીએ એક ભાઇને છાજતા પ્યારથી તેણીનો વાંક માફ કરી તેણીનું મોહતનું બિછાણું બને એટલું શાંત અને સુખ ભરેલું કરી આપવાની મેં એક પાક ફરજ વિચારી, પણ તે કેમ બજા લાઉં? શીરીન પાસ જવાને મને સમો, રજા અથવા હક કયાં હતો?

તે રાત મેં બિછાંણામાં રડીને ઉજાગરાની ગુજારી.

બીજી સહવારે મેં જોયું કે આયા અમીના ઘણું કરીને ઉપરજ રોકાઇ રહેતી, અને હેઠે આવતી તો ગભરાયલી-ઉતાવલમાં આવતી હતી. સઘલું બતાવતું હતું કે શીરીનનો વખત ઉતાવલે ભરાતો ચાલતો હતો.

તે સહવારે મને મારા શેઠે આવી તાકીદે ટપાલમાં નાંખી આવવા કેટલાંક કાગળ આપ્યાં, ને રસ્તામાં મેં તેઓના સેહેજ સરનામાં વાંચ્યાં તો તેઓ વચ્ચે એક એવું નિકલ્યું કે જેણે મારા શેઠના ઘરમાં જે અબલા મરવા પડેલી હતી તે શીરીન હતી કે કોઇ બીજી તે વિશે જો જરાબી શક હોય તો એક ઝપાટે તે દુર કરી નાંખ્યો. એ સરનામું નીચે મુજબ હતું:—

"બાઈ રૂપાંબાઈ તે શેઠ હોરમજજી કરાઇનાં ધણીઆંણીને કાગલ ૧) બાહેરકોટ પારસીવારમાં પુગે.

મુંબઇ."

હવે શી બાકી રહી? શીરીનની મા પર આ કાગળ જતો હતો, તે ડાકટરનો લખેલો હતો, તો શું તે શીરીન વીશેજ નહીં હતો? ડાકટરનાં ઘરમાં મરવા સુતેલી અબલા શીરીન નહીં હતી એમ માનવાને હવે એકે લાલચ-એકબી બારી બાકાત હતી?

અને ત્યારે કમબખ્ત શીરીન મરવી સુતી હતી! તે એક વારની રાંક પાક સાફ અબલા હીણપસ્તી ભરેલાં મોહતે જવાંનીના ખીલતા બાહારમાં કરમાઇ જતી હતી. તે પાપની સજા હતી. પોતાનાં વ્હાલાંઓથી વેગલી-પરદેશ વચ્ચે પાપમાં નાશ પાંમી પોતાની હોરમતની -પોતાનાં યકીનનાં જવાહીરની ધુલ કરી એ

અભાગણી છોકરી આ જેહાંનથી આસબાબ ઉઠાવી જતી હતી. તેણીને ઘરમાં લાવવામાં આવી તે ખાનગી રવેસે હતું, અને તેણીને ઘરમાં રાખવામાં આવી તેબી ખાનગીજ રવેસે હતું, ને તે સઘલાંનો ભરમ તેણીની હોરમતની ધુલધાણીમાં સમાયો હતો,—અને તોબી શીરીનનાં મરવા સુવાથી મેં દુઃખ સાથ દયા ને છુટકારાનો દમ ખેંચ્યો કે તેણી પાપથી છુટી થનાર હતી.—જમસુ ચણાપાપડી તેનો ખુંની હતો, અને તે નાતરસ ખુંનીના જાલેમ દસ્તથી એ અવીચારી છોકરી શેહજ વખતમાં સદાની છુટવાની હતી !

અફસોસ ! પાકજાદ શીરીનનાં પાપમાં પડી ભાગવા પછી બદકારી વચ્ચે તેણીની હસ્તીનો આ આવતો છેડો મને માહુતમમાં ગીરફતાર કરી રડાવતો હતો. ફીરેસ્તાઓનાં સયતાનસે જઈ મળવાથી ખુદ બેહેસ્ત વિલાપની હાય ઉઠાવે તે રીતે મારૂં જીગર શીરીનની હોરમતની ધુલધાંણી ને તેણીનાં આ હીણુપસ્તી ભરેલાં મોહતના ગમથી ચાક થઇ જતું હતું.

મારા શેઠે મને આપેલાં કાગળો અરધા બેભાંન હાલે પોસ્ટ કરીને આવ્યા પછી હું માંદગીનું ખોટું નહીં પણ ખરૂં કારણ બતાવી મારા ઓરડામાં પડી રહયો. તે કમબખ્ત દીવસે મને દુન્યા જેવી ઝેર સમાન લાગી હતી તેવી મારી આટલી જીંદગીમાં મને કદી લાગી ન હતી.

તે દીવસ પુરો થયો ને રાત થઇ, અને પછી મધરાત થઇ, તોપણુ તે રાત્રે અમારાં સદાનાં શાંત ઘરમાં હજી ગરબડ જારી હતી. હું માંદો હતો એમ જણાયાથી મને કામકાજ માટે કોઇ તેડવા આવતું ન હતું, પણ નોકર નફરોની દોર દપટ—આગલાં બારણાંની ઉંધાડ ઢાંકનો અવાજ અને ડાકટરનાં ઉતાવલાં પગલાંની દોડાદોડ વગેરે ઉપલા માલ પરનાં મારાં બિછાણામાં પડેલો હું સ્પષ્ટ સાંભલી શકતો હતો.

ગરબડ વધતી ચાલી. હવે હું બિછાંણામાં હજી નિરાંત કરી સુઇ શકયો નહીં. હું ઉસ્કેરાયલો ઉઠયો ને દાદરનાં ઉપલાંજ પગઠીયાં પર ફ્સડાઇ નીચલી ગરબડ કાંન અને ધ્યાંન દઇ સાંભલવા લાગ્યો. થોડે વારે ડાકટર નશરવાંનજી બારણું અફાલી ચાલમાં આવ્યો. "બસ થઇ ચુકયું, અમીના," અમીના દરદીને માટે કાંઇ ઉ-

તાવલી દોડથી લઇ જતી સામી મલી હશે તેને તેણે કહ્યું, "હવે શાંની દોડાદોડ કરેછ, બચારી ગુજરી."

"ગુજરી !" અમીનાએ ગભરાઇને કહ્યું.

"ગુજરી !" મેં દુઃખથી હું શું કરૂંછું તેનો ખ્યાલ કીધા વના પોકાર માર્યો,—ને હું બેઠો હતો ત્યાં મને સરપે ડંખ માર્યો હોય તેમ હું ઉછલી ઉઠી, ચચાર પાંડયે કુદી હેઠે દોડયો. મારી લાગણીઓની લગામ મારા હાથમાં રહી નહીં. હું શું કરતો હતો તેનું મને કશું ભાન રહ્યું નહીં. ફકત એકજ ખ્યાલ મારાં મગજમાં હતો, ને તે શીરીનને તુરત જોવાનો હતો. હું દોડયો-હું ઉડયો. પેહેલે માલેની ચાલમાં મને મારો શેઠ ને અમીના મલ્યાં. તેઓ મને જોસ્સામાં દેવાના પેરે દોડતો જોઇ દબાઇ ગયાં. મારા શેઠે મને પકડવાને હાથ લંબાવ્યો, પણ હું તેને આંચકો મારી અંદર ધસ્યો. હું છેક નાંકેના ઓરડામાં ગયો. ત્યાંનું બારણું વાકું કરેલું હતું. મેં તે આંચકા સમેત ઉઘાડયું ને હું અંદર ધસ્યો. અંદર પુરતી રોશની બલતી હતી, અને વચમાં એક ઘોલીયા ઉપર કોઇનું રવાંન પડેલું હતું. ત્યાં આસે પાસે ગભરાટ ને ગરબડમાં થોડાંક બૈરાં માટીડા એકઠાં મલેલાં હતાં-તે સૌને અચરતી અને ગભરાતમાં મારા ભણી ટીકટાં રાખી હું ઘોલીઆની અડોઅડધસી ગયો— તે રવાંનપર મારી આતુર નજર ફેંકી-તે કોઇજ નહીં પણ શીરીન હતી !

શીરીનને મેં મોહતની મીઠી ઉંઘમાં ઉંઘતી દીઠી-તેણીના એક વારના ગુલાબી રૂખસારા ને પરવાલાં સરીખા હોટ ફીક્કા પડી ગયા હતા, ને તોબી તે મોહતમાં મીઠાશથી હસતી પડેલી હતી. તે મને જોઇને હસતી હતી ? મારાથી આ દુઃખદાયક દેખાવ એક બે પલથી વધારે મુતલગ તામોશ થઇ શકયો નહીં. મેં દચકાંથી ઉભાતી છાતીએ ફકત "શીરીન, રે શીરીન" કરીજ પોકાર્યું, ને ડાકટર અને બીજાંઓ મારા ભણી હજી તો દોડી આવે તે પેહેલાં હું ત્યાંજ તમર ખાઇ બેશુદ્ધ થઇ પડયો !



## પ્રકરણ ૪૩ મું.

### મારી માંદગી.

જ્યારે હું પાછો સાવધ થયો અને જાગ્યો ત્યારે મેં મને મારા પોતાના ઓરડામાં મારાં બિછાંણાંમાં પડેલો દીઠો. પેહેલાં તો હું એક સાધારણ ઉંઘમાંથી ઉઠું છું, અને શીરીનનું મોહત વગેરે બનાવો ઉપલાં પ્રકરણમાં આપ્યા તે એક ખ્યાલી સ્વપ્નું હતું કે ખરી વાત-ખરો બનેલો બનાવ હતો તે હું સમજી શક્યો નહીં, પણ પછીથી બીજીજ પલે શીરીનને મેં ખરેખર મોહતમાંજ ઉંઘતી જોઈ હતી એમ ખાત્રી થવાથી હું ચોંકીને ફરી ઉભો થવા ગયો તેવોજ બિછાંણાંમાં પાછો પછડાયો. મેં મારી આંખપર-મારાં માથાંપર હાથ ફેરવ્યો, તો માથે પાટો બાંધેલો જણાયો. મારી બોચી પર મને અગન બલતી હતી ત્યાં મેં તપાસ્યું તો ત્યાં મને બ્લીસટર માર્યું હોય તેવું લાગ્યું. ત્યારે શું હું ઘણા દીવસ સીક અને બેસુદ્ધ પડી રહ્યો હતો?

કોઇ ઓરડામાં આવે તો તેને સઘલું પુછીને ખાત્રી કરી લેવાના હેતુથી મેં ઘણીએ રાહ જોઇ પણ કોઇ આવ્યું નહીં. મારી પાસે એક નાધલી ટેબલપર દવાની શીશી અને ગ્લાસ તથા એક રકાબીમાં થોડીક બીસકોટ પડેલી હતી-સઘલું બતાવતું હતું કે હું કાંઇ બે ચાર કલાક બેસુદ્ધ રહ્યો હોઉં એમ ના હતું.

હું થાકી થાકીને પાછો ઝુંકવા પડયો ને અધકચરી ઉંઘે ઉંઘાવા લાગ્યો. એ અરસામાં મારા ઓરડાનું બારણું ઉંઘડયું ને કોઇ ડોસી અંદર આવી હોય એવું મને લાગ્યું. અરધી ઉંઘમાં તે દેખાવ જોઇ મેં જાગવા માંગ્યું પણ વલી ગોયા મારી જાગન શકિત ગુમ થઈ ગઈ હતી. તે ડોસીનાં અંદર આવવાની લગોલગ પછવાડે વલી બારણું ઉંઘડયું, અને કોઇ બીજું આવ્યું. તે-તે શીરીન હતી!

શીરીન! શું શીરીન મુવેલાંઓ વચ્ચેથી પાછી ફરી હતી? આ શીરીન હતી કે શીરીનનો ભુત? હું જાગતો હતો કે ઉંઘતો હતો, ને ઉંઘમાં વલી સ્વપનું જોતો હતો?

મેં બોલવા માંગ્યું, પણ મારી જબાંન ચાલીજ નહીં-મેં આંખ ઉંઘાડવા માંગી, પણ તેમ પણ હું કરી શકયોજ નહીં.

સુંદર શીરીન અથવા તે શીરીનનો આકાર મારા બિછાંણાંની લગોલગ આવી મારાં બદન ઉપર પ્યારભરી આતુરતાથી–મીઠાશથી વાંકો વલ્યો. મારા ગાલપર–મારા હાથપર પોતાનો મખમલી હાથ ફેરવ્યો. ઓ તે સ્પર્ષની શુદ્ધતા! તે નાપાકને પાક કરે–તે દુ:ખીને રાહત આપે એવો એક સુખભર્યો સ્પર્ષ હતો. આ સ્પર્ષનું સુખ મારી નબલાઇ વચ્ચે મારાથી તામોશ કરાય એમ ના હતું, અને તેથી વલી હું ફરીને બેસુદ્ધ થઇ પડયો.

તે પછી હું ફરીને જાગ્યો ત્યારે જે ડોસીને મેં આગલ અરધી ઉંઘ વચ્ચે મારા ઓરડામાં દાખલ થતી જોઇ હતી તે મારા ઓરડામાં ખરેખર હતી. આથી ઉલટ પાંમી મેં મારી આતુર ચશમો ચોપાસ દોડાવી પણ શીરીન ત્યાં હતી નહીં. ક્યાંથી હોય? તેને શું મરણ પામેલી મેં જોઇ ન હતી?

જે ડોસીને મેં ઓરડામાં જોઇ તે કોઇ નવી રાખેલી પારસી દાયા હતી, ને હમણાં તે મારી માવજત પછવાડે રહેલી જણાતી હતી. મે તેને આગલ તેડી. "ડોસાં," મેં કહ્યું, "હું કેટલા દહાડા થયા સીક છેઉં વારૂ?"—અને વાંચનાર માનશે? મારો સાદ એટલો નબલો પડીને એવો ફેરવાઇ ગયો હતો કે તેનો મને આ પેહેલો અભ્યાસ થતાં હું પોતે તે ઉપર ગભરાઇને હેરત રહ્યો!

"બાપા તું દસ દહાડા થયા પોરેલો છે," તે ડોસી કે જે ખરેખરી માયાલુ ખવાસની જણાતી હતી તેણે કદરદાંન ઢપે કહ્યું; "તારી મમાઇ બપાઈનું ઠેકાંણું કાંહાં હતું જે? ડાકટર નાર લઇને બેસી રહ્યાતા, ને નાર તો કેવી ઉડે જે જાંણે આગની ગાડી!"

"દશ દીવસ?" હું મનસે બરબડયો, "દસ દીવસ! ત્યારે તો શીરીનનું દસમું પણ વીટી ગયું હોવું જોઈએ."

"ચાલ બાપ હવે ખોદાને ખાતર મુંગો મુંગો પોરી જા," ડોસીએ મને પટાવ્યો, "નહીં તો ડાકટર મારીસે વરસે કે તમે વાત શું કામ કરાવી. ચાલ કોર વાલ"–અને તેણીએ મને જબરીથી કોર વલાવી.

હું તેને ઘણું પુછવા માંગતો હતો–શીરીન વીશે ઘણીક વીગતો જાંણવા માંગતો હતો, પણ મને નબલાઇ એટલી લાગતી હતી કે મને બોલવાજ ગમતું ન હતું, ને વલી ડોસી ડાકટરની ધાકથી મને તર ને ફર જવાબો નહીં આપે એવું દીસ્તુ હતું એટલે હું ખામોશ રહ્યો.

એ પછી થોડા વારમાં ડાકટર નશરવાંનજી મારા ઓરડામાં આવ્યા. તેમને જોતાંજ મારાં પેટમાં ફાલ પડી કે શીરીનનાં મોહતનાં બિછાંણાંવેર ધસી જવા ખાતર અને એ નવી ગડબડ ઉઠાવા ખાતર તે શું કરશે, પણ મારી ધાસ્તી ડાકટર પાંમી ગયા ને મારા સાથ ખુશીથી હસ્યા. "તું ધાસ્તી ના કર, કાવલા," તેઓએ સધ્યારો આવે તેમ કહ્યું. "હું તને ઠપકો દેવા નથી આવ્યો"–અને પછી તેઓએ નાડ જોઇ, જખાં જોઇ ને વીગતે મારી માંદગીની હકીકત પુછી, પણ શીરીનની વાત વીશે એક હરફબી કાઢ્યો નહીં. તેણે નવી દવા લખી જુની હેઠેથી ફેરવાવી મંગાવી, અને તેમાંનો એક ભાગ પાઇ સુઇ જવાની તાકીદ કરી તે ઓરડામાંથી બાહેર ગયો.

હું સુઇ ગયો. ડાકટર સાથ જે વાત થઇ હતી તેની થાક મને ઘણી લાગી, અને હું ઉંઘાઇ ગયો. હ્યાં જો વાંચનાર શીરીન વીશેના મારા સ્વપ્નાઓથી કંટાલ્યાં નહીં હોય તો વલી મારે એક સ્વપ્નો વર્ણવવો છે. હું ઉંઘાઈ ગયો અને વલી હું સ્વપ્નો જોવા લાગ્યો કે મારા ઓરડાનું બારણું પાછું ઉંઘડયું–વલી મારી વ્હાલી શીરીન ઓરડામાં આવી–મારા ઉપર વાંકી વલી અને મારા કપાલપર એક બોસો લીધો. આ વેલા તે ઓરડામાં એકલીજ હતી એમ મને લાગ્યું. તેણીએ લીધેલા બોસાએ મારા તન બદનમાં હરખ પસરી રહ્યો, અને મેં બોલવાની કોશેશ કરી ને હું બોલ્યો. 'શીરીન,' મેં કહ્યું, "મને કહે, તું મરી ગઇ છે કે જીવતી છે? તું બેહેસ્તમાં સુખી છે અને હ્યાં ફકત મને આશીરવાદ દેવા આવે છે કે તું હજી હ્યાં હસ્તીમાં હસ્તી છે?"

અને શીરીને જવાબ આપ્યો! "કાવસ," તે બોલી, "વ્હાલ કાવસ હું જીવતી છું. નથી મરી ગઇ, તું હોસ્યાર થા. તારાં દીલનો ધીરજ આપ"–અને હું ખરેખર ઉપલા સુખનોથી હરખથી દેવાના હાલે ચોંકીને જાગી ઉઠયો. શીરીનનો સદાનો મધુર મારો બોલખીતો અવાજ મારે કાંને આવતાંજ કાંઇક ખરાંપણાંની ખાત્રીથી હું ચોંકીને જાગી ઉઠયો, ને યા ખુદા! શીરીન ખરેખરી જીવતી જાગતી મારા બિછાંણાંમાં મારી પાસ બેઠેલી હતી!

હા વાંચનાર! તેજ શીરીન કે જેને મેં મારા મામાના ઘરમાં પેહેલી જોઇ હતી–સદગુણના કપાલપર પ્રગટ છાપ સાથ, બચ્ચાં સમાન નિરદોશતાની પ્રગટ નિશાંનીસાથ–માયા મીઠાશ અને મોહ-

બતની નરમ અદા સાથ-ઠંડા સ્વભાવ અને ખુશ મીજાજની ખુશી પેદા કરનારી ખુબી વચ્ચે જે શીરીનને મેં જોઇ હતી તેજ શીરીન તેજ રૂપમાં હવણાં મારી ગોદમાં બેઠેલી હતી!

શો ભેદ! ત્યારે શું શીરીનને મેં મારી આંખો આંખ મુવેલી જોઇ ન હતી? શીરીનને શું જમસુ ચણાપાપડીની સંગતમાં છકેલી બેહેકેલી ઉછાછલી જેવી જોઇ નહીંજ હતી?

"કાવસ," શીરીને પ્યારથી મારો હાથ પોતાના હાથમાં લઇ મને હોસ્યાર થતો જોઇ શીરીન હલકે કહ્યું, "તું ગુંચવાયા ના કર. તારો સઘલો ગુંચવાડો દુર કરવા મારે હાલ તુરત એટલુંજ કેહેવું બસ છે કે મરી ગઈ તે મારી જોડ-બેહેન હતી. મારામાં અને તેનામાં ચેહેરાનું નહીં પીછાંણી શકાય એટલું બધું એકસરખાપણું ને મલતાપણું હતું."

જોડ બેહેન! મારી છાતીપરથી આ બે બોલોએ એક પહાડ જેટલો વજન ઉંચકી કાહડ્યો, ને મારી કેટલાક દીવસની માંદગી એક તડાકામાં દફે કરી નાંખી.

હવે મને સઘલા આગલા બનાવો ખુલાસેવાર સમજ પડી ગયા, અને વાંચનાર પણ તેજ રવેશે સમજી ગયાં હશે એટલે તે વીસ્તારથી સમજાવા થોબવાની જરૂર નથી. લગ્નસરામાં અને બીજે બધે શીરીનની બેહેન મને જોઈ મોં મરડતી હતી તેનું કારણ હવે મને ધ્યાંનમાં આવ્યું. એક વાર મેં શીરીનને પુનામાં એક કાપડયાંની દુકાંન આગલ તેના સાથ જોઇ હતી, ને તેની પુંઠ થોડેજ વારે તેની બેહેનને જમસુ ચણાપાપડીની સંગતમાં જોઇ તેને શીરીન સમજવાની જે મેં છક્કર ખાધી હતી તેનો પણ હવે મને ખુલાસો થયો.

"પ્યારા કાવસ," શીરીને કહ્યું, "તું નાહક મારે ખાતર અતી ઘણો દુઃખી થયો છે, પણ તે સઘલાંએ મારા તરફના તારા સાચ્ચા પ્યારની કદી નહીં ભુલાય એવી સાહદત આપી છે. ખુદા તારા એ ખરાં પ્યારનો બદલો હજારો સુખથી વાલી આપો!"

"શીરીન," મેં કહ્યું, "તે બદલો મને મલી ચુકયો છે. તું જીવતી છે એટલુંજ નહીં પણ તું અસલ જેવીજ સદગુણી અને પાંકજાદ છે એ મેં જાંણ્યુ તે સોથી કીમતી બદલો છે."

"ચાલ, વલી વધારે વાત કીધાથી તારો જીવ બગડશે," શીરીને મને પ્યારથી પટાવીને કહ્યું; "કાવસ મારી જે બેહેન બેહેસ્ત પાંમી છે તે મને સદા પ્યારી હતી પણ"—અને તે રડી પડી. તેનાથી આગલ બોલાયું નહીં.

"મરનાર વીશે, વ્હાલી શીરીન, આ તાજા ઘાએ આપણે વધારે વાત કરશું નહીં," મેં ખરાં જીગરની દયાથી કહ્યું, અને પછી તુરત વાત ફેરવાવી; "તું શું અહીં એકલીજ આવીછ, વ્હાલી શીરીન ?"

"માએજી ઘણાં બેમાર છે," શીરીને મારા સવાલના જવાબમાં કહ્યું, "અને બાવા ખુદા માલમ શું કારણસર અજમેર ગયલા છે એટલે ડાકટર નશરવાંનજીનું કાગળ આવ્યું તે વાચીને બેહેસ્તન ગુજરી તેની બીજી સહવારે હું અહીં એકલીજ આવી પોહોંચી. આજે હમણાં હું હવે પાછી જાઉંછું. બેહેસ્તનનું દસમુ વીટી ગયુંછે, અને બાવા ઘેર આવે તેની આગમચ મારે મુંબઈ પોંહોંચવું જોઇશે."

"અરે ત્યારે વલી આપણે ક્યારે મલશું ?" મેં જુદાઇનાં દુઃખથી દુઃખી થઇ કહ્યું.

"ખુદા મેલવશે ત્યારે," શીરીને સધ્યારો આપ્યો. "અને કાવસ. મારે બીજી એક સલાહ તુંને આપવી છે. બાવા ઘેર આવશે ને પીરોજાનાં ગુજરવાની વાત જાંણશે ત્યારે કદાચ ડાકટર નશરવાંનજીને મલવા આવશે, ને તુંને અહીં જોશે અથવા જોશે નહીં તો નશરવાંનજી તારે વાસ્તે વાત કરશે, કાંયજે તેવણ મારા બાવાના કાકાના છોકરા થાય છે ને મેં તેવણ આગલ કહેલું છે કે તું મારાં ફુઇનો છોકરો છે. બાવા હજી તારાપર ઘણોજ ખાર રાખે છે, ને તુંને શોધતા ફરે છે એ મેં લાગત તપાસથી જોઇ લીધું છે તેથી તું હવે અહીં સલામત નથી. મને મારા પોતાના બાપ વીશે એમ કેહેવું પડે છે તેથી મને કેવું થાય છે તે મારા ખુદાને ખબર છે, પણ હવે એક બે દીવસમાં તુંને શકતી આવે તો અહીંથી તુરત નીકલી જજે."

"તું બેફીકર રહે શીરીન," મેં ધીરજ આપી, 'મારી માંદગીનું કારણ દુર થઇ ગયું છે એટલે હવે મને તનદરોસ્ત થતાં વાર લાગવાનો નથી, ને તેથી હું અહીં વધારે વાર હવે તારી સલાહ મુજબ રેહેવશજ નહીં.'

"હું તુંને પીરોજાની હકીકત સઘલી મોંઢેથી કેહેતે પણ તે બોલવીની મારી છાતી ચાલે નહીં," શીરીને સમજાવ્યું, "ને વલી મને. વખુતબી મલે નહીં; તેમજ તું આવી હાલતમાં તે સાંભલવાની મેહેનત લે તેબી ઘણું થાય એ સઘલા વિચારોથી મેં આટલા દહાડામાં તેની સઘલી હકીકત લખી રાખી છે તે તું પુરતો તનદરોસ્ત થાય ત્યારેજ વાંચીને વાકેફ થજે"—અને તેણીએ એક બીડેલું પેકેટ મારા હાથમાં મુકયું, જે મેં તુરત ટકયા તલે સાંત્યું.

ત્યાં અમારી મુલાકાત શીરીને પુરી કરવા ચાહ્યું. મેં ઘણીબી અરજ ગુજારી કે તે વધારે થોભે, પણ તેને જવાનો વખત થતો હતો માટે અને મારી માંદગી વધી પડે તે ધાસ્તીથી તે મને પ્યારથી ચુપ રાખી બાહેર નીકલી. જતી વખતે પીરોજાની ગમખાર યાદમાં અમોએ બનેએ સાથે આંસુ ભેલ્યાં, અને પછીથી મારા કપાલપર એક બીજો બોસો લઇ તે બાહેર ગઇ—એક બોસો કે જેનો પસરાત અને પમરાત તેની સઘલી પાકીજગી સાથે બીજા બે કલાક તુલક મારાં કપાલપર ટકી રહયો.

હવે મને સાહજો થતાં ઝાઝો વીલંબ લાગ્યો નહીં. બીજેજ દને મારા ઓરડામાં હું ફરતો હરતો થયો (જે જોઇ ડાકટર નશરવાંનજી અતી ઘણો અચરત થયો) અને મારી હાલત સાબેત કદમ સુધરતી ચાલી.

ત્રીજે દને મેં મારી હાલત વધારે સારી જોઇ પીરોજાને લગતી હકીકતનો શીરીને આપેલો કાગળ વાંચવા ઉખેડયો. તેમાં બે કાગલ હતાં. એક શીરીને પોતે ઠીચોઠીચ વીગતથી લખેલો હતો; અને બીજો પીરોજાએ તેવીજ રીતે પોતાની મા રૂપાંબાઇપર લખેલો હતો. આ બંને કાગલના દસ્કત અતી સુંદર હતા એટલુંજ નહીં પણ શીરીન ને પીરોજાના ચેહેરામાં જેટલું અકસર મલતાપણું હતું તેટલુંજ વાંચનાર જાણીને અચરત થશે જે આ બંને જોડ બેહેનોના દસ્કતમાં પણ હતું!

•પીરોજાની કાંહાંણી આ બે જુદાં જુદાં કાગળોપરથી મેં જે ઉપજાવી કાઢી તે વાંચનારની જાણકીજે એકઠી કરી ચાલું આકારમાં હું હેઠે ઉતારૂં છું.

---

## પ્રકરણ ૪૪ મું.

### પીરોજાની કાંહાંણી.

પીરોજા અને શીરીન જોડ બેહેનો હતી. અને એ બંનેના જન્મ પછી તેઓ સમજની થઇ ત્યાં તુલક તેઓનાં માબાપની નાણાં સંબંધી હાલત ઘણી સારી હતી એમ ભાસે છે, કેમકે શીરીનનાં લખવા મુજબ તેઓ સમજમાં આવી ત્યારે રાચરચીલાંથી આરાસ્તે કરેલાં એક ભપકા ભરેલાં ઘરમાં તેઓ રેહેતાં હતાં એમ તેને યાદ છે. મારો મામો હોરમજજી કરાઇ તે વખતે એક મોટી પેહેડીમાં મુખ્ય ભાગીદાર હતો. તે પેહેડી કમીશન એજંટ તરીકે કામ ચલાવતી હતી, અને તેમાં એ ખુંધાએ સારા તડાકા માર્યા હતા.

પણ એ હોમલો ખુંધો આજે જેવો ઘાતકી અને દયાહીણ હતો તેવોજ તેના એ સારા વખતમાંબી હતો. તેની રાંક ઓરત રૂપાંબાઇ તેને પરણી આવી તે ઘડીથી તેણીએ સુખની એક પલ દીઠી ન હતી. રૂપાંબાઇનાં મરનાર માતપીતાએ ભવીશનો વિચાર કરવા થોભવા વના તેણીને એ ખુંધા સાથે નહીં, પણ કહીએ તો ખુંધાના પૈસા સાથે પરણાવી મેલી હતી, ને તેનાં પરીણામમાં આપણે જોયું તો તે બેવકુફ માતપીતાનાં મુવા પછી એ ભલી સ્ત્રી છતા વરે સદાના રંડાપાથી નબેહેતર દુઃખને બસ પડી હતી.

મારી વારતામાં આગળ એવીજ રીતનાં કજોડાંનાં લગનના પછાડા મારતાં આપણે મારા આગલા શેઠ ધનજીશાહ બેહેલાબોગાનાને જોઈ આવ્યાં છીએ. ત્યાં એક બાપ પોતાના એક લાયક બેટાને એક નાલાયક અને નાપસંદ સાથી અપાવાને મેહનત કરતો હતો તે પૈસાને માટે હતું, અને હાલ આપણે જે બીજો કેસ વાંચ્યે છીએ તેમાં એક બાપે પોતાની ફુલ સમાન બેટીનો આખો સંસાર ધુલ ને ભવ ઉંધો મેલ્યો છે તે પણ પૈસાને ખાતર થયું છે. એવા પૈસાને માટે કરવા કાઢેલાં લગનોપર ફરી અને ફરી ફીટકાર વરસાવા ડગલે અને પગલે આપણે થોભશું, તોપણ હું પુછું છું કે તે કદીબી ઘણું કેહેવાશે ?

રૂપાંબાઇને તેણીના વરનું સુખ ન હતું એમજ નહીં પણ તેણીની બે બેટીઓ પણ એ બાપનાં સુખથી સદાની બેનસીબ હતી. તેઓ છતા બાપે બાપના લાડ અથવા બાપના પ્યારથી બીન અ-

નુભવી બલકે બીનમાહીતગાર હતાં. તેઓની બચ્ચાં સમાન નીર-દોશતા વચ્ચે કદીને જો તેઓ તે બાપસે પ્યાર કરવા જતાં તો તે ઘાતકી બાપ તેમને તરછોડી બલકે મારીને પોતાનાં પાસાંથી દુર કરતો. તે ઘરમાં હોય ત્યારે તે બચ્ચાંઓને પોતપોતા વચ્ચે પણ રમવાનો હુકમ અથવા કરાર ન હતો. તેઓને એક ખુણામાં બેસીને ઝુરયા કરવાની માતર ફરજ પાડવામાં આવતી, અને તેઓનો એક સંસારો પણ તે બાપના કાંને જાય નહીં તેની ખાસ તાકીદ ગરીબ રૂપાંબાઇ સભાળથી અમલમાં આણતી હતી. રૂપાંબાઇને એ વાતનું દુઃખ નહીં હતું એમ નહીં. પણ એ દુઃખનો તેણીની પાસ ઉપાય ન હતો, અને એ દુઃખ વચ્ચે તેણીની દયા ખાનારો કોઇ દોસ્ત ન હતો.

એ સઘલાં કમનસીબ વચ્ચે રૂપાંબાઇએ શીરીન અને પીરો-જાની કેલવણીમાં કશી ખામી રેહેવા દીધી ન હતી એમ જાંણી વાંચનાર ખુશી થશે. તે નાલાયક ખાવંદની હરૂસે તેણીનાં બચ્ચાં અચ્છી તરબીયતથી ઉછેરવા તેણી પોતાની સગવડોનો સઘલો ભોગ ખુશીથી આપતી હતી. અને તેનાં પરીણામમાં સાધારણે થવું જોઇએ તેમ જ્યારે શીરીન અને પીરોજા પોતાની માતાને અતી ઘણા પ્યારથી ચાહતાં હતાં, ત્યારે પોતાના પીતાને નજરે પડવાને વટીક નારાજ થતાં હતાં.

એ બંને બેહેનો જ્યારે સાત વરસની થઇ તે વેલાએ હોમલા ખુંધાવાલી પેહેડીમાં ચલાવેલાં કાંઇક ભયંકર કાલાં ધોલાં અજવા-લામાં આવી જાય એમ થવાથી તેણે તે પાપથી એકઠો કરેલો સઘલો પૈસો તે પાપપર ઢાંક પીછોડો કરવા ખાતર પાપરીની પેઠે વેર્યો. આ ખોહારી મોટી થઈ. તેની આંટ સાચવવાના તેણે ઘણા પછાડા માર્યા પણ તે તુટયા ઉપરાંત તે બાપલાવનાનો થઇ ગયો, અને અંતે પોતાનાં ભપકાંભરેલાં ઘરમાંથી રાચરચીલું વેચી સાટી તેને એક કંગાલ જેવાં ઘરમાં પોતાનાં બૈરાં છોકરાં સાથ જઇને આસરો શોધવાની ફરજ પડી.

આથી તેનો સ્વભાવ વધારે બગડયો, અને પોતાનાં એ પા-પનો ખાર તે બુરો પોતાનાં ત્રણ નીરાશ્રીત નીરદોશ વ્હાલાંઓપર કાઢવા લાગ્યો. તેણે એ પછીથી નવેસર નવા ધંધા કરવા માંડયા ને એકેક પછી સઘલાઓમાં ઠાપ ખાતો ચાલ્યો. નસીબ તેની સાંમે

રૂઠયું હતું અને તેથી તે જે કાંઇ કરવા જતો તેમાં માર અને હાર ખમી નાસીપાસીના ખીજવાત સાથ અંતે પાછો ફરતો હતો.

એ સખત હાડમારી અને સંકટ વચ્ચે સબુરીવાલી રૂપાંબાઇએ પોતાની ફરજ વીસારી નહીં. આવા કરકા કરકીના વખતમાં તેણી મજુરીથી લોકોને રોજે સીવી ભરી આપવા લાગી, અને તે રવેસે પોતાનાં બે ફુલ બચ્ચાંઓને ખરેખરા કોરા અપવાસ ને ભારે ભુખમરાથી તેણી બચાવી શકી.

એવાં કંગાલીયતનાં લગભગ ત્રણ ચાર વરસ ગયાં ને જ્યારે તે બંને છોકરીઓ વરસ દસથી અગ્યારસુધીની થઇ હશે ત્યારે હોમલા ખુંધાએ એક નવી આરીસ નાખલા પાયા ઉપર ઉંઘાડી, અને ખુદા જાંણે કઇ રીતે તે સારા પાયા ઉપર લાવવાને તે શકિતવાન થયો. તેને તે માટે જોઇતું નાંણું કયાંથી મલ્યું તેબી કોઇ સમજી શકયું નહીં પણ તેની આરીસ ટચુમચુ થઇ એટલે તેણે બાહેરકોટ માંહેલું હમણાં તેઓ રહેતાં હતાં તે ઘર આખું વેચાતું લીધું, ને તે દીવસથી તેઓ ત્યાં જઇ રહ્યાં.

પણ ગરીબ રૂપાંબાઇએ પોતાની ગરીબાઇ વચ્ચે કીધેલી દળદેશરીથી તેણીની તનદરોસ્તી તમામ લઠડી પડી. તેણીએ ઉજાગરા વટીક કરી ભરવા સીવવાની વેઠો કરી હતી એટલે તેણીને ખહીનો ખવાતો નાપાક રોગ લાગુ થયો, ને તે બાપડી એક દયાહીણ ભરથારના કમનસીબ ભોગ તરીકે વગર મોહતે મરતી ચાલી, જે આપણે જાંણી ચુકયાં છીએ.

હવે વાંચનારે જાંણવું જોઇએ કે શીરીન અને પીરોજા ફકત રૂપમાં એકમેકને મલતી આવતી હતી તે વગર દરેક પ્રકારે તેઓ જુદી પડતી હતી. રૂપમાં તેઓ એટલી મલતી આવતી હતી કે તેઓનાં ઓલખીતાં પીછાંણતાં—જેઓ નામનાં થોડાં હતાં કેમકે હોમલા ખુંધાની ચાલચલણ અને દેખાવ વગેરેની વાખવાખીથી સૌ તેનાથી દુર નાહસતાં હતાં તે થેડાંક ઓલખીતાં પીછાંણતાઓ-બી વારંવાર શીરીનને પીરોજા ને પીરોજાને શીરીન સમજવાની રમુજી ભુલો કરતાં હતાં! પણ એ એકમલતાપણાં વગર બીજી બધી બાબદોમાં એ બંને બેહેનો એકમેકથી જુદી પડતી હતી. શીરીન નરમાસવાલી, નરમ સ્વભાવની, બીહીકણ અને શરમાલ હતી, કે જ્યારે પીરોજા અતી ઘણા તાતા સ્વભાવની ચીરડાઉ ઉછાછલી અને

લગભગ કજીઆખોર હતી. શીરીન પોતાના બાપના ત્રાસથી થરથર ધ્રુજતી હતી, જ્યારે પીરોજા મોટી થવા પછી તેના ગુસ્સાનું જરાએ મેઆંન ન કરતાં હમેશ તેનાસે તોરછોડ કરતી, તેની સાંમે થતી અને કોઇક વાર તો તે પોતાના છેરાયલા બાપના આંગ પર વટીક ધસી જવાની હીંમત કરતી! આથી ઘરમાં રોજના ફેસાદ અને મારામારીઓ જારી હતી, અને જોકે ગરીબ રૂપાંબાઇ અને ભલી શીરીન ઉછાછલી પીરોજાને તેનો ગુસ્સો હાથમાં રાખવા ગલામાં હાથ નાંખી વારે વારે પ્યારથી સમજાવતાં પણ પીરોજા તે સમજાવતોપર અમલ કરી શકતીજ નહીં. તે રૂપાંબાઇને તાબેદાર રહી, અતી ઘણાં વ્હાલથી ઘણી ખુશીથી માન આપતી હતી, પણ તે હોમલા ખુંધા જેવા એક ગેરઇનસાફી જુલમી બાપના અઘટીત આંક્રોશ ને આપખુદ સતા સામે નાફરમાંનીનું બંડ ઉઠાવતી. તે એક એવી રીતનું બચ્ચું હતું કે જે એકબી ગેરઇનસાફ તામોશ નહીં કરી શકે, અને તેવું એક બચ્ચું હોમલા ખુંધાના હાથ હેઠલ તાબેદારીમાં રહી શકે એ નહીં મનાય એવું હતું.

એવી રીતના રોજના ફેસાદો વચ્ચે પીરોજા અને શીરીન જ્યારે પંદર વરસની વયનાં હતાં ત્યારે એક રાત્રે અસાધારણ ફેસાદ થયો. હોમલા ખુંધાને કાંઇ ખાનાંમાં ઓછું પડયું ને તેનો મિજાજ ગયો. તેનો ખાર તેણે રૂપાંબાઈપર કાઢયો ને પછીથી સાથે બંને બેટીઓને ગાલ ગલોચમાં સંદોવા માંડી. રાંક શીરીન રડતી આંખે તે ખમીને ખાંમોશ રહી પણ પીરોજા તે તાંમોશ કરી શકી નહીં. તે છેરાઇ પડી ને પોતાના છેરાયલા બાપને ગુસ્સાથી ઘેલો બનાવ્યો. તે ઉઠયો અને પીરોજાને હાથની એક અછાતથી ભોંયે પછાડવા ધસ્યો. પીરોજાએ પોતાના બચાવમાં તેમજ પોતાના ગુસ્સામાં પાસેની ટેબલપરથી એક પ્લેટ ઉંચકી, અને તેણી શું કરે છે તેનો ખ્યાલ કીધા વના પોતાના બાપને છુટી મારી! હાં આ વખતે જે દેખાવ થયો તે વરણવવાને કોઇ કલમની તાકાદ નથી. હોમલા ખુંધાએ ટેબલ પરથી છુરી ઉંચકી અને પીરોજાનું જો ત્યાંજ અને તેજ દમે ખુંન નહીં થયું તો તે ફકત શીરીન અને રૂપાંબાઇની આજીજી, કાકલુદી, મીનતજારીભરી સમજાવતોનું પરીણામ માતર હતું!

હોમલો ખુંધો તે વખત તો લોહીનો ગોટ ગળી ઘરમાંથી બાહેર પડયો. તે શું મકસદથી બાહેર પડયો તે કોઇએ જાણ્યું નહી

બીજા હાથપર પીરોજા પોતાના ઓરડામાં ધસી ગઈ અને બારણું બંધ કીધું, એટલે એકાંતવાસ વચ્ચે તેણી પોતાનાં ઉસ્કેરાયલાં હૈયાંનાં આંસુઓને ખલાશી આપવા માંગે છે એમ સમજી રૂપાંબાઇ અને શીરીન પણ તે રાત્રે વગે સગે થયાં.

સહવારે ઉઠતાં પીરોજા તે ઘરમાં હતી નહીં. શીરીને ઓરડે ઓરડે તેણીની ખોલ ચલાવી પણ તે અભાગણી છોકરીનો પતો લાગો નહીં. તેણી પોતાના નાલાયક બાપનો જાલમ સાહ્યો રાતોવાહી તજી ગઇ હતી એમ દીસતું હતું, અને પાછલથી તેજ વાત ખરી પડી. તેણીનાં બિછાંણાંપરથી આંસુઓથી ભીંગાયલી એક ચીઠ્ઠી નીકલી, જેમાં ટુંકમાં નીચે મુજબ લખેલું હતું:—

"કદરદાન માતાજી અને વ્હાલી બેહેન,

આગ્ને ઘેર મારે માટે દોજખ છે વાસ્તે હવે હું અહીં ઠડી શકતી નથી. તમો મારે માટે રડતાં ના ને મારી ખોળ કરતાં ના. હું આપઘાત નથી કરવાની પણ હું તમોને હવે કદીઍ જીવતી મલી શકીશ નહીં. ખુદા તમો બંનેનો નીગેહબાન થજો—સલાંમ!

લા. દુ:ખી પીરોજા."

દુ:ખી પીરોજાની આ ચીઠ્ઠી ઉપર રૂપાંબાઇ અને શીરીને નવધાર આંસુઓ વરસાવ્યાં. તેઓ પીરોજા ગમે તેવી હતી તોબી તેને અતી ઘણાં ચાહતાં હતાં માટે તેણીનો ભયંકર વીયોગ તેઓથી તાંમોશ કરી શકાયો નહીં. તેણીએ જો આપઘાત નહીં કીધો હોય તો તેણી ક્યાં ગઇ હશે–કઇ રાહ અખત્યાર કીધી હશે તે એ બંને કમનસીબ મા દીકરીને કશું સમજાયું નહીં. તેઓનું એકે સગું હતું નહીં કે જેને ત્યાં તેણી ગઇ હોય એમ કલ્પી શકાય, જેથી આ જુદાઇ વધારે જાલમ થઇ પડતી હતી. તેઓનો કોઇ મદદગાર દોસ્ત ના હતો કે જે તે હુલડ છોકરીની પુઠે પડી તેને શોધી સમજાવીને પાછી લાવે, એટલે તે બંને લાચાર બાનુઓ ખુદા પાસ સબર માંગી રડતાં રહ્યાં, અને તેઓએ પોતાનાં દુ:ખ વચ્ચે જે દુવા ચાહી તે એજ કે પીરોજા કોઇબી પાપી રાહ અખત્યાર કરે તે કરતાં તેણી કોઇબી રવેસે મરણ પામે તો બેહેતર થાય.

જ્યારે હોમલા ખુંધાએ બીજી સહવારે જાણ્યું કે પીરોજા ઘરમાંથી ગુમ થઇ ગઇ હતી ત્યારે તે જાલેમે તેનો સઘલો દોશ નીરદોશ શીરીન ને રાંક રૂપાંબાઇ ઉપર નાંખી ઘરમાં ભારે તુફાંન

મચાવ્યું. તે બુરાએ જાહેર કર્યું કે પીરોજાને, તેની મરજી ને ફરમાનની સાંખે થતાં એ બંને અબલાઓએજ શીખાડયું હતું, અને તેણીને ઘર મુકી જવાની સલાહ પણ તેઓએજ આપી હતી. આ દુઃખપર ડાહામ હતો— એ આગમાં તેલ હતું, પણ એ સઘલાં દુઃખ મુંગે મોંઢે ખમ્યાવના બીજો ઉપાય શો હતો?

જ્યારે પોતાને મન પુરતી ગાલએલથી હોમલો ખુંધો તે બે અબલાઓને રડાવીને પરવાર્યો ત્યારે તેણે ઘરમાં સખત તાકીદ સાથ હુકમ ફરમાવ્યો કે પીરોજાનું નામ આજ પછી તે ઘરમાં કદીબી લેવાય નહીં. તેણે કહ્યું કે પીરોજા નામની તેની એક દીકરી છે એવો સંસારો વટીક પારકાં નહીં જાણે એવી રીતે તે બે મા દીકરીઓએ વરતવું, ને નહીં તો તે બંનેના ખુન રેડવાને તેણે ખુદાના કસમથી કસદ જાહેર કીધો.

તે દીવસથી પીરોજાનું નામ તે ઘરમાં જાહેરમાં બોલાતું બંધ થયું. બેશક એકાંતમાં તે મા દીકરીઓ પીરોજા વીશે તહરેવાર અટકલો કરી જુદાઇના બલાપાનાં બલતાં આંસુઓ પાડતાં, પણ જાહેરમાં પીરોજાનું નામ તેમના હોઠ બાહેર નહીં જવા પામતું હતું.

પીરોજાનાં એ રીતે ગુમ થવાને વરસ ઉપર વીટી ગયું ને તેના તરફના કશા પણ સમાચાર નહીં મલવાના સબબે શીરીન અને રૂપાંબાઇ તેને ખરેખાત હવે મુવેલી માનતાં હતાં. એ અરસામાં મને મારો મામો મેહેલાશાહ શેઠને ત્યાંથી પેહેલ વેહલો પોતાને ઘર લઈ ગયો, જ્યાં હું ઘણાક માસ રહયો પણ પીરોજાની હસ્તીથી બીનવાકેફ રહયો તેનું કારણ હવે વાંચનારને સમજાવવું પડશે નહીં. એક તો તેઓ મારા આગલ વાત કરતાં ને પીરોજાનું નામ લેતાં પકડાય તો ઘરમાં ખુંનામરકી થાય તેના ડરથી એ બંને મા દીકરીઓએ કદીબી એ વાત મારા આગલ છેડી નહીં, ને બીજું તો એ દુઃખ ભરેલી કેફીયત મને કહી નવેસરથી પોતે દુઃખી થવા ઉપરાંત હોમલા ખુંધાની પોતેજ એબ ઉંઘાડવાને એ બંને ભલી બાઈઓ શરમાતી હતી.

એ સઘલાં કારણોથી પીરોજાની હસ્તીથી હું તમામ અજાણ્યો રહયો, અને એ માટે જમસુ ચણાપાપડીની સંગતમાં પીરોજાને

જોઇ મેં તેને શીરીન માનવાની જે ઉલહાપ ખાધી તે વાંચનાર હવે સેહેલથી સમજી શકશે.

પણ પીરોજા જમસુ ચણાપાપડી જેવા બુરાની સંગતમા કેમ પડી, અને પોતાનાં બે પુરાં વ્હાલાંઓને છેક વીસારી હાડઆરી ભરયાં-હીણપસ્તી ભરેલાં મોતને ભરજુવાંનીમાં કેવી રવેસે આધીન થઇ તે સઘલું અતરે હજી કેહેવાનું છે માટે એ અભાગણી છોકરીની તે દુઃખ ભરી કાંહાંણીનું બ્યાંન હજી બાકી છે.

---

## પ્રકરણ ૪૫ મું.

### પીરોજાની કાંહાંણી (ચાલુ.)

જેમ હદ બાહેર લાડથી બચ્ચાં બીગડીને વીખરી જાય છે તેમજ માબાપોએ ગોખી રાખવું છે કે હદ બાહેર ધાક ને ત્રાસથી પણ બચ્ચાંઓપર માઠીજ અસર થાય છે. એ રીતે હોમલા ખુંધાનાં બંને છોકરાંઓપર તેના એ ઘાતકી ધાકની બુરી અસર નહીં ઉતરી તો તે ફકત તેની ભલી બાયડી રૂપાંબાઇની તેનાં બચ્ચાંની તરબીયતની ખરી આવડને લીધેજ હતું એમ મારે જણાવવું જોઇએ. જ્યારે હોમલો ખુંધો હદ વનાના ધાક ને ઘાતકી મારફારડથી તેનાં બચ્ચાંઓને બેજારી આપતો હતો, ત્યારે રૂપાંબાઇ તેની ગેરહાજરીમાં ઘટતા લાડ ને છાજતા પ્યારથી તે નીરદોશ બાલકોને પટાવી લેવા અને હસાવી લેવાને તાકીદ રાખતી હતી. આ ભલી કાલજીનાં પરીણામમાં થયું એમ કે શીરીન પોતાના બાપની હેવાંનીયત ચાલ સબુરીથી સહન કરતાં શીખી, અને પોતાના ગુસ્સાને કાબુમાં રાખવાની અગત સમજી શકી, કે જ્યારે પીરોજા તેની માતા તરફ પુરતી ફરમાનબરદાર રહેવા છતાં તેના નાલાયક પીતા તરફ તાબેદાર રહેવાની પોતાની ફરજ મુતલગ પીછાંણી શકી નહીં. પીરોજા એક એવું બચ્ચું હતું કે જે જો તેનો બાપ સહન શક્તિની સઘલી હદ ઓલંગી જવા જેટલો ઘાતકી નહીં થાત તો વીખરી અથવા ઉખરી જતે એમ નહીં બનત, પણ તે બાપેજ તેણી જે હતી તે તેણીને બનાવી મેલી એમ કહેવામાં લેશ પણ સહરાગત નથી.

એ બંને છોકરીઓને બાહેર બહરવાસ ફરવા હરવા જવાંની પણ છુટ ન હતી. તેઓને એક પાંજરામાં ઘાલેલાં પશુની પેરે ઘરમાં

ગાંધી રાખવામાં આવતી હતી, જેથી પીરોજા તેણીના બાપની ગેર-હાજરીનો છુપો લાભ લેવાની તક શોધતી હતી, અને કેટલીક વાર પોતાની માસે બજીદ થઇ એકલી ફરવા હરવા જતી. શીરીન આ ગેરકાયદે વરતણુંકમાં સામીલ થવાને સદા સાફ ના પાડતી, એટલે પીરોજાની નજરમાં શીરીન તદન હીચકારી અને હદ બાહેર તાબેદાર જણાતી, અને તે માટે વારેવારે પીરોજા શીરીન સાથ-અહડીવટીક પડતી. એવી વખતે શીરીન સદા નાંખતી કરતી, અને તાતા સ્વભાવની એ પોતાની અભાગણી બેહેનને સમજાવીને શાંત કરવા અને તેણીની સુદ્ધ ઠેકાંણે લાવવા તેણી બનતું એટલું કરતી. ગરીબ રૂપાંબાઇ સુડી વચ્ચે સોપારી હતી. તે નહીં પોતાનાં બચ્ચાંઓને લઇને સ્વતંત્ર સતાથી બાહેર બહરવાસ જઈ શકતી, નહીં તેને તેમ કરવાને તેની લઠડી પડેલી તનદરોસ્તીથી તક મલતી, કે નહીં તે પોતાની છોકરીઓને એકલી મોકલવા રાજી થતી, અથવા પીરોજા જીદ કરીને એકલી બાહેર જઈ આવવા પછી નહીં તે તે વીશે પોતાના ખાવંદ આગલ ફરીઆદ કરી શકતી!

આવી હાલતમાં પીરોજા બગડતી ચાલી. તે પેહેલાં કોઇ કોઇ પોતાની સહીયરો સાથે ફરવા જવા લાગી, પણ તેના સ્વભાવે તેને કોઇસે નહીં બનવાથી પછીથી એકલી જતી થઇ, અને તેમ કરતાં એક દીવસ અકસ્માતે તેણીને જમસુ ચણાપાપડીસે ઓલ-ખાંણ પડી. પીરોજાના હાથમાંથી એક રૂમાલ સરી પડયો, અને તેની કાંઇ ખબર નહીં રેહવે તે ચાલી જતી હતી તે તકનો લુચ્છા ચણાપાપડીએ લાભ લીધો, અને ગ્રહસ્થ આસામીનો સાધુ દેખાવ કરી તેણે તે રૂમાલ આપતાં ભોલી પીરોજાસે ઓલખાંણ કાઢી. પીરોજા આ ઠગારા લુચ્છાની લટરાજખોર વાતચીતપર ભોલાઇમાં ભોલવાઇ ભુલવાઇ—ઠગાઇ. તે કોણુની બેટી હતી તે વીગેરે તે દીવસે ઘરે જવા આગમચ તેણીએ વિશ્વાસથી જમસુને કહ્યું, એટલુંજ નહીં પણ બીજી સાંજે ક્યાં મલી શકશે તે સાકરનાં પરમાં જમસુએ પુછી લેવાથી તે પણ તેણીએ કહી દીધું.

બીજી સાંજે જમસુ પીરોજાની ફરવા જવાની જગ્યાએ તેને મલવા તૈયાર ઉભેલો હતો, અને પીરોજાની નજરમાં જમસુ એક એવો તો સારો આસામી દીસ્તો હતો કે તેણી તેનાસે બે ઘડી વાત ક-

રવામાં કશું ખોટું કરે છે એ તે દેખીતી આંખના અંધાપાને આધીન જોઇ શકી નહીં. પીરોજા મેં આગલ કહ્યું છે તેમ જેટલી ઉછાછલા જીવની તેટલીજ બેવકુફ હતી, અને તેથી તેણી જમસુના ઠઠેરા ને બોલવાની લભાંસ ઉપર મોહી પડી. તે એ પછીથી એકલી પડતી ત્યારે જમસુ ને જમસુનોજ વિચાર કરતી, અને એવા એક ભરથારને પરણવામાં કેટલું બધું સુખ છે તેનો નાંદાન અક્કલે ગંભીર ઘોર કરતી. આગલ તે કોઇ કોઇ વાર કજીઓ કરીને એકલી ઘરમાંથી જતી—હવે એવું રોજનું થઇ પડયું ને રોજનું થયું માટેજ તે સાધારણ થઇ પડયું. શીરીન અવાર નવાર જો કદી તેની સાથે જતી તો તે દને જમસુ દુરથી પોબારા માપતો અને ત્યારે પીરોજા શીરીન સાથ તહરેવાર છીટા બાંહણાં શોધી ઘરે આવતી, ને ફરી શીરીન સાથ જવાનું નહીં પાલવવાની બોંહોંસ લઇ બેસતી.

જમસુએ પોતાને પીરોજાની આગલ વાડી ગાડીવાલો બોલખાવ્યો હતો, અને તેને ઇનસાફ આપવા મારે કહેવું જોઇએ કે તે બીલકુલ ખરૂં હતું તે લુચ્છાને હરાંમનો આઈતો દલ્લો મલી ગયો હતો. તેનો એક નાવારેસ કાકો મરી ગયો હતો, જેણેબી કાંઇક રાંડીરાંડોને રડાવી ખુબ પૈસો એકઠો કીધો હતો. આ પૈસો તેને મલ્યો હતો ને તે ઉપરાંત તે પછી તે પૈસો તેણે જુગારના વેપલામાં રોકયો હતો જ્યાંબી નસીબે તેને ધુમ યારી આપી હતી, અને તેનાં પરીણામમાં એ લુચ્છો જેમ ભારે ધનવાંન થઇ આજકાલના પૈસાવાલા શેઠયામાં ખપતો હતો, તેમજ દુર્ગુણી, કુછંદી અને હેવાનીયત હવસોથી બાલેબાલ અને રગેરગ ભરેલો પણ થઇ પડયો હતો.

જમસુ પીરોજાને મલવા આવતો પણ પોતાની વાત કે વર્તણુકમાં તે કદીબી અમર્યાદશીલ થતો નહીં, અને તેથીજ તે એ ભોલી છોકરીનું રૂડું મત મેલવી શકયો હતો. પીરોજા ઉછાછલી અને બેવકુફ હતી એ ખરૂં, તે જલદી ઠગાઇ કે ભોલવાઈ જાય એવી હતી એ પણ ખરૂં, પણ તેની નીતી હલકી અથવા વાસના લેશ પણ બુરી ના હતી, માટે લુચ્છા જમસુને તે જો લગાર પણ અઘટીત આચરણમાં જોતે તો તે તેનો પલ્લો એકદમ પડતો મેલતે એમ માનવાને વેહેમ પડતો નથી; પણ

એવું જણાય છે કે જમસુ પીરોજાનો એ ખવાસ ખુબ રવેસે પામી ગયો હતો, ને તેથી ઘણી તપાસથી તે ચાલતો હતો. તે બને ત્યાં સુધી. ફકત પોતાના ઠઠેરાથી પીરોજાને આંજી નાંખવા માંગતો હતો. તે આજે જો લાલ ઘોડાની ગાડીમાં આવતો તો કાલે સફેદ ઘોડો ફડકાવતો, ને આજે જો ફેટનમાં આવતો તો કાલે બ્રોહામનો તાપ બતાવતો. તે રોજ દગલા ને પાઘડી બદલતો, ને તહરેવાર ફરમાસુ બીલીયાંણોની ઝકઝક કરતી વીટીઓબી તે અદલ બદલ કરતો જતો. તેનો સઘલો પોશાક કીમતી—તેનો રોબ ભારે અને તેનો અક્કડ પાર વનાનો હતો, અને કમનસીબ પીરોજા એ સઘલાં ઉપર હેરત રહી લોભાઈ લોભાઇ જતી હતી.

જમસુ ચણાપાપડી પરણેલો હતો અને તેની એક સદગુણોથી ભરપુર અને ગુલાબ જેવી ખુબસુરત ઓરત હતી, પણ એ હીણાં કરમના હેમકને એ પેહેલી પંકતીનું સુખ સૃજેલું હતું નહીં. તે પોતાની એવી લાયક બાયડીથી વેહેલો કંટાલ્યો, અને જે સંગીન સુખ સદાનું તેના પાસ પડેલું હતું તે મુકી તે બીજાં તકલીદ સુખની શોધમાં દોડતો ફરતો હતો. એ પોતાની હીણી ચાલમાં ફાવવા તે બુરો પોતાની અશરાફ ઓરતપર એવો પાર વનાનો જુલમ ગુજારતો હતો કે તે છોકરીનાં માબાપે પોતાની બેટીને પોતાને ઘર તેડી લીધી હતી, અને એ બંને માટી બઇએરો બંનેની હૈયાતી છતે પરસપર રંડાપો ભોગવતાં થયાં હતાં. તેઓનો સંબંધ જ્યારે જમસુએ પીરોજાની સાથે ઓલખાંણ પાડી ત્યારે નો ઘણાંક વરસોનો તુટેલો હતો, અને તે એટલી હદ સુધી તુટેલો હતો કે ફકત તલાક મેલવી છુટાં થવાનુંજ બાકી રહ્યું હતું.

એવી રીતના રંડાપા ભોગવનાર કજોડાં જોઇએ તે કરતાં વધારે હશે એમ માનવાને મને વેહેમ પડતો નથી. પારસીઓમાં લગન કરવાની રીતી એટલી ભુલ ભરેલી છે કે એવાં કજોડાં જોઇએ તે કરતાં વધારે બંધાઇ જતાં હશે એમ માનવાને સેહેલ થઇ પડે છે. ઘણું કરીને માબાપ પોતાતાનાં દીકરા દીકરી માટે સુખ દુ:ખનો ભાગ્યો જોઇ કાઢે છે, અને તેમ કરવામાં તેમના ગુણ એકમેકને પેશ પડતા ઉતરશે યા નહીં તે અને તે વગેરે હજારો બારીક તેહેકીક કરવાનું પડતું મેલવામાં આવે છે, જેમ થવે તેવાં લગનો સઘલાં સુખી નીવડી શકે એ માનવું માહાલ છે.

જમસુ અને પીરોજાની પીછાંણુ વધતી ચાલી ને તેણે દોસ્તીનું રૂપ પકડયું. આ દોસ્તીને દરમ્યાંન પીરોજા તેણીને પોતાનો ધણો વિશ્વાસ આપતી ગઇ. તે પોતાની હાલત અને તેના બાપના ખવાસ વગેરેથી તેને વાકેફ કરતી ગઇ, અને જમસુએ આસ્તે આસ્તે—તેણી એકદમ ભડકી નહીં જાય તેમ તેનાં ભેજામાં તેનું ઘર તરક કરી જવાના વિચારો ઉભા કરવા માંડયા. એ વિચારો ઉભા કરવાની જમસુની સઘલી સીફત છતે પીરોજા તેનો ખ્યાલ થતાં હેબતી ગઇ, પણ જમસુએ તેને તકરારથી સમજાવ્યું કે એવા એક ઘાતકી બાપના દરેક જુલમાતને આધીન થવામાં તાબેદારી નહી પણ બેવકુફાઇ છે, અને તેવો જુલમાત છોડી જવામાં કાંઇજ નહીં પણ પોતાને ઇનસાફ આપવા સરીખું છે. વલી તેણે તેને સમજાવ્યું કે તે તેણીને ઘણો ચાહે છે પણ મુંબઈમાં તે તેને પરણી શકશે નહીં, કેમકે તેના દરજજા પ્રમાણે તે એક એવા માણુસની છોકરીને પરણે તો ત્યાં તેની ભારે હસી થાય, પણ જો પીરોજા તેનાસે પુણે નાહસી આવે તો ત્યાં પણ તેના વાડી બંગલા છે અને ત્યાં તે તેનાસે પરણીને પછી તેને પોતાની મોહરદાર કરી મુંબઇ લાવશે, કે જ્યારે કોઇનું કશુ ચાલવાનું નથી ને તેઓ સુખી થઇ શકશે.

આ બેવકુફીભરી તકરાર પીરોજાનાં ધ્યાંનપર ઉતરી (કેમકે તે જમસુને કુંવારોજ સમજતી હતી) પણ તે ઉપર તુરત અમલ કરવાને તેણીની હામ ચાલી નહી. એ ઉપરથી તેણે જમસુ સાથ મસલત કરી કે હવે પછી જો તેનો બાપ નવી રવેસે તેને મારફાડ કરશે તો તે જરૂર તેનું ઘર મુકી આવશે, ને તેવી વખતે જમસુને કયાં ને કેમ મલવું તે તેનાસે તેણીએ નક્કી કરી લીધું.

એ ખરાબીની શરૂઆત હતી, અને એક ઉછાછલી બેવકુફ છોડીએ નાખેલા એવી ખરાબીના પાયાનું સેવટ ખરાબી વના બીજે કોઇ રસ્તે ઉતરવાનું છે?

એ પછી પીરોજા ને તેના બાપ વચ્ચે જે છેલ્લી પંચાત આપણે ગયા અંકમાં વાંચી ગયાં છીએ તે થઈ, અને તેજ રાત્રે આપણે જોયું તેમ પોતાની મા અને બેહેન પર એક કાગલ લખી એ અભાગણી છોકરી જમસુ જેવા એક માહા ખુરાને પીછાંણ્યાં

વગર તેની કુમકપર કુદી પોતાને આસરો આપનાર ઘર રાતોવાઇ તજી નીકલી !

તેણી જમસુને જઇ મલી અને બીજે દને સાંજ થવા પેહેલાં તો તેઓ પુનામાં નવાં જુનાં થઇ ગયાં.

જમસુના પુણામાં જુદે જુદે નાંકે ત્રણ બંગલા હતા, અને મારે જણાવવું જોઇએ કે તે ત્રણે એકાંતમાં રસ્તાઓપરજ આવેલા હતા; આ માંહેથી જમસુએ પીરોજાને માત્ર બેજ બંગલા જણાવ્યા, જ્યારે એક ત્રીજો ખાનગી રાખવાની તેની શી મતલબ હતી તે આપણે આપણી વારતામાં આગળ જોઇશું.

કમબખ્ત પીરોજા ! તેને આ બુરાઇની રાહ ઉપરથી બચાવી લેવા કોઇ ધાર્મીક રાહનુમા મલ્યો નહીં. તે છતા બાપે બાપ વનાની હતી, અને તેથીજ તેણીની પુઠે પડી તેને બચાવી લેનાર કોઇ બીજું બાકાત મલ્યું નહીં. પીરોજાને જમસુમાં વિશ્વાસ હતો અને તે તેનાસે પરણીને જલદીજ મોહરદાર થવાની ઉમેદમાં હતી, અને એ ઉમેદે તેણીની સઘલી ખરાબી કરી.

---

## પ્રકરણ ૪૬ મું.

### પીરોજાની કાંહાંણી. ( ચાલુ )

જમસુ તેને પુણે લાવવા પછી પરણવાની વાતમાં રોજ હીલ્લાં ખાંહાંણાંથી ઉડાવતો, અને પછીથી રફતે રફતે પોતાના ખરા રંગમાં પ્રગટ પડતો ગયો. પછીથી તે પરણવાની વાત નીકલતાં ખડખડ હસી પડતો, અને કેહતો કે લગન તો એક જુસરી છે અથવ ઘણું તો એક પ્યારનો પરવાનો છે, પણ એવા પરવાનાની આપણુનો જરૂર નથી તો પરણીને કરવું છે શું ? પીરોજા આ તકરાર મંજુર રાખી શકી નહીં, પણ મંજુર રાખો યા ના રાખો પણ હવે બહુ અસુરૂં થયું હતું. તે તે બુરાને રડીને, વીનવીને કે ચીરડાઇને પણ તેણીને નેકાથી પોતાની મોહરદાર બનાવા તાકીદ કરતી, પણ તે સઘલું લુચ્છો જમસુ હસવામાં કાઢી નાખતો !

અને હવે જે પગ ઉછાલી પાપનું પગલું એ બેવકુફ છોકરીએ ભર્યું હતું તે માટેનો પસ્તાવો તેને શરૂ થવા માંડ્યો, અને

પોતે કેવા ઠગારાના હાથપર ઠગાઇને પોતાના સંસારની ધુલ મેલવી આવી હતી તેનો તેણીને દુઃખભર્યો અભ્યાસ થવા માંડયો. તેને તેની માનીતી મા અને વાહાલી બેહેન યાદ આવતાં, અને ત્યારે તેણી રડીને પોતાની આંખો સુજાવતી. તેણી જોતી કે હવે એટલું અસુરૂં થયું હતું કે હવે તે પોતાનાં તે બે પ્યારાંઓને પોતાનું કાલું મોં તો શું પણ પોતા તરફનો એક કાગલનો કટકો વટીક બતાવી શકવાની નથી, કેમકે તેણીએ પોતાની પાકજાદ માતા અને ફીરેસ્તા ખસલતની બેહેનનાં નામને અતી ઘણું નરસ લગાડી હીણપસ્તીની કાલી ટીલી પોતાને કપાલે ચોંટાડી હતી, અને એમ થવાનાં પરીણામમાં તે સદાની હીણાયલી, હારેલી, હાડમાર થયલી, હીણપસ્તી પામેલી પોતાના બાકીના દુઃખના દહાડા પુરા કરવાની હતી.

અને એમ હતું માટે ભલા ભુંડા પણ જમસુને વલગી રેહવા વના બીજો છુટકો ના હતો. પોતાનાં કમબખ્તને શરણ થઇ એ બુરાની ઓથે પડી રહેવું અથવા તો આપઘાતથી પોતાની એ પીડીત જીંદગીનો છેડો લાવવો એ બે રસ્તા તેણીની પાસ ઉઘાડા પડેલા હતા, અને છેલ્લાથી ડરી જઈ પેહેલાને તેણીએ પોતાનો કરવાનો કસદ કીધો.

વાંચનાર જાણે છે કે બેહેલાબોગાના ધનજીશાહા શેઠને ઘર જ્યારે હું નોકરી હતો અને તેને ત્યાંથી જ્યારે એક લગનમાં મારા શેઠ શેઠાંણી સાથ ગયો હતો ત્યાં મેં પીરોજાને પેહેલી જમસુ સાથે જોઈ હતી. તે વેલા તે પણ પુણામાં નવી સવી હતી, અને તેથી જમસુને જેઓ ઓલખતાં હતાં તેઓ પીરોજાને નહીં ઓલખી અચરત થતાં હતાં એ સ્વભાવીક હતું. યાદ આપવાની જરૂર નથી કે લગનમાં એક ગ્રુપ વચ્ચે એઓ વીશે જે વાતચીત ને ટીકા ચાલતા હતા તેણેજ એઓ ઉપર મારૂં ધ્યાન ખેંચ્યું હતું, અને ત્યારેજ પીરોજાને શીરીન સમજવાની મેં પેહેલી ઉલઠાપ ખાધી હતી. તે પછીથી જ્યારે હું ગુલાંબાઇને મલવા નાદરશાહ માસ્તરના બંગલા તરફ ગયો હતો ત્યાંથી પાછો ફરતાં મેં તેણીને જમસુ સાથ ગાડીમાં જતી જોઇ હેતી. તે વેલા તે હસી હસીને જમસુ સાથ વાત કરતી જણાતી હતી, જ્યારે મારાં "શીરીન" કરી બુમ મારવાથી તેનું ધ્યાન ખેંચાયું હતું ખરૂં, પણ તે મને નહીં પીછાંણી

શકવાથી અચરત થઇ હતી; તેમજ વલી 'શીરીન' નામની પીરોજાને યાદ આપવાથી (તેણીનાં લખી જવા મુજબ) પસ્તાવાનો કીડો નવાં જોર સમેત તેનું જીગર કોરી નાંખવા લાગ્યો, ને થોડીક પલ શીરીનની ભલાઇ સાથ પોતાની બુરાઈની સરખાંમણી કરી તે જીવતી બલી મરવા લાગી હતી.

એ પછી હું પુણામાં ખરેખર શીરીનનેજ મલયો હતો. ધનજીશાહા બેહેલાબોગાને ત્યાંની નોકરી જવા પછી હું શાપુરજી કંટ્રાકટરને ત્યાં નોકરીનું નક્કી કરી આવ્યો તે સાંજે એક કાપડીયાની દુકાંન આગલ શીરીનને મેં ઉભેલી જોઇ હતી તે વાંચનારને યાદ હશે, ત્યાં શીરીનને તેનો બાપ લઈ આવ્યો હતો. તેઓને કશુંબી ખબર ન હતું કે પીરોજા તેજ શેહેરમાં છે. તેઓ ફકત ત્યાં બેજ દીવસનાં આવેલાં હતાં ને બીજા એકાદ રોજમાં ત્યાંથી પાછાં ઉપડી જવાનાં હતાં. શીરીનનાં લખવા મુજબ તેના બાપે એક દહાડે એકદમ તેને તૈયાર થવાનો હોકમ આપ્યો, અને પુણે જવાની તૈયારીઓ ફરમાવી. તે તેણીને પુણે શું કામ લઇ જતો હતો તે તેને અથવા તેની માતાને વડીક તેણે કેહેવાની જરૂર જોઇ નહીં. એવા જાલેમ સાંબે અવાજ વડીક કેમ કઢાય? શીરીન એટલા માટે તેની મકસદ જાણ્યા વીના તાબેદારીનું સર નમાવી તૈયાર થઇ, ને હોમલો ખુંધો તેને પુણે લાવ્યો. તેની બીજે દહાડે તે તેણીને એક ઠેકાણે જઇ જવા નિકલ્યો અને ત્યાં લઇ જતાં રસ્તા ઉપર પોતાના એક ઓલખીતાને દુકાંનમાં મલવા ગયો ત્યારે શીરીનને બે ઘડી બાહેર ઉભી રાખી ગયો. એ અરસામાં હું શીરીનને મલ્યો હતો ને શીરીને મને ઠોકાંના લેહેકાથી પ્યાર સમેત પાસે તેડયો હતો તે વાંચનારને રોશન છે. શીરીન સાથ પાધરી વાત કરવાને એ વેલાએ મને બન્યું ન હતું કેમકે શીરીને તેના બાપને મને દુકાનમાં ઉભેલો બતાવ્યો હતો, તે છતાં મેં તે તેની માતાને કયાં મુકી આવી તે જ્યારે પુછયું ત્યારે તે સવાલ તે નહીં સમજી શકી હોય એવો જે તેણીએ દેખાવ કીધો હતો તે કુદરતી હતો એમ આજે મને સમજ પડયું. શીરીન ખરેખર એ મારો સવાલ નહીં સમજી શકી હતી. ક્યાંથી સમજે?

તે ખુલાસામાં મને વધારે ખુલાસાથી પુછવા જતી હતી તેટલાંજ હોમલાને બાહેર આવતો જોવાથી તેણીએ મને ત્યાંથી

ગભરાતમાં નહસાડી દીધો હતો, એટલે ખુલાસો મેલવવાની જે એ એકપુરી તક હતી તેબી જતી રહી હતી.

શીરીનને ત્યાંથી હોમલો ખુંધો કોઇ પોતાના જેવાજ દેખાવલા આદમીસે મુલાકાત કરાવા લઈ ગયો હતો. તે કોઇ ફુગાયલા દેડકા જેવો કદરૂપો પારસી હતો અને તેનું નામ ભીમ તાડીવાલો કરી હતું. હોમલાએ શીરીન ને ભીમની ઓલખાંણ કરાવી, અને શીરીનને ઇસારતના ધાકથી સમજાવ્યું કે ભીમ સાથ તેણીએ ખુશ મીજાજે વાતો કરવી, ત્યારેજ શીરીનને સમજ પડયું કે તેનો બાપ કાંઇ ઉંડાં પાંણીમાં રમતો હતો. પાછલથી ખબર મલવા મુજબ આ ભીમ એક રાંદેલ્યો હતો ને તાડીમાં ખુબ પૈસા પેદા કરી પુણે આવ્યો હતો. તે ચાર વાર પરણ્યો હતો ને તે ચારે બાયડીઓ મરી ગઇ હતી. જે બંનેને પેટનાં તેને હાલ નાનાં મોટાં તેર છોકરાં હૈયાત હતાં. તેઓમાં વડા દીકરાની ઉમર ૩૦ વરસની હતી, અને ૫૫ વરસની ઉમરે ભીમ તાડીવાલો ફરીથી પાંચમી બાયડી કરવા નીકલ્યો હતો, એટલુંજ નહીં પણ તે મગજનો ચસકેલો તે વખતે વલી કોઈ જવાંન છોકરી શોધતો હતો! તે વેલા શીરીનની ઉમર ૧૭ વરસની હતી, ને એ દેલરૂબા બેટીનો ભોગ આ ૫૫ વરસના અઢોર અરધા ઘેલા એબીયલને આપવા તેણીનો બુબખ બાપ તૈયાર થયો હતો!

પણ શીરીનનાં સારાં ભાયગે તેના બાપે કરવા માંડેલું આ કારજ સફલ થયું નહીં. તેને કાંઇ ઓછું પડયું કે શું તે તેણે એ વાત વધારી નહીં, ને બીજેજ દને તે ફુફુડેલો ચટકેલો પોતાની બેટીને પાછો મુંબઇ લઈ ગયો, એટલે એ વાત ત્યાંજ દબ પડી.

બીજા હાથપર શીરીનને કાપડયાની દુકાંન આગલ મલી જવા પછી બીજી સહવારે જ્યારે શાપુરજી કંટ્રાકટરને ઘરવાલી મારી નવી નોકરીપર હું જવા નીકલ્યો, ત્યારે એક જાંણીતાં હાટેલ આગલ ઉભેલી એક બ્રોહાંમમાં મેં ત્રીજી મરતબે પીરોજાને જોઇ હતી. આ વખતે વલી હું પીરોજાને શીરીન સમજી ગભરાઇ ગયો, અને તે વખતે જમસુએ મને કોઇ દેવાંનો સમજી હેડે પટકયો ત્યારે પીરોજા હસી નહીં હતી પણ મારાં ગભરાયલાં મનમાં હું તેણીને પણ હસતી સમજ્યો હતો—સાંબો પીરોજાએ મને "પેલાજ કોઈ" તરીકે પીછાણ્યો હતો કે જેણે રસ્તામાં શીરીનને નામની બુમ પાડી

તેને ગમખાર બનાવી હતી, અને આજેબી તે મને ફરી જોતાંને હું તેને શીરીન સમજ્યો તે જાંણતાં વલી ગમખાર અને દુઃખી બની ગઇ હતી.

કોણ કેહશે જે દીલનો દુઃખ જખુન નથી? ગમે એવી મોજ વચ્ચે કોઇબી માહા બુરાં દીલને પસ્તાવાની આગથી બલતું કરવાને ફકત સદગુણની રાહ ચુકવાની પેહેલી મુરખાઈની એક ધીમી યાદની આંચજ બસ અને બસ કરતાંબી વધારે છે.

ઉપલી વેલાએ જોવા પછીથી મેં પીરોજાને ફરી જોઇ ન હતી, અને તેથી હવે એક કુદકે મારે વારતાના તે ભાગ ઉપર આવવું છે. કે જ્યારે જમસુ ખુરશેદની નવાઝને પોતાના એક એકાંત બંગલામાં ફસાવી લઇ ગયો હતો. પીરોજાથી જમસુએ આ એક સૌથી એકાંત બંગલો છુપાવ્યો હતો તે ફકત પોતાનાં લેયાનતી કામો પીરોજાથી હરૂસે અતરે ચલાવી શકવાને માટેજ હતું, પણ તેણે એ પોતાની બદકારી જેટલી છાંની રાખવા માંગી હતી તેટલી છાંની તે રહી શકી નહીં હતી. જમસુના કોચમેનથી તે સઘલા નોકર નફરો પીરોજાના હોકમને તાબે હતા, અને તેથી તેઓને પૈસાથી પોતાની પક્ષમાં જીતી લઇ જમસુની સઘલી બુરાઇઓથી તેની વાકેફગાર થતી હતી. આથી જમસુ સાથ તેને રોજના ફેસાદ થતા હતા, અને રોજ કોઇબી જોખમે જમસુને મુકી જવાની તેણી ભપકી કરતી હતી. એમ કરતાં જે દીને નવાઝ સપડાઇ ગઇ તે દીને તે વાતની કોઇએ આગમચથી જઇને પીરોજાને ખબર આપી, ને પીરોજા આ વેલાએ ખાસ ગાડી જોડાવી તે પાપનાં ધામમાં તદન વેલાસર જઈ પોંહોંચી. ત્યાં જઇ તેણીએ કેવા રોબથી નવાઝને છુટી કરી તે સઘલું વાંચનાર વીગતે જાણે છે એટલે અતરે નવી રવેસે લાંબુ કરવાની અગત નથી-

નવાઝને છુટી કીધા પછી જમસુ ને પીરોજા વચ્ચે સૌથી મોટો કજીઓ થયો ને તેઓ તેજ રાતે છુટાં પડયાં. એમ છુટાં પડવા છતાં પીરોજા હજી જમસુનેજ આસરે હતી, પણ એક જુદા બંગલાંમાં રહી જમસુને મલવાને સાફ ના પાડતી હતી.

શી કંગાલીયત! પીરોજા નોકર નફર વાડી ગાડી, રાચરચીલાંવાલી હતી-પૈસા જે અને જેટલુંબી સુખ મેલવી આપે તે સઘલું તેણીના પગની ખાક ચુમતું પડેલું હતું, અને તોબી પીરોજા

એક મજુરની ઓરત કરતાં વધારેકમ નસીબ, વધારે કંગાલ-વધારે દુઃખમાં ડુબેલી હતી એમ કેહેવામાં કશી પણ સહરાગત*છે? તે સ્વતંત્ર છતે એકેક એકાંતમાં પડેલી કેદી હતી-તે પાપમાં પડવા પછી પાપથી કંટાલેલી અને દીન ઉઞે પોતાના નવજવાંન પ્યારા જીવથી પણ વધારે ને વધારે કંટાલતી ચાલતી હતી. તે વગર શરમાવે કોઇબી જાહેર મેલાવડાઓમાં સાંમલ થઇ શકતી હતી નહીં, અને જ્યાંબી જતી ત્યાંથી હરધ્રુત થઇ બેહોરમતી સાથે પાછી ફરવાની દરેક પલે દીલમાં ધાસ્તી વસાવતી! હું પુછું છું કે કેઇ અબલા કેહેશે કે પીરોજા એક ગરીબમાં ગરીબ મજુરની હકદાર ઓરતથી દશ હજાર દરજજે નાબેહેતર કંગાલ નહીં હતી?

નવાઝની ગરબડ પછી પીરોજાને જમસુનાં પાપના બીજા દમપરદમ પુશકલ પુરાવા મલતા ગયા, અને તેણે તેણીની સઘલી ધીરજ ઉઠાડી દીધી. જે કંગાલ બુરાની પતરાજખોર લટરાજ ઉપર તેણી વીશ્વાસથી વહવાઇ હતી તે એવો અને એટલો અધમ બુરો છે એવો તેણીનો અતી અસુરો અભ્યાસ થવા પછી તે તેણી સુતલગ તામોસ કરી શકી નહીં, અને તેથી તેનું આપેલું સઘલું તકલીદ સુખ ઠોકડે મારી તે તે પાપનું મકાંન ને તે પાપીનો પલ્લો મુકી જવા તૈયાર થઇ!

તે કયાં જશે?

રડતી ચશમોએ ને દુઃખથી ઉભાતી છાતીએ હવે કયાં જવું તેનો તેણીએ પોતાના એકાંત ઓરડાનાં એક ખુણામાં ગંભીર ઘોર કીધો, ને પુણાની પાસે સતારામાં તેનો એકજ દુરનો ખેશી હતો તે તેને યાદ આવ્યું. તે મારો હાલનો શેઠ નશરવાંનજી ડાકટર હતો આ ડાકટર હોમલા ખુંધાના કાકાનો છોકરો થતો હતો એમ પીરોજાને ખબર હતું-જોકે તેને તેણે કદી જોયો વટીક નહીં હતો! પીરોજાએ પોતાની મા બેહેનને જઇ મલવા કરતાં આ પારકાનો આશરો શોધવાનું વધારે ડાહપણ ભરેલું જોયું, કેમકે પોતાનાં ઘરમાં આવી પાપી હાલતે પોતાનાં માબાપની સામે જવાને તેણીને કોઇબી પ્રકારે હીંમત આવી શકીજ નહીં. તેણીએ ધ્રુજતે હાથે એટલા માટે પોતાની સાચ્ચે સાચ્ચી વીગત લખી નશરવાંનજી ડાકટરનો આશરો ચાહયો. તેમાં તેણીએ પોતાની નામોશીની વાત*

કબુલ કરી અને જણાવ્યું કે હવે તેણી ઝાઝું જીવે એવું લાગતું નથી, મોરેજ કોઇ ખેશીનાં ઘરમાં જઇ મરવાને તેને ઉમેદ આવતી હતી. તેણીએ તે ડાકટર પાસ પોતાનાં માત પીતાથી છુપો આશરો માંગ્યો, અને ડાકટરે પોતાની ધણીઆંણી સાથ મસલત કરી તે આપવા કબુલ કરયું. ડાકટર દીલનો દયાળુ હતો એ વાંચનારને રોશન છે, અને તેથી પોતાનાં જે સગાંને કોઇ દહાડો યાદ બટીક નહીં કરેલાં અથવા જેઓ મરે છે યા જીવે છે તે જાંણવાની કદી કનવાર પણ નહીં કરેલી તેઓ માંહેલાં એકને પોતાનાં મકાંનનો આશરો આપવાની તેણે તુરત અગત પીછાંણી. વલી ડાકટર તેને તેનાં માત પીતાથી છુપો આશરો આપવા તૈયાર થયો હતો તે એટલા માટે કે સેહેજ દીવસમાં તેને સમજાવી તેનાં માતપીતા સાથ સલ્લાહ કરાવી તેને ઘર મોકલી આપવાની તેની મકસદ હતી.

પણ પીરોજાએ જમસુ સાથ નાહસી જઇ પોતાનાં નામને નરસ લગાડયું હતું એટલે તેને તેની મરજી મુઆફેક છુપી રાખવાની ડાકટરે ગોઠવણ કરી. તેને જાહેરમાં રાખી લોકમાં ચરચા ફેલાવા ને પોતાને પણ ખરાબ નહીં લાગવા દેવાના હેતુથી ડાકટરે પેહેલા માળા ઉપર એક ખાસ ઓરડો તૈયાર કીધો, પીરોજાની માવજત અને મદારત માટે એક વિશ્વાસુ આયા રાખી, અને પછી તેને છુપી તેનાં ઘરમાં બોલાવામાં આવી. તેને છુપી રાખવી હતી એટલે છુપીજ લઇ આવવામાં આવી, અને પીરોજા જમસુને પોતાના એ ઠેકાવની કશીબી જાંણ આપવા વના તેનાં પલીદ મકાનમાંથી બાહેર પડી.

---

## પ્રકરણ ૪૭ મું.

### પીરોજાની કાંહાંણી (ચાલુ)

તે તે ઘરમાંથી બાહેર પડી ત્યારે ઘણી માંદી પડેલી હતી. તેનાં મનની ચિંતા અને હાયદાયથી તે ખવાઇ ગયલી હતી—હાડ મારીની બેજારીથી તે ગલાઇ ગયલી હતી, અને રાતોદીનના ચાલુ વિલાપથી તેની કાયા છેકજ લઠડી પડેલી હતી.

ડાકટરને ઘર આવવા પછી તેણીની એ માંદગી વધતી ચાલી. તે એક ઠડાવ સાથે પોતાનો પ્યારો જીવ અકારો કરી મરવાજ

સુતી હતી, અને તેથી ડાકટરની તહરેવાર દવાઓની તેનાં ઘસાઇ ગયલાં તન અને મન ઉપર કશી અસર ઉતરી નહીં.

બીજા હાથપર જમસુને કોઇ રવેસે ખબર પડી ચુકી હતી કે પીરોજાને બેમાર હાલતમાં ડાકટર નશરવાંનજીને ઘર લઇ જવામાં આવી છે, અને તે તેણીની હાલત જ્યારે વધતી બગડતી ચાલતી હતી તેવા અરસામાં તેણીને મલવા આવ્યો હતો. તે રાત્રે આવ્યો. ડાકટરનો સૌથી ફુરસદનો એ વખત સાંધીને તે આવ્યો. ડાકટર સાથ એકાંત ગુફતેગોમાં તે એક કલાક રોકાયો અને તે અરસામાં તેણે કોઇબી પ્રકારે પીરોજાને મલવાને મીનતજારીઓ કીધી એ વાત ખરી છે. લુચ્છા જમસુએ ઘણીક ખરાબીઓ કરી હતી, પણ તોબી પીરોજાને તે કેટલીક હદ સુધી ચાહાતો હતો, માટે જ્યારે તેણે જાંણ્યું કે પીરોજા તેને તજી ગઈ છે અને તે ઉપરાંત ધાસ્તી ભરેલી રીતે બેમાર છે ત્યારે તે ઉસ્કેરાઇ આવ્યો, અને તેણીને મલીને તેણીની માંફી ચાહી લેવા તે આશભેર આવ્યો.

આ આશામાં તે ફાવ્યો નહીં. પીરોજાએ ડાકટરનાં ઘરમાં આવતાં માંગી લીધું હતું કે એ માહા બુરાનું કદીબી મોં તેને બતાવવું નહીં, માટે જો તે તેને મલવાને કશીબી હીલચાલ કરે તો તેને સાફ ના પાડવાને અને કશુંબી ઉતેજન નહીં આપવાને ડાકટરે ખુશી સાથે કોલ આપ્યો હતો, અને આ વેલાએ તે કોલને અનુસરીને ડાકટરે જમસુ ચણાપાપડીને પીરોજા સાથ મેલવવા ના પાડી. તેણે ઘણા કાલાવાલા કર્યાં પણ ડાકટરે તેને સમજાવ્યું કે પીરોજાની હાલત છેકજ લોથ છે અને આજે તેણી લગભગ સુદ્ધ બુદ્ધ વિનાની થઇ પડી છે, માટે મેલાપની વાત માફ કરાવી— અને જમસુને અંતે નિરાશ થઇને પાછું ફરવું પડયું.

બીજીજ સહવારે ડાકટરે એક કાગલ લખી પીરોજાની માપર નાંખ્યો. પીરાજા લગાર સુદ્ધિમાં આવી ત્યારે તેની રજા લઇ ડાકટરે એ કામ કીધું–બલકે એ કામ કરવાને તેણીએજ ડાકટરને તાકીદ કરી. તેણીએ જોયું કે હવે તેણીના દહાડા ગણાઇ ચુકયા હતા એટલે તે મમતાલુ મા અને માયાવંત બેહેનની માંફી ચાહી તેમનાં પ્યારભર પાસાંમાં મરવાનો સેવટનો આશીરવાદ પામવા ડાકટરનાં સુચવતાંજ તેણીએ ડાકટરને તેમ કરવાને તાકીદ કરી, નેતાર કરવાથી ઘોટાલો વધે માટે વીગતે પોતાને ઓલખાવી ડાકટરે

ટુંકમાં વીસ્તારથી પીરોજાનો કમબખ્ત હાલ તે કાગલમાં લખ્યો અને સેવટે તેણી જે જોખમભરી હાલતમાં હતી તે લખી તેઓને જલદી આવવાને અરજ કરી. વાંચનારને યાદ હશે કે એ કાગલ ટપાલમાં નાખવા મનેજ મોકલવામાં આવ્યો હતો, અને તે ઉપરનું સરનામું વાંચી હું શીરીનજ અમારાં ઘરમાં માંદી પડેલી છે એમ વધારે ભરોસાથી સમજ્યો હતો.

પીરોજાની હાલત એ કાગલ જવા પછી અતી ઘણી વધારે બગડતી ચાલી, અને તેણી મોહતની માંદગી વચ્ચે જે લવારો કરતી હતી તેમાં પોતાની વ્હાલી મા અને બેહેનનાં નામો ઉપરાંત જમસુ ચણાપાપડીનું નામ ભેલાયલું રેહેતું. ગરીબ બચારી! તેનું સેવટનું બિછાંણું પણ ગભરાયલા ખ્યાલોથી ભરપુર હતું. મરતી વેલા પણ એક શાંત મોતે મરવાનો તેને કરાર ન હતો—અફસોસ!

તે કોઇ કોઇ વાર ચોંકીને ખાબમાંથી બેદાર થતી હોય તેમ પુર હોશ્યારીમાં આવતી, અને ચોપાસ પોતાની આતુર ચશમો ફેરવી ઉલટ સમેત પોતાની મા અને બેહેનને ત્યાં બેઠેલી જોવા જતી, પણ તેઓને નહીં જોઇ તે પાછી ગમથી ઝીમાઈ જતી. તે કોઇ કોઇ વાર તોતરી અને ખેંચાઈ જતી જબાંને તેઓ આવ્યાં કે નહીં તે આસેપાસેનાંઓને સવાલ કરતી, અને એવે ટવલતે હાલે તે બાપડી તેજ દને મધરાત્રે હક થઇ.

કેવો કોમલ જીવ—કેવો કાળગરો જાંન કેવાં નહીં છાજતાં મોહતે કવખતે પોતાનાં વ્હાલાંઓથી દુર લગભગ પરાયે આશરે ટવલતે હાલે કબજ થઇ ગયો! સદગુણથી એક ઉલટી રાહે ચાલી—એકજ પાપનું પગલું ભરી કેવી નામોશી વચ્ચે એકાંત સંતાપ ને અસહ્ય સંકટો વેઠી તે ભોલી કુમારીકા દયાહીણ કરપીણોની બેકદર અને ગેરમેહેરબાંનીના ભોગ તરીકે આ બેવફા જેહાંનથી અસબાબ ઉઠાવી ગઇ!

તે કુદરતી મોહતે મુઈ ન હતી—તેને મારી નાંખવામાં આવી હતી. જાંણી બુજીને તેણીનું ખુન કરવામાં આવ્યું હતું, અને તે ખુંન કરનાર જાલેમ ખુંની એક નહીં પણ બે હતા. પેહેલો ખુંની એ અબલાનો દયાહીણ બાપ પોતે હતો—તે બાપ કે જે અભાગ્યાને ગુલાબ જેવાં બચ્ચાંઓનું સુખ તેના ખરા આશીરવાદ વચ્ચે ભોગવતાં આવડતું ન હતું—તે બાપ કે જે બચ્ચાંઓને

આપવી જોઇતી સઘલી ઘટતી તાલીમ ને તરબીયતથી બીનવાકીફ અને અભણુ હતી, અને પારવનાના જુલમાત ને હદવગરના ધાક-માંજ બાપીકી સતા અને બાપીકા પવીત્ર અધીકારનો આંકો આવી ચુકેલો સમજતો હતો. પીરોજા ઉછાછલા સ્વભાવની થઇ તે એ બાપથીજ હતું—પીરોજા માબાપની સતાની સામે બંડ મચાવા શીખી તે પણ એ બાપને લીધેજ થયું—અને સેવટે પીરોજા જીવપર આવી નીતીની રાહ ચુકી આડે માર્ગે ઉતરી ગઇ તેબી તે બાપનેજ લીધે થયું. એ રીતે વાંચનાર જોશે કે પીરોજાની સઘલી ખરાબીનો પાયો હોમલા ખુંધાની વર્તણુક ઉપર રચાયો હતો, અને તે રીતે કાયદામાં નહીં તો સંસારની રીતમાં તે કંમ-બખ્ત બાપ પોતાની બેટીનો એક ખુંની હતો.

બીજો ખુંની જમસુ ચણાપાપડી હતો. ભોલી પીરોજાને ફુસલાવી ભોલવાવી આડી રાહે ઉતારનાર એજ માહા બુરો હતો. તે આપસ્વારથી બદમાસ પોતાના હેવાંનીયત હવસોને ખાતર એક કોમલાંગી સુંદરીની હોરમતપર અને બીજા બોલોમાં બોલ્યે તો જીવપરજ ટાંપ્યો હતો. તે જીવ—તે કીંમતી પ્યારો જવાંન જીવ તે ચંડાલે લુટી લીધો છે, અને તે પીરોજાનો બીજો ખુંની થાય-છે;

પીરોજા નેક રાહ ચુકેલી એક બેવકુફ છોકરી હતી એ ખરૂં, પણ તે કોઇબી રવેશે આપણી ખરી દયામાંથી સદંતર બાકાત થતી હોય તો હું તે સઘલા ભારથી ના પાડું છું. પીરોજા જેવી સેવટે થઇને મુઈ તેવી તેને બનાવામાં આવી હતી, નહીં કે કુદરતી ખવાસે તેણી અનીતીમાન અથવા બુરી હતી; વાંચનાર યાદ કરશે કે તે જમસુ સાથ ગઇ તે પરણીને તેની મોહરદાર બનવાના ઠડાવથી ગઇ હતી. અગર કોઇ મમતાલુ અવાજ તેજ વખતે તેના કાનપર પડી ચેતવણી તરીકે તેને કેહેતે કે જમસુ પરણેલો છે–કે જમસુ ખરાબ અથવા પાપી છે તો એજ પીરોજા પોતાની પ્યારી માતાનો સાથો ખોઇ દેતે, અને સેવટ આ ફેજ પામી મરણ પાંમતે એ બચ્ચીત નહીં બનતે.

એટલા માટે જે બુરાએ તેણીનો સઘલો ભવ ઉંધો માર્યો તેના તરફ હવે આપણો હરહતો ધીક્કાર અને કરડો કેહેર ફરે છે. જે લેઆનતી લુટારાએ જાંણીબુજીને એક નીરદોશ નાચાર નારની ઓહારી કરી તેના ઉપર આપણુને કદુવા ચાહવાની છે–પણુ કદુવા

ચાહવાની કશી જરૂર નથી. 'કર ને જો'ની લાગુ પડતી કહેવત આ સંસારમાં એટલી જાંણીતી છે કે જમસુ જેવો એક હરડતો લુચ્ચો તે માહાનામી કીરતારના અદલ ન્યાયમાંથી સલાંમત છટકી જવા પામે એ માનવુંજ બેહુન્દું છે, અને તેથી હાલનો જે ધનવાન અને મોજ શોખમાં છકેલો જમસુ છે તે તેનો વારો આવતાં કેવી ફેજે પોંહોચે છે તે વીસ્તારવાને હું મારી વારતામાં આગલ ચાલતાં લાયક જગ્યા ને લાયક વખત ઉપર આવશ તેટલાં આપણે તેને આપણા ધીક્કાર વચ્ચે લાંજ પડતો મેલી આપણી વારતાથી રીતસર આગલ ચાલશું.

પીરોજાને ઘર છોડી જવાને લગભગ દોઢ વરસ થઇ ગયું હતું, અને જ્યારે તેના તરફના એકબી કાગલના ટુકડા વગર તેની મા બેહેન તેને ખરેખાત લાંબા વખતથી મુવેલી સમજતાં હતા ત્યારે તેના વીશે નવેસર એક કાગલ તેઓને મલ્યો, ને તેમાં તે છેક હમણાં મરવા સુતેલી જાહેર થઇ, તેમજ તેણીની વચ્ચેનાં અરસાની જીંદગી બુરાઇમાં તમામ થઇ હતી એમ જ્યારે તેણીનાં તે બે વહાલાંઓએ જાંણ્યું ત્યારે તેઓને જે દુઃખનો નવો જખમ થયો તેનું ઝેર વીસ્તારવાને મારી કલમમાં તાકાદ નથી. એ કાગલ આવ્યો ત્યારે ગરીબ રૂપાંબાઇ અતી ઘણી માંદી હતી, અને તેથી તેણી સતારા સુધીની મુસ્કેલ મુસાફ્રી કરી શકે એવી હાલતમાં ન હતી. તેણીએ પોતાની પ્યારી બેટીનાં આ અકાલ મોહોતનું શાંત માહેતમ પોતાનાં ઘરનાં એક ખુંણામાંજ—એકાંત બીછાંણાપરજ વરસાવ્યું, અને શીરીનને જેટલી બની એટલી ઉતાવલ કરી ઘરમાં કામ કરનારી મેહેરી સાથે સતારે મોકલી આપી. સારાં નસીબે એ વખતે હોમલો ખુંધો કેટલાક દીવસનો કાંઈક ખાનગી કામસર અજમેર ગયલો હતો, ને બીજા કેટલાક દીવસ સુધી તેની પાછો ફ્રવાની વકી નહી હતી. આ તક બહુ સારી હતી કેમકે તે જો ઘરમાં હોત તો કદાચ શીરીનને જવા પણ નહીંજ દેત.

પણ ભલી શીરીન ગમે એવી તાકીદ સાથે આવવા છતાં ઘણી અસુરી આવી. તે આવી ત્યારે તેની વહાલી બેહેનને ઠેકાંણે પાડી ચુકવામાં આવી હતી, અને તેથી તે તેને મલવા તો શું પણ મોંને પડવા વટીક પાંમી નહીં—તે તેના છેલ્લા દીદાર જોવાથીબી બેનસીબ રહી, ને તેથી તેને તે કમબખ્ત બેહેનના મોહતનો બેવડો ગમ લાગ્યો.

શીરીન આવી ત્યારે તેની મા પાસથી ૨૦૦ રૂપીઆની રકમ ડાકટરને આપવા લાવી હતી. ડાકટર સગો છતાં પારકો સમાન હતો, કેમકે તેઓએ તેને કદી જોયો વટીક નહીં હતો, અને તેથી તે એ ખરચ કરે તે ઠીક નહીં હતું, પણ ડાકટરે તે નાણું લેવા ના પાડી, અને અતી ઘણી બોહોંસ થઇ સારે ફકત રૂ. ૧૦૦ની એક રકમ કબુલ રાખી.

પીરોજા જીવતી હતી ત્યાંવેર તેને છુપી રાખવાની જરૂર હતી કેમકે તે જો જીવતી રહે તો પછવાડેથી તેને જાહેરમાં શરમાવું થાય નહીં, પણ તેનાં મુવા બાદ ડાકટરે તેને પોતાની સગી તરીકે જાહેર કરી અને તેને ઘટતી ક્રિયા સાથે ઠેકાંણે પાડી.

શીરીન ડાકટરનાં ઘરમા આવી તે પછીથી કાંઇ વાતપરથી વાત નીકલતાં તેણે મારૂં નામ સાંભલ્યું, ને પીરોજાને શીરીન સમજી હું બેશુદ્ધ થયો તે વાત પણ જાણી. આથી શીરીને તુરત મને પીછાંણ્યો ને હું જે ઓરડામાં બેમાર પડેલો હતો ત્યાં આવી પોતાની ખાત્રી કરી. એ પછી તેણીએ મને પોતાના ફુઈના છોકરા તરીકે ઓલખાવ્યો, ને તેથી વલી ડાકટરે જાંણ્યું કે હું તેનો પણ સગો થતો હતો. આથી તેણે મારા તરફની પોતાની ચાલ તદન ફેરવી નાંખી, મારી પુશ્કલ માવજત કરાવી, મારા આગલ મેનેજ માટે ખાસ એક ડોસાં (જેઓ વિશે મને ગયા અંકમાં બોલવું થયું છે તેઓ) ને રાખ્યાં, અને એ વગેરે હું સાજો થાઉં એવી દરેક સગવડ અને ગોઠવણ કરી.

મારી બેમારી બેભાંનીની હતી, ને વાંચનાર જાણે છે તેમ એ જોખમ ભરેલી બેભાંની લગભગ દશ દીવસથી વધારે ચાલુ રહી હતી! એ અરસામાં શીરીને ખડે પગે ને ખરી ખંતથી તે ડોસાં જોડે મારી સાહાર વાહાર કરી હતી, અને ગોયા તેણેજ મને મરતો બચાવ્યો હતો.

ઉપલી સઘલી વીગતો મેં આગલ કહ્યું છે તેમ પીરોજાએ પોતાની સારી હાલતમાં જે કાગલ તેની માતાપર લખી રાખ્યો હતો, અને જે તેનાં મુવા પછી તેઓને આપવાને ડાકટરને તેણે તાકીદ કરી હતી તે ઉપરથી, તેમજ શીરીન બીજી બધી વીગતો મારે માટે ખાસ કરી લખી ગઇ હતી તે ઉપરથી ઉપજાવી કાઢી છે, અને તેજ વાંચનારની સગવડ ને સમજ માટે અત્રે ચાલુ એબારતમાં ગોઠવીને મેં રજુ કરી છે.

એ પછી મેં ડાકટર નશરવાંનજીની નોકરી ને ઘર મુકી જવા તૈયારી કરવા માંડી. મેં ડાકટરને મારો એરાદો કહ્યો ને તેઓ ઘણા દલગીર થયા. તેઓ મારાપર પોતાના એક દુરના સગા તરીકે ઠીક મેહેરબાંન થયા હતા, અને જો હું રહેવા રાજી હોઉં તો મારાપાસ છેક હલકું કામ નહીં કરાવતાંબી મને પોતાના નોકર તરીકે રાખવાને તેઓ રાજી હતા, પણ મને હોમલા ખુંધાનો ભારે ડર હતો, ને શીરીને તેનેજ ખાતર મને તાકીદ કરી હતી એટલે આ મકાન તો શું પણ એ શેહેરબી મુકી તુરત બાહેર નીકલી જવાને મેં અગત જોઇ, અને તેથી ડાકટરની માયાભરી દરખાસ્ત મેં ઘણાં માંન ને હેસાંન સાથ નામંજુર કરી.

પણ વલી હું ક્યાં જઈશ? મારાં નસીબમાં એવી હાડમારીના ધકેલા પછાડા ક્યાં સુધી ચાલુ રહેવાના હશે તેનો ખ્યાલ થઇ પાછો મને બલાપો થયો. નવી નોકરી ક્યાં મલશે ક્યારે મલશે તે મને સમજાયું નહીં, અને વલી તેની ખોલમાં મારે પુર્વ પશ્ચિમ ઉત્તર કે દક્ષિણ દીશાએ ચાલુ મુકવું તેનો મને નવો ઘાતકી ગુચવાડો પેદા થયો!



# જાહેર ખબરો.

## છપાઈ બાહેર પડશે.

---

### કાવલાની કાંહાંણી—ભાગ ૨ જો.

એક અત્યંત રસીલી, નીતીમાન અને ચાનક
આપનારી વારતા.

---

**બનાવનાર—બહેમનજી નવરોજજી કાબરાજી,**

"દીલજંગ દલેર" ઇત્યાદિના કરતા.

આ વારતાનો બીજો ભાગ છાપવા માંડયો છે. તેનો આ ૧ લો ભાગ જેઓએ વાંચ્યો હશે, તેઓ તેનો બીજો ભાગ કેટલો રસીલો થઇ પડશે તે સેહેલથી સમજી શકશે. અતરે એટલુંજ જણાવવું છે કે એ વારતા જેમ આગલ વધે છે તેમ વધારે ને વધારે વાંચવા જોગ થાય છે, માટે આ બીજો ભાગ આ ૧ લા ભાગ કરતાં બેવડો રસીલો છે. એ બીજા ભાગનું પુસ્તક આવીજ સુંદર છપાઇ ને સરસ બંધાઇનું આ પુસ્તક કરતાં **વધારે મોટું** દલદાર પુસ્તક થશે, અને તેમ છતાં તેની કીંમત આ પુસ્તકની લેવામાં આવી તેમજ **આગમચથી રૂ. ૧॥ ને પાછલથી રૂ. ૨** ઠડાવીછે. ગ્રાહકોએ પોતાનાં નામ તાકીદે કોટમાં ગણબાવાના કુવા આગલ ફ્રોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં અથવા મેસર્સ કરાંણીઓની કોટ અને ધોબીતલાવ ખાતાંની બુક દીપોમાં નોંધાવવા તજદી લેવી.

---

**એજ કરતાનાં કરેલાં** સઘલાં નીચલાં પુસ્તકો ઉપલાંજ ઠેકાંણાંઓપર મલશેઃ—

## "દીલજંગ દલેર"—કીંમત રૂ. ૧

આ વારતા માટે તેનાં વાંચનારાંઓ જાહેર કરે છે કે તે એક વાર વાંચી હોય તો ફરીને આખી વાંચવા વના મન સમજતું નથી, ને તેની ૧૦૦૦ પ્રતમાંથી હવે ભાગ્યે **ફકત ૫૦ નકલો** બાકી રહી છે તેજ એ વારતા કેટલી બધી લોક પસંદ થઇ પડી છે તેની સીફારસમાં પુરતું બોલી બતાવે છે.

---

## "સિપાહ બચ્ચાની સજની"—કીંમત રૂ. ૧

આ વારતાની ફકત ત્રણ નકલ વેચવાની બાકી રહી છે. એ વારતા અતી ઘણી કરૂણારસ હોવાથી વાંચનારાંઓને ઘણી પસંદ પડતી થઇ પડી છે, અને તેમાં એક પાકજાદ ઓરતની જે નીતી અને વફાદારી ચીતારવામાં આવી છે તે ભારે અસરકારક છે.

આ વારતાની બીજી આવૃતી જો પુરતાં ગ્રહાક થશે તો છાપવામાં આવશે, માટે ઉમેદવાર ગ્રહાકોએ નામો નોંધાવવા તજદી લેવી.

---

## "ધીરજનું ધન યાને સંકટ અને સબુરી"—કીંમત રૂ. ૧।।

આ વારતાની તેનાં એકેએક વાંચનારાંઓએ જાબજા તારીફ કરેલી છે, અને એના બનાવનારની આગલી બંને વારતાઓ પેઠેજ તે પણ અત્યંત રસીલી, નીતીમાન અને ચાનક આપનારી છે એમ એક અવાજે બોલવામાં અને લખવામાં આવ્યું છે.

---

## "કાચા કાનની ખરાબી"

## યાને

## ઝેબનેઝર અને શીરીન—કીંમત રૂ૦।।

આ નાટક માહાન નાટકકાર શેકશપીઅરના કરેલા શ્રેષ્ઠ સંસારી• ખેલ નામે "ઑથેલો" ઉપરથી દેશી સોખને અનુસરીને છાજતાં

ફેરફારો સહીત ઉપજાવી કાઢેલો છે. તે અતરેનાં સઘળાં આબરૂદાર ઠીએટરોમાં તમાસગીરોની ભારે ઠઠો હજુર ઘણીક વાર ભજી બતાવવામાં આવેલો છે, અને તેમાં "કાચા કાન"નાં ભયંકાર પરીણામોની સંસારી બદી અતી અસરકારક રીતે બતાવેલી છે. આ ખેલ દરેક કુટુંબે રાખવા અને વાંચવા જોગ છે.

---

## "જુગાર!"—કીંમત રૂ૦॥

આ નવો ગાયણયુકત નાટક "ધી ગેમસ્ટર" નામના કરૂણામય ખેલ ઉપરથી દેશી સોખને અનુસરતા ફેરફારો સહીત ઉપજાવી કાઢવામાં આવ્યો છે. તે અતરેનાં જાંણીતાં ઠીએટરોમાં તમાસગીરોની ઠઠો હજુર રજુ થયલો છે, ને એક નીતીમાન અને ચાનક આપનારા નાટક તરીકે તેની ઘણી વખાંણ થયલી છે. તેમાં જુગારની ખોહારી અને બુરી અસર અચ્છી રવેસે દરશાવી છે, અને એક ઓરતની પાકદામાંની અને વફાદારી ફતેહમંદીથી ચીતારવામાં આવી છે. આ નાટકમાં લગભગ ચાલીસ મધુર રાગોનાં ગાયણો સમાવેલાં છે.



